# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૫ મું.　　અષાઢ, સંવત ૧૯૩૩.　　અંક ૯ મો.

## धर्मो रक्षति रक्षितः



॥ श्लोक ॥

अयंनिज परोवेति गणनालघुचेतसां ॥
उदारचरितानांतु वसुधैवकुटुंबकम् ॥ १ ॥

અર્થ—હલકા અને તુચ્છ વિચારવાળા માણસો આ મારો છે, અને આ પારકો છે, એ રીતની ગણના કરે છે પણ ઉદાર પરાક્રમવાળા પુરુષોને તો આખી પૃથ્વી પોતાનુંજ કુટુંબ છે

## ॥ पद ॥

॥ राग धोळ ॥

(રામ લક્ષમણ વનમાં સિધાવતા એ પ્રમાણે)

परथम वरणाश्रम धर्म पाळता,
कीधा जप व्रत दान अनेक—जीव्युं धन तेहनुं. १.
तेथी हरि भक्ति उर ऊपनी,
जाण्यो साचो स्वामी एक—जीव्युं. २.
तेणे तीव्र वैराग प्रगट थयो,
गइ भोग वासना दूर—जीव्युं. ३.
जड चैतन्य शुद्ध विवेकथी,
जाण्या जूजवा जम तम सूर—जीव्युं. ४
दश इंद्रियो जेणे वश करी,
जित्या मन बुद्धि चित्त अहंकार—

તરી
ાથી ભર્યો
૫ જેના વિચાર



उपरती पाम्युं मन सर्वदा,
नकरे कांई विषय विचार—जीन्युं. ६.
सुखथी ऊछरंग न मन धरे,
भय दु:खथी न पामे लगार—जीन्युं. ७.
विश्वास गुरु वेदांतनो,
दृढ करी चित राखे ठार—जीन्युं. ८. (अधु

**मनोहरस्वामी.**

---

## વિદુર નીતિ.

( સાંધણ ગયા અંકના પૃષ્ટ ૧૦૯ થી. )

यथाशक्तिचिकीर्षंति यथाशक्तिचकुर्वते ॥
नकिंचिदवमन्यंते नराःपंडितबुद्धयः ॥ २१ ॥

અર્થ—જે માણસ પોતાની શક્તિ પ્રમાણે કામ કરવાની ઇચ્છા ક અને પોતાની શક્તિ મુજબ કામ કરેછે. તેમ પોતે કોઇનું પણ : માન કરતા નથી; એ રીતના જે પુરૂષો છે, તેઓ પંડિત, બુદ્ધિ કહેવાય છે. ॥ ૨૧ ॥

क्षिप्रंविजानातिचिरंशृणोति विज्ञायचार्थंभजतेनकामात् ॥
नासंपृष्टोह्युपयुंकेपरार्थे तत्प्रज्ञानंप्रथमंपंडितस्य ॥ २२ ॥

અર્થ—કોઇ માણસ કંઇપણ વાત કરે તો તેનો અભિપ્રાય જલ જાણી લેછે; અને જે કોઇ વાત કરતું હોય તે ઘણીવાર મન સ્થિર રા પોતાના મનમાં તે વાત ઉતરવા સારૂં સાંભળેછે. અને તેના અભિ બરાબર સમજીને કામ કરેછે. તથા અભિપ્રાય જાણ્યા વગર તે ; ાં ઉત્સવળ કરતો નથી, તેમ કોઇ ઠેકાણે પણ બીજાએ કહ્યાવિના વ: ોલી ઉઠતો નથી તો તે પંડિતનું પ્રથમ ચિન્હછે. ॥ ૨૨ ॥

नाप्राप्यमभिवांच्छंति नष्टंनेच्छंतिशोचितुं ॥
आपत्सुचनमुह्यंति नराःपंडितबुद्धयः ॥ २३ ॥

तत्वज्ञःसर्वभूतानां योगज्ञःसर्वकर्मणां ॥
उपायज्ञोमनुष्याणां नरःपंडितउच्यते ॥ २७ ॥

અર્થ—સર્વ જગત તથા ઐશ્વર્ય* નાશવાન છે એ રીતે જે જાણેછે, અથવા સર્વ ભૂત પ્રાણીમાત્રના રૂપને જે ઓળખેછે. અને જે જે કામ કરવાં હોય તે તે કામ કરવાની રચનાની જુદી જુદી ક્રિયાઓને જાણેછે. અને તે તે જે રચનાઓ કરવી; તેમાં આટલી તૈયારી અને આટલી સામગ્રી (પદાર્થ) જોઈશે; એ રીતે જેને જાણવાની શક્તિ છે; તો તે માણસ પંડિત કહેવાયછે. ॥ ૨૭ ॥

प्रवृत्तवाक्चित्रकथ ऊहवान्प्रतिभानवान् ॥
आशुग्रंथार्थवक्ताच यःसपंडितउच्यते ॥ २८ ॥

અર્થ—જે પુરૂષ સભામાં અથવા હરેક જગાએ ભાષણ કરવામાં સમર્થ છે. અને દુનિયાંદારીની કેટલીક વાતોથી વાકેફગાર છે. તેમજ તે વાતો જે કરે તેમાં કેટલાક તર્ક કરવામાં અને આગલ્યા માણસને મોહ થાય, તે રીતના વિચારો આપવાથી સંપૂર્ણ છે. અને જે સમએ જે વાતનો પ્રસંગ ચાલતો હોય, તે પ્રસંગને જોઈએ તેવા દાખલા નવા નવા જેના મનમાં સત્વર સુઝી આવેછે. તેમ કોઈ પણ નવિન ગ્રંથ કોઈ પણ માણસે આવીને આપ્યો, કે જોતાંજ તત્કાળ તેનું વ્યાખ્યાન કરેછે. એવા જે પુરૂષ છે, તે પુરૂષ પંડિત કહેવાયછે. ॥ ૨૮ ॥ (અપૂર્ણ.)

---

## રાજ તરંગિણી સાર.

(સાંધણ પૃષ્ઠ ૧૦૩ મેથી.)

તરંગ સાતમાનો આરંભ.

સંગ્રામરાજ પોતે ક્ષમાવાન અને ગંભીર પ્રકૃતીનો હતો, તેથી ઘણા શત્રુઓને તેણે જીતી લીધા હતા. જે તુંગનો ભંગ રાજ ગુજરી ગયા પછી બધો કારભારીઓ કરતા હતા, તેઓ તરફથી આ વખત તુંગનો ઉદય

* સમૃદ્ધિ.

થવા લાગ્યો "દૈવની ગતીને કોણ જાણી શકે છે?" ચંડાકર જો કે સર્વ અધિકારને લાયક હતો, શુરવીર હતો, અને શક્તિવાન હતો, પણ તે વખતમાં તેનું મરણ થયું. અને પુણ્યાકરના દીકરાઓ શુરવીર હતા, તો પણ તે વખત શાંત થઈ બેઠા. આવી રીતે સમર્થ કારભારી ન હોવાથી પોતાની ઇચ્છા ન છતાં સંગ્રામરાજને દૈવેચ્છાથી તુંગનો પક્ષ લેવો પડ્યો. ફેરાને સહન કરવામાં કાયર સંગ્રામરાજે પ્રજાનો સર્વ ભાગ તુંગને સોંપી દીધો. એનુ પુરૂં બીકણપણું બીજું શું પ્રકાશવું! આટલુંજ બસ છે કે, તેણે પોતાને લાયક નહીં એવા ધોડા સાથે સંબંધ કરી પોતાની યશની ખામીને સહન કરી, સંગ્રામરાજે સહાયને માટે લક્ષ્મીવાળો અને શુરવીર છે, એમ ગણીને દીદામઠના અધીકારી પ્રેમ નામના બ્રાહ્મણને પોતાની પુત્રી આપી. સર્વ લોકનું પાળન કરવામાં સમર્થ કોઇ કુલીન રાજ કુમારને લાયક રાજ પુત્રી ક્યાં? અને હમેશ પ્રતિગ્રહ લેવાથી ભીના હાથવાળો હલકા મનનો બ્રાહ્મણ તે ક્યાં? ત્યાર પછી તુંગાદીકને તોડી પાડવા માટે કેટલાક બ્રાહ્મણોને કારભારી કરી પરીહાસપુરમાં સભા કરી. બ્રાહ્મણ કારભારીઓના ઐક્ય મતથી રાજ્યમાં ખટપટ ચાલી, અને તુંગને કાઢી મેલવાનો બધાએ વિચાર કર્યો. તુંગને બહાર કાઢવાની લડાઇમાં, જે બ્રાહ્મણ મૃત્યુ પામશે તેને તુંગને ઘેર જઇને બાળશું, એવી એની પ્રતિજ્ઞા હતી. એ પ્રમાણે એકનું મરણ થાતાં જ્યારે તેના મુડદાને તુંગને ઘેર લઇ ગયા તે વખત કેશનો હોમ કરી તુંગે એક કૃત્યા ઉભી કરીને તેની સાથે કેટલીક ફોજ મોકલી, તેને જોઇને બ્રાહ્મણ બધા ભાગી નિકળ્યા, ને તેઓને વિચાર આપનાર રાજકળશ ભયથી પોતાના ઘરમાં પેસી ગયો, પણ તેની કુટિલતાની ખબર પડી જવાથી તેને સંગ્રામ કરવો પડ્યો. રાજકળશ જ્યારે જીતાઇ ગયો ત્યારે શ્રીધરના સાત પુત્રે લડાઇ શરૂ કરી, તેઓ મોટી લડાઇ કરી સંગ્રામમાંજ નાશ પામ્યા. તેઓ મરી ગયા પછી તુંગ રાજકળશને બાંધી પોતાને ઘેર લાવ્યો. એક ભુતીકળશ એવે નામે કારભારી હતો તેને પણ જીતી લીધો જેથી તે પોતાના રાજક નામના દીકરાની સાથે સુરમઠમાં જઈને રહ્યો. પરીહાસપુરમાંથી જે દેશની ખટપટ ચાલી હતી, તે ખટપટ દૈવયોગથી તુંગના કલ્યાણને માટે થઈ. ત્યાર પછી ગુણદેવ

નામના મંત્રીએ રાજાને પ્રસન્ન કર્યો. એટલે ભીતીકળશ જે સુરમઠમાં રે-હેતો હતો. તે ગંગાદીક તીર્થમાં નાહીને રાજાની પાસે આવ્યો. ફરીથી રાજાના ઘરમાં રહી તુંગને મારવા માટે રાજા પાસે દુતોને મોકલાવ્યા. આ વાતની તુંગને ખબર પડી જવાથી, રાજાએ ભુતીકળશને દીકરાસોત ગાંમમાંથી કાઢી મુક્યો. ચંડાકરનો દીકરો જે કાંઈક ધીરજવાન હતો તે પણ મરણ પામ્યો. થોડા દીવસ રાજ કન્યાનું સુખ ભોગવી રાજાનો ઉપકાર કરનાર, લક્ષ્મીવાળો પ્રેમ નામનો દીદામઠનો અધિકારી, પણ મરણ પામ્યો. જે સંગ્રામરાજનો જમાઈ હતો. કેવળ તુંગ એક ભાઈ સહીત સુખ ભોગવવાને રહ્યો. એમ જે જે વૃત્તાંત તુંગના નાશને માટે બન્યાં હતાં તે તે વૃત્તાંત દૈવની ઇચ્છાથી તેની વૃદ્ધીને માટે થઈ પડ્યાં. જે ઝાડ ઘણા કાળનું હોય જેના મૂળની ધરતી બધી ખણાઈ ગઈ હોય, અને ફકત પોતાના મૂળ માત્રનો આશ્રય હોય તેને મજબુત ધરતીનાં ઝાડ વાંઞો. એમ ધારે છે કે, આ ઝાડ આ ચોમાસામાં તણાઈ જશે; પણ જ્યારે ચોમાસુ આવેછે, ત્યારે નદીનું પુર એવા પ્રકારથી આવે છે કે મજબુત ધરતીવાળાં ઝાડનાજ મૂળની માટી લઈ જે ઝાડને પડવાની શંકા ધારતાં હતાં તેનાજ મૂળમાં નાખેછે તેથી તેની મૂળની ભુમી દૃઢ થાયછે. તુંગ પોતે જે વ્યવહાર કરતો તે નીતીથી ઘણો નિર્મળ કરતો હતો. અને પ્રજાના આરાધનમાં તે તત્પર હતો, પણ પૂર્વના પુણ્યનો ક્ષય થવાથી ધીરે ધીરે તેની બુદ્ધિમાં ફેર પડવા લાગ્યો. મુખ્ય એની બુદ્ધિની ભુલ એ થઈ કે તેણે પોતાની સાહ્યને માટે ભદ્રેશ્વર નામના નિચ કાયસ્થને પાસે રાખ્યો. જે કાયસ્થ પોતે વાડીમાં રેહેતો, ખાટકીના જેવી ક્રિયા કરતો, અને લાકડાં વેચતો ઈત્યાદિ હલકા ધંધાઓ કરતો; પણ તુંગ પોતે રાજાનાં અનેક કાર્યની ચીંતાથી થાકી જવાને લીવે, તે કાયસ્થને સહાયમાં લઈ પોતાના ભાગ્યનો ક્ષય થયો તેને જાણતો ન હતો.
..ગ પોતે ધર્મીષ્ટ અને સારા મનનું માણસ હતો. તો પણ આ કાયસ્થના
રાત્રુઓ ..ી તેના વિચારો બદલાઈ ગયા. એ દુષ્ટ કાયસ્થે દેવતાંઓ, બ્રાહ્મણ,
પછી બધો ..અતીથી, અને રાજાના ચાકરોની વૃત્તિ તોડી નાખી. મુડદાથી ..ો કપાળી પણ પોતાનાઓનું રક્ષણ કરેછે, પણ ભદ્રેશ્વર કાય..નો પણ જીવ લેતો, તુંગે ચૈત્ર માસમાં સર્વ અધિકાર ભદ્રેશ્વર-

ને આવ્યો, તેટલામાં સુગંધીસિંહ અષાઢ મહિનામાં નાશ પામ્યો. આ પુરૂષ તુંગનો બાધ થતો તેથી તુંગે પોતાનું માથું કપાઇ ગયું એમ માન્યું. રાજાએ ત્રીલોચનપાળ નામના પાદશાહને સહાયતા લેવા માટે તુંગને માગશર માસમાં તેના દેશમા મોકલ્યો. કેટલાક રાજપુત્રો, કેટલાક કારભારીઓ, ને કેટલાક ઉમરાઓ, સહીત મોટી ફોજ તુંગની પછવાડે ચાલી. આ વાતની ત્રીલોચનપાળ પાદશાહને ખબર પડી તેથી સામા આવી તેનો સત્કાર કર્યો. અને પાચ છ દીવસ પોતાના દેશમાં રાખ્યો. હમેશ ઉજાગરા થવાથી પાદશાહે તેને કહ્યુ કે જ્યાં સુધી તમે તુરૂસ્કની સાથે યુદ્ધ કરવા માટે વિચાર નથી કર્યો ને આળસમાં છો. ત્યાં સુધી આ પર્વતની તળેટીમાં રહો. આતુ તે પાદશાહનું વચન તુંગે માન્યુ નહીં. એટલામા હમીર થોડી ફોજ લઇ તેની ફોજની ચરચા જાણવા આવી પહોચ્યો. અને તેણે કેટલાક તેની ફોજનાં માણસો માર્યાં. ત્રીલોચનપાળ પાદશાહ તો વારવાર ઉપર પ્રમાણેજ તેને કહેતો પણ તેનું વચન સંગ્રામમાં ઉત્સાહવાળા તુંગે માન્યુ નહીં. ઘણું કરીને જેનો નાશ નજીકમાં આવ્યો હોય તેને ઉપદેશ દઇએ તે નિષ્ફળ જાયછે. તુંગની ફોજમા ભંગ પડ્યો અને પાદશાહની ફોજે ફતેહ મેળવી ત્રીલોચનપાળનો મહીમા કોણ કહી શકે? જેને અસંખ્ય શત્રુ છતાં કોઇ જીતી શક્યો નહીં. તે સંગ્રામમા કરોડો શત્રુને જીતી, શત્રુના મકટથી નિકળી ગયો. હમીર જો કે તેણે જય મેળવ્યો હતો તો પણ ત્રીલોચનપાળનું પરાક્રમ સભારી પોતે કંઇજ અહંકાર કરતો ન હતો. ત્રીલોચનપાળ એક હાથીની ફોજ લઇ પાછો જય મેળવવા આવ્યો. તેણે આવી લડાઇ કરી કે જેથી ગહાનું નામ પણ નાશ થઇ ગયું. स्वप्नेपियदसंभाव्यंयत्रभग्नामनोरथा: हेलयातद्विदधतोनासाध्यविधातेविधे: ॥ અર્થ—સ્વપ્નામાં પણ જે અસંભવીત હોય, જેમાં મનોરથ ભાગી ગયા હોય, એવું પણ કામ જો વિધાતા કરવા ચાહે છે તો રમત માત્રમા કરી શકે છે, કારણ દેવને કાઇ અસાધ્ય નથી. એ પાદશાહનો દેશ કારભારી રાજાઓને સામગ્રી સહીત ક્યાં હતો? અને ક્યાં ન હોતો? તે હમણાં વિચારાય છે. તુરૂસ્કોને પૃથ્વીમા ઉતરવા દઇ પોતાનો ભંગ થવાથી તુંગ સ્વદેશમા આવ્યો. તુંગ પરાભવ પામીને આવ્યો તે અપરાધથી રાજાએ ક્રોધ ન કર્યો; પણ તેને દેખવાથી

રાજાને ખેદ લાગ્યો. વળી તુંગનો દીકરો કંદર્પસિંહ નામનો, લક્ષ્મી અને શુરવીરતાના ગર્વથી રાજાના જેવો વ્યવહાર ચલાવતો તેથી પણ સંગ્રામદેવને ઉદ્વેગ થાતો. તે વખતમાં વળી છાના લેખો લખી વિગ્રહરાજે તુંગને મારવામાં પ્રેરણા કરી. રાજાએ કોશરક્ષણાદિ તુંગનાં કામ જોવા માંડ્યાં, ત્યારે તેને લાગ્યું કે તુંગ મારવા લાયક નથી. અને જ્યારે છાનાં લખાણ કરનારના લખાણ સામી નજર કરે, ત્યારે એમ થાય કે તુંગને મારવોજ. આવી રીતે રાજાનું મન, હીંડોળામાં હીંચકાતું હોય તે માફક થવા લાગ્યું. (અધુરૂં.)

---

## એક જુલમી જમીનદાર.

નામરદા નગરીમાં મદાંધમતિ નામે એક જમીનદાર રેહેતો હતો. તે ઘણો ધનવાન, જાતે બહુ ખારીલો, ગર્વીષ્ઠ, અને અદેખો હતો. એ સઘળો વખત સુખ વિલાસ અને પથારીએ પડી રહેવામાં ગાળતો. પોતાની સમૃદ્ધિનો મદ તેને ઘણો હતો તેથી એટલો તો બેહેકી ગયો હતો કે ગામમાં કોઇને ગણે નહીં. તથા ગરીબો ઉપર દયા રાખે નહીં. મનમાં જાણે કે આખી પ્રજાનો માંધાતા* તે હુંજ છું. તેનું મન બહુજ નિર્દય હતું. કોઈનું દુઃખ જોઇને તેને અરે આવતી નહીં. તેનો જુલમ ગામમાં એટલો તો વધી પડેલો કે ગરીબ લોકો એનાથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા. છ વરસનું નાનું છોકરૂં પણ તેનું નામ સાંભળીને રડતું છાનું રહેતું. પોતે બધા કરતાં મોટો ધનાઢ્ય અને માતબર એટલે ગામના તમામ લોકો એનાથી એટલા તો દબાઈ ગએલા કે તેને કોઈ ખારૂં કે ખાટું કશું પણ કહી શકે નહીં. એટલુંજ નહીં પણ એના જુલમ વિષે સરકારમાં કોઇ પણ ફરીયાદ કરવાને હીમ્મત ધરી શકે નહીં. તેથી એવો તો મસ્ત બની ગએલો કે, ધરતી ઉપર પગ પણ મુકે નહીં. એના ઘરના પછવાડે કોઇ એક મેહેનતુ ખરાદી રમકડાં ઉતારનાર ભાગી તુટી છાપરીમાં પોતાનાં બાળ બચ્ચાંને લેઇ રેહેતો હતો. તે ઘણો ઉદ્યોગી અને મેહેનતુ હતો રાત દિવસ ધંધો કરી પોતાના કુટુંબનું ભરણ પોષણ કરતો. તેની સાથે

---

* એવા નામનો એક રાજા અગાઉ થઇ ગયો.

તેને છેડ પડી. એ છેડ પડવાનું કારણ એ હતું કે, તે ઉદ્યોગી માણસને એવા નિયમ હતો કે, પોતાના ધંધાને સારૂં હમેશાં રાતના ત્રણ વાગ્યે ઉઠવું. તે આ જમીનદારને ગમે નહીં. કેમકે જમીનદાર ઘણો ઊંઘણસી હોવાથી ખરાદી રમકડાં ઉતારતો તે સંધાડાનો અવાજ તેની ઊંઘમાં ખલેલ કરતો હતો. તે એને પસંદ નહોતું. એક દિવસ એવું બન્યું કે રાતના ત્રણ વાગ્યે આ જમીનદાર ખરી ઊંઘમાં આવેલા તે વખતે ખરાદી પોતાના કામ ઉપર બેઠો તેથી તેના સંધાડાનો અવાજ જમીનદારના કાન ઉપર જતાંજ તે ઝબ-કીને જાગી ઉઠ્યો. અને ખરાદી ઉપર ઘણોજ ગુસ્સામાં આવી ગયો. કંઇ પણ બીજો વિચાર નહીં કરતાં તેણે પોતાના તાબાના ચાકરોને, એકદમ હુકમ કર્યો કે આ ખરાદી રોજ રાતે ઉઠીને મારી ઊંઘમાં હરકત કરેછે. માટે તમે જલદી તેની પાસે જાઓ અને તેનાં રમકડાં વિગેરે ઓજારો ભાગી ફુટીને ગામની નદીમાં નાંખી દ્યો. એટલુંજ નહીં પણ તેને મારી કુડીને ગામમાંથી બહાર કાઢી મુકો. પોતાના ધણીનો આવો હુકમ સાં-ભળી ચાકરોના મનમાં તો ઠીક લાગ્યું નહીં. પણ કહ્યુંછે કે " चाकर बीचारा शुं करे के माल पराया खाय " તેથી ધણીનો હુકમ ઉઠાવ્યા વિના છુટકો નહીં માટે પેલા ખરાદીને ત્યાં તાબડતોબ ગયા અને એકદમ તેનાં સઘળાં રમકડાં અને રળી ખાવાનાં જે ઓજારો જે તેણે ઘણીજ મેહેનતે મેળવ્યાં હતાં, તે સર્વ ભાંગી નાખીને ચુરેચુરા કરી નાખ્યાં. ખરા-દીએ નહી ભાગવાને ઘણા કાલાવાલા કર્યા અને મારો અપરાધ શું? એમ બહુજ બુમો પાડી. પણ સાંભળે કોણ? તમામ નાશ કરી નાંખ્યું. અને તેને નદીમાં નાંખી, ખરાદીને અને તેનાં બૈરાં છોકરાંને ભુંડા હવાલથી રાતે, કફળતે ગામ બહાર કાઢી મુક્યાં. ગામમાં ખરાદીના ઉપર આવો જુલમ થએલો જોઈ મોટો ત્રાસ વર્ત્તાયો. પણ કોની માએ સવાશેર સુંઠ ખાધી હોય કે જમીનદારને કંઈપણ કહી શકે? આ વખતે પેલા ખરાદીને ઉપે આભ અને નિચે ધરતી શિવાય કોઈ પણ આધાર હતો નહીં. ખરાદી મોટી ફીકરમાં આવી પડ્યો. પોતાના છોકરાં એક તરફ ભુખથી ટળવળે તે જોઈ. અને બીજી તરફથી આ જમીનદારે કીધેલા જુલમથી તેને એટલો તો સતાપ થવા લાગ્યો કે, આ વેદના કરતા મરવું સારૂ. ગનમા

વિચાર કરેછે કે હવે કરવું કેમ ? એવામાં એક અકટર ભાઉ દાજી જેવો કોઈ દયાળુ અને હિંમતવાન પુરૂષ તેને આવી મળ્યો. તેને જોઇ પેલા ખરાદીનું મન ભરાઇ આવવાથી ઘણોજ રડી પડ્યો. તેનું રડવું જોઇને તેનાં બાયડી છોકરાં પણ ભુખથી અને દુઃખથી આકુળ વ્યાકુળ થઈ રહ્યાં હતાં; તે પણ રડી પડ્યાં. અને તેમની આંખ્યોમાંથી ચોધારે આંસુની ધારા ચાલી રહી. આ જોઇને તે પુરૂષને મોટું આશ્ચર્ય લાગ્યું; અને તેમને તેમના દુઃખની હકીકત શું છે ? તે પુછવા માંડી. પણ પેલાં દુઃખીઓનું હઇડું ઘણુંજ ભરાઇ આવેલું તે કેમ કર્યા રોતાં રહે નહીં. થોડીવારે પેલા દયાળુ પુરૂષે ઘણાજ પ્રયત્નથી છાંનાં રાખ્યાં. ત્યારે જે બન્યું હતું તે અથતી તે ઇતી સુધી તેને કહી સંભળાવ્યું. ખરાદીના ઉપર અઘટીત અને હદ વગરના થએલા જુલમથી, આ પુરૂષને તેની દયામણી અને રનેવને હાલત ઉપર મનમાં ઘણુંજ કષ્ટ થયું. અને પેલા જુલમી જમીનદાર ઉપર તેને ભારે ખુન્નસ ભરાઇ આવ્યું. તેથી આ મહાન પુરૂષે ધાર્યું કે આવા જુલમી અને ઘાતકી જમીનદારને કાંઇ યોગ્ય શિક્ષાએ પોચાડાય તો એથી મોટું કશુ પુન્ય છે નહીં. આમ વિચારી તેણે મોટી બહાદુરી ભીડવાનો મનસુબો કર્યો. અને ખરાદીને કહ્યું કે તમે મારી સાથે ચાલો. આ ઉપરથી આ દુર્દશામાં આવી પડેલુ કુટંબ તે દયાળુના કેહેવા પ્રમાણે તેની સાથે ગયું. થોડે એક છેટે એક મોટું શેહેર હતું ત્યાં આ પુરૂષ તેમને લઇ ગયો. આ શેહેરમાં ઇનસાફને માટે સરકારી જડ્જની એક કોર્ટ હતી. અને તેમાં એક ભલો અને વિચારવંત ન્યાયાધીશ હતો. તેની પાસે આ કુટંબને ઉભું કર્યું. અને સઘળો થએલો તેઓના ઉપરનો જુલમ સવિસ્તર તેને વિદીત કર્યો. આથી જડ્જના મનને ઘણુંજ લાગ્યું; અને એટલી બધી કરૂણાની અસર થઇ કે એજ વખત પેલા જુલમી જમીનદારને, તત્કાળ પોતાની હજુરના સિપાઇઓને મોકલી બાંધી મંગાવ્યો. અને તેની મુખજુબાની લીધી. જમીનદારે જાણ્યું કે હવે ભાગ મળ્યા માટે કોઇપણ પ્રકારે જુઠું નહીં બોલું તો આ જડ્જ મને છોડનાર નથી. તેથી તદન જુલમ કર્યાની વાતથી નાસુકરર ગયો. પણ પાપ તે કેમ છાનું રેહે ? તે જમીનદારના સિપાઈઓથી તાપ જીરવી શકાયો નહીં. તેથી તેમણે બધુ કહી દીધુ. ન્યાયાધી-

શાની ખાત્રી થઇ કે આ જમીનદાર પોતાના પૈસાના મદમાં છકી ગએલો હોઇને, એક ગરીબ ખરાદીઉપર તેણે ઘાતકી અને બેહદ જુલમ કરી ત્રાસ ઉપજાવ્યોછે. અને તેણે જુઠું બોલી બચાવને વાસ્તે ફાંફાં માર્યાંછે પણ તેણે જે ચાલ ચલાવી છે; તેનો પુરેપુરો ગુનેગાર ઠરી ચુક્યોછે. વાસ્તે એની એવી ચાલને માટે તેને સખત શિક્ષા કરવી જોઇએ, આ મુજબ ધારણા બાંધીને પેલા નિર્દય અને દુષ્ટ જમીનદારના જુલમવિષે પોતાનો ફેસલો જાહેર કર્યો કે તેં જે ગુનો કર્યોછે તે એવો તો છે કે, મને તારા ઉપર કાંઇજ દયા આવતી નથી. અને તેં એક ગરીબ કુટુંબ ઉપર જે કેર વર્તાવ્યો છે; તેને માટે તને કાયદામાં જેટલી શિક્ષા લખીછે તેપણ બસ નથી. પરંતુ લાચાર કે તેમાં ઘણામાં ઘણી શિક્ષા ચઉદજ વર્ષની લખેલી છે. તેથી હુ બીજું કરી શકતો નથી એટલા સારૂ તારે ચઉદ વર્ષ સુધી દેશ નિકાલ ભોગવવો. અને તેં જે આ ગરીબને નુકસાન કર્યુંછે. તે સઘળાની પુરેપુરી કીંમત તારી હાલની પુંજીમાંથી નહીં પણ હવે પછીની તારી જાત મેહેનત-માંથી મળવીને, તારે ખરાદીને ભરી આપવી. જ્યાં સુધી તું તેને તારી જાત મેહેનતથી કીંમત નહી ભરી આપે; ત્યાંહાંસુધી આ ગરીબ કુટંબનું ખરચ તારી પાસે મેહેનત કરાવીને સરકારની મારફતે તેને આપવામાં આવશે. અને તેની સંભાળ તારા પદરને ખરચેજ સરકાર લેશે આમ તેને હુકમ ફરમાવી ભૂમધ્ય સમુદ્રની નજીકમાં આવેલા એક ખરાબ બેટમાં જ્યાં નિર્દય અને ચંડાળ લોકો વસતા હતા ત્યાં મોકલાવી દીધો.' આ બેટમાં ફક્ત ચણા. અને વનસ્પતીમાં ડોડી, એ સિવાય બીજું કશુએ પાકતું નહોતું. લોકો માંસાહારી હતા, અને ત્યાં ગુલામી ધંધો ઘણો ચાલતો હતો. અહીં એવો ધારો હતો કે જે કોઇ નવો કેદી શરીરે રષ્ટપુષ્ટ વાળો આવે તેને જમીન ખેડવામાં જોતરતા. અને દુબળો પડે ત્યારે બીજું કામ તેને સોંપતા. તેથી આ જમીનદારને જમીન ખેડવામાં બળદને ઠેકાણે જોતર્યો. અને તેની પાસેથી સખત મેહેનત લેવા માંડી. શરીરની ચરબી ઘણીજ વધી ગએલી તેથી ચાલી શકાય નહીં. પરશેવાના તો રેબેજેબ છુટે, પણ કરે શું? ખાવાનો ખોરાક ચણાનો લોટ અને ડોડી. ઘી ચોખા કે દાળ એ તો પાકે નહીં તો મળેજ ક્યાંથી? જે સારાં સારાં ભોજન જમેલો અને મશરૂની-

તળીમાં સુતેલા તેને આ ભોજન મળવા લાગ્યું; તેથી કેટલેક દિવસે શરીરની તમામ ચરબી સુકાઈ ગઈ અને દુબળો પડી ગયો. શરીર અશકત થઇ ગયું. ત્યારે આ કેદમાંથી કોઇ આ કરતાં સારા ઠેકાણે મોકલાવી દીધો. ત્યાં જંગલમાંથી લાકડાં કાપી લાવવાનું કામ તેને સોપ્યું. ઘણા દહાડા સુધી આ કામ તેણે કર્યું. જે ઠેકાણે જંગલમાં લાકડાં કાપવા જતો હતો; ત્યાં કોઇએક હુન્નરી છાજથી છાએલો છાપરીમાં, પાસેના ખીડમાંથી ઘાસ લાવીને તેના સુંદર કંડીઆ બનાવતો હતો. અને તે કંડીઆ બનાવીને થોડે એક છેટે આવેલા શેહેરમાં વેચીને, તેના જે પૈસા આવતા, તે વડે પોતાનું ગુજરાન નભાવી આનંદમાં દહાડા નિર્ગમન કરતો, તે આ જમીનદાર રોજ લાકડાં કાપવા આવે તે જોતો. તે ઉપરથી તેના મનમાં થયું કે આવાજ એક ઉદ્યોગી માણસ ઉપર મેં જુલમ કરવાથી હું આ દશાને પામ્યો છું. અને મારા કરતાં આ ઉદ્યોગીની હાલત કેટલે દરજ્જે સારીછે? આમ તેના મનમાં પોતાના કરેલા કૃત્યથી ઘણો પરિતાપ થવા લાગ્યો, પછી એક દિવસ તેણે કંડીઆ વેચનારની પાસે જઇ વિનંતી કરી કે, રે! ભાઈ! હું એક જમીનદાર છું અને મેં તારા જેવા એક ઉદ્યોગી અને મેહેનતુ માણસ ઉપર અનહદ બળાત્કાર ગુજારવાથી આ હાલતમાં આવેલા છું. મને મારા કામનો હવે અત્યંત પશ્ચાતાપ થાયછે, અને હું ઘણોજ દુઃખમાં આવી પડ્યો છું, માટે મને કોઇ પણ છુટવાનો રસ્તો બતાવ તો તેં મને જીવત દાન આપ્યા બરાબર છે. કંડીઆ બનાવનારને આવાં દીનતાનાં વચનો સાંભળીને ઘણીજ દયા આવી. તેણે કહ્યું કે રે! દુઃખી જમીનદાર તેં મારા જેવા એક પ્રાણી ઉપર જે દુઃખનો વરસાદ વરસાવ્યો, તેથી તારે આટલું બધું દુઃખી થવું પડ્યું. પણ હવે તને તારા ક્રૂર કર્મનો પશ્ચાતાપ થાયછે. ત્યારે તેં જે કૃત્ય કર્યું હતું તે સારૂં યા નરસું હતું કે કેમ? તેની હવે તને ખાત્રી થઇ ચુકી હશે; અને તેથીજ તું મારી સલાહ અને આશ્રય માગવા આવ્યો છું તો ફીકર નહીં કેમકે "સારા માણસોનો ધર્મછે કે કોઇનું પણ ભલું કરવું." માટે હું તને તારા દુઃખમાંથી છુટવાનો એક ઉપાય બતાવુંછું તે તારે કરવો. દરરોજ જ્યારે બપોરના તને અડધો કલાક રજા મળે; ત્યારે તારે મારી પાસે આવવું. અને આ કંડી-

આ ગુંથવાનો જે મારો ધંધો તે તારે શિખવવો. પછી હું તને જે પ્રમાણે ચાલવા કહું તે મુજબ તારે કરવું. એટલે એમાંથી તારૂં કષ્ટ નિવારણ થશે. અને તું દુઃખમાંથી ઝટ છુટી જઈશ. એટલુંજ નહીં પણ તું આળસ નહી કરતાં નિરંતર આવાજ કામમાં લક્ષ આપતો રહીશ તો તને તારા જન્મારા સુધીમાં પણ દુઃખનો દહાડો દેખવામાં આવશે નહીં. જમીનદારને તો એટલુંજ જોઇતું હતું. તેથી તેણે કબુલ કર્યું; અને કંડીઆ બનાવનારના કહેવા પ્રમાણે દરરોજ જ્યારે રજા મળે ત્યારે તેની પાસે જઇ કંડીઆ ગુંથવાને શિખવા લાગ્યો. પ્રથમ તો આવડે નહીં; તેથી કંટાળો આવે. પણ કંડીઆ વાળો ઘણો ભલા દીલનો માણસ હતો. તેને અમુંઝણ ન આવે તે મુજબ ધીરજ આપીને સરળ રીતે ગુંથવાનું કામ બતાવતો. તેને લીધે જમીનદારને હીંમત રહેતી. આ પ્રમાણે કેટલાએક મહીના સુધી આ જમીનદાર હરરોજ એ પ્રમાણે મંડ્યો રહ્યો. તેથી થોડી મુદતે ઘણાંજ સારા કંડીઆ બનાવતાં તે શિખ્યો. એક દહાડે બપોરના બે વાગ્યે બંને જણ બેઠાબેઠા છાપરીમાં કંડીઆ ગુંથેછે. એટલામાં પાસેના કોઈ એક શેહેરનો રાજા જેણે એક અરબી ઘોડા ઉપર સ્વારી કરેલી, હાથમાં તીર કાંમઠી, પીઠે ઢાળ અને કડમાં તરવાર આવી રહેલી અને ધમધમરયો દોડતે ઘોડે શિકારને સારૂ નિકળેલો ત્યાં આવી ચડ્યો. કંડીઆ બનાવનારને અને જમીનદારને ખબર નહી તેથી નિચે માથે પોતાના કામમાં મચેલા હતા. આ બંને જણને જોઇ રાજા કહેછે. હે! જંગલવાસીઓ! આ મોટા અરણ્યમાં તમે એકલા જંગલી જાનવરોનો કંઇ પણ ભય નહી રાખતાં નિર્ભયપણે કામ કરોછો. તે જોઈ હું મોટું આશ્ચર્ય પામુછું. કંડીઆ બનાવનારે તેના થાટમાટથી ધાર્યું કે કોઈ રાજવંશી છે. એમ જાણી કહેછે હે મહારાજ! આપ સરખા સમર્થ પૃથ્વિપતીનો જ્યાં ઉજવળ પ્રતાપ ઝગઝગેછે. ત્યાં 'જંગલનાં જાનવરો તો શું? પણ કોઇ પ્રાણી અમને ઉપદ્રવ કરવાને સમર્થ નથી. એટલું કહી પાસે એક સુશોભીત અને બહુજ કારીગરીથી બનાવેલો એક કંડીઓ પડ્યો હતો તે લેઇ આ રાજાને ભેટ કર્યો. રાજા આ સુંદર કંડીઆથી અને તેના મધુર વચનો સાંભળવાથી એટલો તો પ્રસન્ન થઇ ગયો કે કંડીઆવાળાને કહેછે કે રે! કંડીઆ બનાવનારા હું તમને તમારા ઉદ્યોગમાં ખરી રીતે વળગેલા જોઇ અને તમારાં આવાં મારી પ્રત્યે માન ભરેલાં વાક્ય સાંભળીને અત્યંત

ખુશી થયોછું. માટે તમે આ વખતે જે કાંઇ માગશો તે આપવાને હું તૈયાર છું. કંડીઆ બનાવનાર વિચાર કરવા લાગ્યો કે આપણે આટલી બધી રાજાની મેહેરબાની થશે એમ કાંઈ ધાર્યું ન હતું. એમ સંકલ્પ વિકલ્પ કરતો જમીનદાર પાસે બેઠોછે તેને કહેછે, જો ગામ માગુ તો મારા સ્વાર્થને અર્થે લોકો ઉપર જુલમ કરવો પડે. જો દ્રવ્ય માગું તો હુ આળસુ અને દળીદ્રી થઈ જાઉં, હવે માગવું શું? પણ જો કોઇ હુન્નર કળાનું કારખાનું કાઢવાનું માગુ તો ઉદ્યોગનો વધારો થાય અને ગરીબ ગરબાનો જીવારો ચાલે. આ સર્વ કરતાં ઉત્તમમાં ઉત્તમ છે. પેલો જમીનદાર તો કંડીઆવાળાના આવા વિચાર જાણીને પોતાની પૂર્વની બેવકુફાઇનો મનમાં ઘણોજ ધીઃકાર કરવા લાગ્યો. પછી કંડીઆ બનાવનાર રાજાને કહેછે, હું એટલુંજ માગુછું કે આપના નગરમાં એક સારા પાયા ઉપર હુન્નર કળાનું કારખાનું કાઢવું અને ગરીબ લોકોને કારીગરી શિખવવી, મને પણ તે કારખાનામાં આ મારી કળા શિખવવાને એક શિક્ષક ઠરાવવો એટલું હું આપની પાસે માગુછું. પણ તેની સાથે હુ આપને વિનંતી કરૂંછું કે આ મારી સાથે જે માણસ બેઠોછે, તે ઘણો દુઃખી હાલતમાં આવી પડેલો છે. એ પ્રથમ તો એક મોટો જમીનદાર હતો; પણ કેટલીએક તેની માઠી ચાલથી આ સ્થિતીને પામ્યોછે. એણે મારા જેવા કોઈ એક મેહેનતુ માણસ ઉપર જુલમ કર્યો હતો તેથી તેને શિક્ષા થએલી છે. અને તેને તેથી ઘણું વેઠવું પડ્યું છે. અહી કેદી તરીકે હાલ આ જંગલમાં લાકડાં કાપવાનું કામ કરેછે. તે દરરોજ અડધો કલાક રજામાં મારી પાસે આવી કંડીઆ બનાવતાં શિખ્યોછે અને મેં તેને આ સ્થિતીમાંથી છોડવાનુ એક વચન આપ્યુંછે માટે તેનું કષ્ટ નિવારણ થાય તોજ મારાથી આપના નગરમાં આવી શકાય વાસ્તે તે પ્રથમ થવું જોઇએ. કંડીઆ બનાવનારની આ ભલામણ રાજાએ કબુલ કરી તેને વચન આપ્યું. પછી રાજાએ તેનું નામ, ઠામ, જાત, અને કેવા ગુનાથી કોણે શીક્ષા કરીછે તે પુછી લીધુ. અને જે જેલરના તાબામાં એ અહીં હતો તેના ઉપર એક સુદામ માણસને ચીઠી આપી મોકલ્યો તેમાં એવું લખ્યું હતું કે તમારા તાબામાં શીક્ષા થએલો જે એક જુલમી જમીનદારછે. જેને તમે જંગલમાંથી લાકડાં કાપવાનું કામ સોપ્યુંછે. તે ઘણી સારી કારીગરી શિખીને સ્વભાવે બહુજ સુધર્યો છે અને તેને તેની માઠી ચાલનો પશ્ચાતાપ

થાયછે માટે તેને હવે તમે મારી ભલામણ ઉપર વિશ્વાસ રાખી છોડશો તો તે પ્રજામાં એક મોટો ઉપયોગી થઇ પડશે. એટલુંજ નહીં પણ તેને એક હુંનરીના હાથ નિચે શિખવોછે તેને મારા નગરમાં લેઇ જઈ એક મોટી હુનર શાળા કાઢવાનો મેં ઠરાવ કર્યોછે. માટે તેને છોડો તોજ તે હુનરી આવવા કબુલ થાયછે માટે આવા દેશ કલ્યાણમાં હું ધારૂંછું કે તમે આનાકાની કરશો નહીં. આવી રીતની રાજાની ચીઠી જોઇ તે જેલરે તે ચીઠી ને ન્યાયાધીશે શિક્ષા કરી હતી તેના ઉપર મોકલાવી દીધી ન્યાયાધીશ વાંચીને ઘણોજ ખુશી થયો અને તેણે જે હેતુથી શિક્ષા કરી હતી તે હેતુ પુરણ થયો તેથી તેણે ઘણી ખુશીની સાથે તેને છોડી પોતાની હજુર પાછો મોકલવા જેલર ઉપર લખ્યું. હુકમ પોહચતાંજ તાબડતોબ જેલરે જમીનદારને ન્યાયાધીશ તરફ મોકલાવી દીધો. ન્યાયાધીશે એવું સંધાન કરી રાખ્યું હતું કે પેલા ખરાદીને પણ આ જમીનદારના આવતા પેહેલાં કોર્ટમાં રાખ્યો હતો. તેથી જેવા જમીનદાર ન્યાયાધીશની પાસે આવી હાજર થયો કે તેણે પેલા ખરાદીને ત્યાં જોયો. આ વખતે આ જમીનદારનુ વલણ કેવળ સારા પાયા ઉપર આવેલું હતું તેથી પોતે જે જુલમ ખરાદી ઉપર કર્યો હતો તે સાંભરી આવીને તેને ઘણીજ શરમ ઉપજી. પછી ન્યાયાધીશે તેને કહ્યું હવે મારી ખાત્રી થઈ કે તુ તારા નઠારા કૃત્યથી સારી પેઠે સમજ્યોછું અને તેનો તને મોટો ખેદ થાયછે વાસ્તે આશાછે કે તુ હવે સારી ચાલ ચલાવીને તારા ધનનો એવો તો ઉપયોગ કરીશ કે જેવો તુ નઠારો કહેવાતો તે કરતાં હજાર ઘણો સારો કહેવાશે. એમ કહી છોડી મુક્યો. એવોજ મુગે મોહે શરમાતાં શરમાતાં ભર કોર્ટ વચ્ચે પેલા ખરાદીના પગમાં માથું મુકી તેને નમી પડ્યો. અને શરમને દુર કરી જજજને વિનંતી કરી કે આ ખરાદીને મેં જે ઠેકાણેથી જુલમ કરી કાઢયો હતો એજ જગોએ તેને મકાન બાંધી આપી રાખવા ખુશી છું એટલુંજ નહી પણ મારી અરધી દોલત તેને આપુછું કે તે દોલતને હુનર કળાના કામમાં ખરચી તેનો પ્રસાર જગતમાં કરે. ન્યાયાધીશે જમીનદારના આ શુભ બોલ સાંભળીને તેની તથા તેને સુધારનાર હંડીઆવાળાની ઘણીજ તારીફ કરી અને ખરાદીને પોતાની અમલ જગોએ જમીનદારના મહદાશ્રયમાં તેની માગણી પ્રમાણે નિર્ભયપણે રેહેવા જવાને કહ્યું તેથી ખરાદી પણ જજજના કહેવાથી આનાકાની નહી

કરતાં તેમજ તેના ઉપર જે જુલમ થયો હતો તે વાત તદન દુર કરીને જમીનદારના આશ્રયમાં પાછો જઈ રહ્યો. અને તેની આપેલી પુંજીમાંથી હુન્નરનુ એક મોટું કારખાનું કાઢીને ઘણાજ લોકોને ધંધે લગાડ્યા. આથી જમીનદારની ભારે કીર્ત્તી વધી પડી. એટલુંજ નહીં પણ જ્યાં સુધી જમીનદાર જીવ્યો ત્યાં સુધી ખરાદીનો મીત્ર થઇ રહ્યો. માટે આ ઉપરથી આપણા શ્રીમંતોએ શિખામણ લેવી જોઇએ કે તેમને ખાઈ પીને બેશી રેહેવાને અને ગરીબોને હલકા ગણવાને કાજે કે અભણ અને મુર્ખ રહીને ખાટલે પડી ખાવાને કાજે કે દુરાચારમાં કે એવાજ ખોટે રસ્તે ઉપયોગ કરવાને કાજે કાંઇ ઇશ્વરે લક્ષ્મીવાન બનાવેલા નથી. તમે જાણજો કે ઉદ્યોગીની કીંમત લક્ષ્મીવાન કરતાં વધારે છે. વાસ્તે તેમણે આ જમીનદારનો દાખલો ધ્યાનમાં લેઈ સારી પેઠે સમજવું જોઇએ. કેમકે દ્રવ્ય છે તે તો આજે છે અને કાલે નથી. પણ કંઈ દેશહિત કર્યું હશે તોજ નામ રહેવાનું છે.

---

## પરચુરણ.

ભાદરવા મહીનામાં ભરજુવાનીમાં આવેલા અને એક વડના આશ્રય નિચે ઉછરેલા, ભીંડાના છોડે વડને કહ્યું કે, મારે ફુલવું છે, માટે મને તું માગ આપ. વડે વિચાર્યું કે, આ ભીંડાને પુરતું પોષણ મળવાથી, હાલ તેનું મગજ ફાટી ગયુંછે. માટે ના કેહેવા કરતાં, કોઇ યોગ્ય વિચાર કરી જવાબ દેઊં તો ઠીક. એમ ધારી ભીંડાને કહ્યું કે રે! ભાઈ ભીંડા! મને કૃપા કરી, તું એક માસની મેહેતલ આપ. પછી હું તને જોઇશે તેટલો માગ આપીશ. ભીંડે વડનાં વિનય ભરેલાં વચન સાંભળી, તેને, તેટલી મેહેતલ આપી. જ્યારે આસો મહીનો આવ્યો ત્યારે ભીંડાની ભરજુવાની સુકાવા લાગી; તે જોઈ વડે ભીંડાને કહ્યું કે રે! ભાઇ ભીંડા! તું જે જગા માગતો હતો તે હવે હું તને આપવાને તૈયાર છું. ભીંડે જવાબ દીધો કે ભાઇ વડ, હું તો સુકાઇ જાઊં છું હવે મારે જગાને કરવી શું? માટે એજ પ્રમાણે જે હલકા અને તુચ્છ માણસો છે!!! તેમને કદી અનાયાસે નણી છાજતા લાભ મળેછે, તો તે જીરવી શકતા નથી. કેમકે ઇશ્વરે તેઓનું ગજાથીજ પેટ સાંકડું કરેલું હોય છે.

# भाष्यनो भावार्थ.*

अरे मनुष्यो आ आश्चर्य जुओ के आ सूर्यरूपी इंद्र रात्रिमां निद्रावश होवाथी ज्ञानहीन प्राणीयोने ज्ञानने आपतो तथा अंधारामां रेहेवाथी रात्रीये जेनुं रूप न होतुं तेनुं रूप प्रकाश करतो पोतानां दाहक किरणो साथे अथवा प्रातःकाळ सहीत उदय पाम्यो ॥ ३ ॥



॥ चतुर्थी मृचमाह ॥

आदह स्वधामनु पुनर्गर्भत्वमेरिरे ।
दधाना नाम यज्ञियं ॥ ४ ॥

पदपाठः

आत् । अह । स्वधां । अनु । पुनः ।
गर्भऽत्वं । आऽईरिरे । दधानाः ।
नाम । यज्ञियं ॥ ४ ॥

---

* आ जग्योये बीजी रीते पण अर्थ थायछे. ते ए रीते के "मर्याः आ संबोधननु एकवचन करवु. अने सूर्यना अस्तने पोताना (सूर्यना) मरण रूप ठराववो. पछि ए रीते अर्थ करवो के" गया दिवसनी साजे मरण पामेला सूर्य तु, ज्ञानहिन प्राणीओने ज्ञानने आपतो, तथा रूपहीन प्राणीओने रूपने आपतो, दाहक कीरणोथी उत्पन्न थायछे, अथवा प्रात.काळ सहीत उत्पन्न थायछे."

# माधव भाष्यं.

अत्रास्ति विशेष विनियोगः। चतुर्विंशेऽहनि प्रातःसवने ब्राह्मणाच्छंसि शस्त्रआदह स्वधामन्विति द्वेऋचौ। इंद्रेण संहिदृक्षस इत्येका। अयंतृचः षळहस्तोत्रिय संज्ञकः। तथाच सूत्रितं चतुर्विंशे होताजनिष्टेति खंडे। इंद्रेणसंहि दृक्षस आदह स्वधामन्वित्येका द्वेच। आ० ७।२। इति यद्यप्येते दैंद्रं सूक्तंतथाप्यादहेत्यादिषु षट्सु मरुतोवर्ण्यंते। प्रायेणैंद्रे मरुत इत्यनुक्रमणिकाया मुक्तत्वात्। अ० परि० १।२। आदित्ययमानंतर्यार्थेनिपातः। अहेत्यवधारणार्थः। आदह वर्षर्तोरनंतरमेव। स्वधामनु। इतः परं जनिष्यमाण मन्नमुदकं वानुलक्ष्यमरुतोदेवा गर्भत्वमेरिरे। मेघमध्ये जलस्य गर्भाकारं प्रेरितवंतः। जलस्यकर्तारं पर्जन्यं प्रेरितवंतः। प्रतिसंवत्सरमेवं कुर्वंतीति दर्शयितुं पुनः शब्दः प्रयुक्तः। कीदृशामरुतः। यज्ञियं यज्ञार्हं नाम दधानाः। धारयंतः। सप्तसुगणेषु मरुता मीदृङ्गान्यादृङ्गित्यादीनि यज्ञयोग्यानि नामान्यत्राम्नातानि। अंध इत्यादिष्वष्टा विंशतिसंख्याकेष्वन्ननामसूक्र्रसः स्वधेतिपठितं। अर्ण इत्यादिष्वेकशतसंख्याकेषूदकनामसु तेजः स्वधाक्षरमिति पठितं॥ आत्। अह। निपातावाद्युदात्तौ। स्वधा।

स्वर्लोकंदधातिपुष्णातीति स्वधा। आतोऽनु पसर्गेकः। पा० ३।२।३। कृदुत्तरपदप्रकृतिस्वरत्वं। अनुपुनः शब्दौ निपातावाद्युदात्तौ। गर्भस्यभावोगर्भत्वं। प्रत्ययस्वरः। एरिरे। अंतर्भावितण्यर्थादीरगता वित्यस्मादनुदात्तेतः परस्य लिटो झस्य। पा० ३।४।८१। इरेच्। चित्वादंतोदात्तः। सह सुपा। पा० २।१।४। इत्यत्र सुपेति योगविभागादाङा सह तिङः समासेऽपि समासस्य। पा० ६।१।२२३। इत्यंतोदात्तत्वं। इजादेश्च गुरुमतोऽनृच्छः। पा० ३।१।३६। इत्याम् नाभवति मंत्रत्वात्। अहशब्दयोगान्निघाताभावः। तुपश्यपश्यताहैः पूजायां पा० ८।१।३९। इति निषेधात्। दधानाः। शानचश्चित्वादंतोदात्तत्वेप्राप्तेऽभ्यस्तानामादिः। पा० ६।१।१८९। इत्याद्युदात्तत्वं। यज्ञमर्हतियज्ञियं। यज्ञत्विग्भ्यां घखञौ। पा० ५।१।७१। इतिघप्रत्ययः। आयनेयीनीयियः। फढखछघां प्रत्ययादीनां पा० ७।१।२। इतीयादेशः। प्रत्ययस्वरेणेकार उदात्तः॥४॥

( गुजराती. )

## मंत्रनो भावार्थ.

।।। वर्षा ऋतु पछी, यज्ञने योग्य नाम धारण करनारा मरुत देवोए हवे पछी उत्पन्न थवानुं अन्न अथवा

पाणीने उद्देशीने जळ उत्पन्न करनारा (पर्जन्य) मेघने प्रेर्यो ॥ ४ ॥

## भाष्यनो भावार्थ.

वर्षा ऋतु पछी, यज्ञने योग्य नाम धारण करनारा मरुत देवोए हवे पछी उत्पन्न थवानुं अन्न अथवा पाणीने उद्देशीने जल उत्पन्न करनारा (पर्जन्य) मेघने प्रेर्यो ॥ ४ ॥



पंचमी मृचमाह.

वीळु चिदारुजत्नुभिर्गुहा चिदिंद्र वह्निभिः ॥ अविंद उस्रिया अनु ॥ ५ ॥

पदपाठः

वीळु । चित् । आरुजत्नुऽभिः । गुहा । चित् । इंद्र । वह्निऽभिः । अविंदः । उस्रियाः । अनु ॥ ५ ॥

## माधव भाष्यं.

अस्तिकिंचिदुपाख्यानं । पणिभिर्देवलोकाद्गावोऽपहृता अंधकारे प्रक्षिप्ताः । ताश्चेंद्रोमरुद्भिः सहाजयदि

ति। एतच्चानुक्रमणिकायां सूचितं। अ० ८।६।१। पणिभिरसुरैर्निगूळ्हागा अन्वेष्टुं सरमां देवशुनीमिंद्रेण प्रहिता मरुद्भिः पणयोमित्रीयंतः प्रोचुरिति। मंत्रांतरे चदृष्टांततया सूचितं। निरुद्धा आपः पणिनेवगाव इति। तदेतदुपाख्यानमभिप्रेत्योच्यते। हेइंद्र वीळुचित्। दृढमपिदुर्गमस्थान मारुजत्नुभिर्भंजद्भिर्वन्हिभिर्वोढृभिर न्यत्र नेतुं समर्थैर्मरुद्भिः सहितस्त्वं गुहाचित। गुहाया मपि स्थापिता उस्रिया गा अन्वविदः। अन्विष्य लब्ध वानसि। ओजः पाज इत्यादिष्वष्टाविंशतिसंख्याकेषु वलनामसुदक्षो वीळु च्यौत्नामितिपठितं नव संख्या केषु गोनामस्वह्न्यो स्रोस्रियेति पठितं। वीळु। भाति पदिकस्वरः। चित्। चादिरनुदात्तः। आरुजत्नुभिः। रुजोभंग इत्यौणादिकः कत्नुच्प्रत्ययः। कित्वाद्गुणाभा वः। चित्वादंतोदात्तत्वं। समासे कृदुत्तरपदप्रकृतिस्वरत्वं। गुहा। सप्तम्याडादेशः। ग्रामादीनांच। फि० २।१५। इत्याद्युदात्तः। वह्निभिः। वहिश्रिश्रुयुद्रुग्लाहात्वरिभ्यो नित्। उ० ४।५२। इतिवहेर्निप्रत्ययः। नित्वादाद्युदात्तः। अविंदः। शेमुचादीनां। पा० ७।१।५९। इति नुमा गमः। लुङ्लङ्लृङ्क्ष्वडुदात्तः। पा० ६।४।७१। वसंतो त्युस्रियाः। वसेः कर्तरिरिक्प्रत्ययः। पत्वाभावश्छांदस

हुलकादूहनीयः । उक्तंहि । यन्न पदार्थविशेषसमुत्थं प्रत्ययतः प्रकृतेश्चतदूह्यमिति । इकारः प्रत्ययस्वरेणोदात्तः ॥ ५ ॥

॥ इति प्रथमस्य प्रथम एकादशो वर्गः ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र तें मजबुत जग्यानें पण भाजी नाखता तथा गमे ते जग्याए लइ जनारा मरुत देवोनी साथे गुफामां रेहेली गायोने पण शोधीने मेळवी ॥ ५ ॥

## भाष्यनो भावार्थ.

एवी एक आख्यायिकाछे के पणी नामना दैत्योए देव लोकमांथी गाइयो चोरी लइ जइ एक गुफामां राखी. आ गाथाने अनुसरीने आ मंत्र छे. हे इंद्र ! मजबुत (नहि जवाइ शके एवी) जग्याने पण भागी नाखता, वहन करनारा एटले बीजी जग्योए लइ जवाने समर्थ एवा मरुत देवोनी साथे तें गुफामांथी पण गाइयोने शोधीने मेळवी ॥ ५ ॥

इति श्री पेहेला अष्टकना पेहेला अध्यायनो अगीयारमो वर्ग समाप्त थयो.

युंजंतीतिसूक्ते षष्ठीमृचमाह.

देवयंतो यथा मति मच्छा विदद्वसुं गिरः।
महा मनूषत श्रुतं ॥ ६ ॥

पदपाठः

देवऽयंतः। यथा। मतिं। अच्छ विदत्ऽ
वसुं। गिरः। महां। अनूषत। श्रुतं ॥ ६ ॥

## माधव भाष्यं.

देवयंतो मरुत्संज्ञकान्देवानिच्छंतो गिरः स्तोतार ऋत्विजोमहां प्रौढ मरुद्गणमच्छ प्राप्तुमनूषत। स्तुवंतः। कीदृशं मरुद्गणं। विदद्वसुं। वेदयद्भिः स्वमहिमख्यापकैर्वसुभिर्धनैर्युक्तं। श्रुतं। विख्यातं। मरुद्गणस्यदृष्टांतः। यथामतिं। मंतारमिंद्रं यथास्तुवंति तथेत्यर्थः॥ देवयतः देवानात्मनइच्छंतः। सुप आत्मनः क्यच्। पा० ३।१।८। क्यचिच। पा० ७।४।३३। इतीत्वमकृत्सार्वधातुकयोर्दीर्घः। पा० ७।४।२५। इतिदीर्घत्वंचन भवति। नछंदस्यपुत्रस्य। पा० ७।४।३५। इत्यनेनक्यचि यत्प्राप्तमीत्वं दीर्घत्वंवा तस्य सर्वस्य प्रतिषेधात्।

## જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટમાં કાલકા દેવીના રસ્તાપર આર્ય ધર્મ પ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લીધામાં આવશે નહીં.

આ ચોપાનીયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ ૮ ૦ એક રૂપેઆ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનીયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકીટો મોકલે તેમણે પોસ્ટની અરધા આનાવાળી મોકલવી.

---

## સૂચના.

આ ચોપાનિયું કેટલાએક કારણથી આજસુધી મોડું વેહેલું બહાર પડતું હતું; પરંતુ હવેથી દર હિંદુ પ્રતીમાસે પડવેને દહાડે બરોબર વખતે બહાર પડશે. અને તેની અંદર ઘણા સારા વિષયો દાખલ કરવામાં આવશે.

કોઈ પણ વિદ્વાન આ ચોપાનિયાને ઉપયોગી ઉત્તમ વિષયો લખી મોકલશે તો તે પસંદ પડેથી મોટા ઉપકાર સાથે ચોપાનિયામાં દાખલ કરવામાં આવશે. એટલુંજ નહીં પણ જો તે ગૃહસ્થનો વિષય જે અંકમાં છપાશે તે અંકની નકલ તેમને લેવાની ખુશી હશે તો અમે તેમને તે અંકની એક નકલ મફત આપીશું. પણ વિષયમાં કાંઈ ફેરફાર કરવો અમને દુરસ્ત લાગશે તો તે કરવાનો હક અમનેછે; તેમજ નાપસંદ પડેથી તે વિષય જેનો હશે તેને પાછો મોકલવાને અમે બંધાતા નથી. કદાપી તે ધણીને પાછો મંગાવવો હશે, અને તેની ટપાલની ટીકીટો બીડશે તો અમે ખુશીની સાથે પાછો મોકલાવીશું.

એડીટર.

Registered No. 17? of 1877.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૫ મું　　શ્રાવણ, સંવત ૧૯૩૩.　　અંક ૧૦ મો

॥ शार्दूलविक्रीडित ॥

॥ यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो ॥

॥ यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥

॥ आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ॥

॥ संदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ १ ॥



છાપી પ્રગટ કરનાર,
વેદ ધર્મ સભાની કાર્યભાર મંડળી.

મુંબઈ મધ્યે,
ઓરીએન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૭

---

परस्त्री विषे सप्त कवित. બનાવનાર જાની ખીમજી વી. વલ્લભજી માંડવીના; એ ચોપડી ભેટ દાખલ અમને મળીછે. નાના કદનાં પૃષ્ટ ૮ અને કીંમત અડધો આનોછે.

---

જે ગૃહસ્થોની પાસે નાંણાં બાકી છે તે સાહેબોએ હવે જલદી મોકલી દેવાં જોઇએ. ટપાલની અડધા આના વાળી ટીકીટો પણ રાખવામાં આવશે. અને ટપાલ મારગે બરોબર બંદોબસ્તથી મોકલ્યે, અમને પોંચ્યે છે; તે સર્વેએ જાણવું.

# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૫ મું. શ્રાવણ, સંવત ૧૯૩૩. અંક ૧૦ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

सुवर्ण पुष्पिता पृथ्वीम् चिन्वन्ति जनास्त्रयः
शूरश्च कृतविद्यश्च यश्चजानाति सेवितुं ॥ १ ॥

અર્થ—સોનાના ફુલોથી ભરપૂર પૃથ્વીને કોઇ સઘળા લોકો શોધી, સંપાદન કરી શકતા નથી; પણ સર્વ કામમાં સાહસીક શૂરવીર, તથા સઘળી સદ્વિદ્યાઓનું સંપાદન કરનાર, અને ચાકરી કરી પોતાના ઉપરીનુ મન રાજી રાખવાને અજાયબ યુક્તિ જાણનાર. એ ત્રણ પુરૂષો તેને (સોનાના ફુલોથી ભરેલી પૃથ્વીને) શોધેછે



॥ पद ॥

॥ राग धोळ ॥

( રામ લક્ષ્મણ વનમાં સિધાવતા એ પ્રમાણે )

निजरूप जाणवा चित्त रहे,
एकाग्रपणे दीन रात—जीव्युं धन्य तेहनुं. ९.
एक मोक्षनी इच्छा मन विषे,
बिजी काई गमे नहीं वात—जीव्युं. १०.
सेवे श्रीगुरु देवने हेतथी,
करे निकट एकांते वास—जीव्युं. ११.
करे श्रवण मनन वेदांतनु,
निशिवासर एज अभ्यास—जीव्युं. १२.

महा वाक्य विचारता मुडीए,
रह्युं चैतन्य सर्वा वास—जीव्युं. १३.
जीव ईश उपाधी परहरी,
नीजरूप लह्यु टलो दास—जीव्यु. १४.
पांच कोशना पडदा टालिया,
पाम्यो जलहल ज्योति प्रकाश—जीव्युं. १५.
पांच भूतनां पुतलां परहर्यां,
जाण्यो सुत्रात्मा सुख राश—जीव्युं. १६. (अधुरुं.)

मनोहर स्वामी.

## વેદ ધર્મની સર્વોત્કૃષ્ટ મહત્તા વિષે.

(સાંધણ પૃષ્ઠ ૧૧૭ થી.)

"સત્ય" એ શબ્દ ઘણોજ વખાણવા લાયક છે. સંસારીક વ્યવહાર ચલાવતાં પણ સત્યને માટે સાવચેતી રાખવી એ સજ્જન પુરૂષોનું કામ છે. આપણા આર્ય જનો સાચથી ઘણાં ઘણાં મોટાં કામો કરી અત્યંત સુખ સંપાદન કરી ગયા છે. હમેશાં ફાવે તેમ દગાબાજી ચલાવી દરેક કાર્ય કરવું તેથીજ લાભ મળેછે, એમ કોઇપણ વિવેકી કહી શકે તેમ નથી. આર્ય લોકોને માનવા લાયક મહાભારતમાં ભીષ્મ પીતામહે સત્યને ઘણું ઉત્કૃષ્ઠ બતાવી આપ્યું છે. તે નીચેના અનુષ્ટુપ છંદના શ્લોક ઉપરથી જણાઈ આવશે.

सत्यंधर्मस्तपोयोगः सत्यंब्रह्मसनातनं ॥
सत्यंयज्ञःपरःप्रोक्तः सर्वंसत्येप्रतिष्टितं ॥

અર્થ—સત્ય એજ ધર્મ છે, સત્ય એજ તપ છે, સત્ય એજ યોગછે, સત્ય એજ અનાદી બ્રહ્મસ્વરૂપ છે, અને સત્ય એજ મોટામાં મોટો યજ્ઞ કહેવાય છે, એ રીતે સઘળું સત્યને વિષે રહેલું છે.

ટીકા—સત્યં એજ ધર્મ છે એમ કહ્યું તેથી એમ ન સમજવું જોઇએ કે બીજાં જે કાંઇ સારાં આચરણો કરવામાં આવતાં હોય તે છોડી

રેવાં. મતલબ એવી છે કે ગમે તેવાં સારાં કામો કરવામાં આવતાં હોય તેની સાથે સાચપણ આવવું જોઇએ. પરંતુ ગમે તેટલા દગાબાજીની કાવી અંતઃકરણમાં કોતરેલી હોય તો કોઇપણ જાતના ધર્મનાં કામો અથવા સદાચરણો કરી શકાતાં નથી માણસ માત્રને સાચપણ ઉપરથી જે વખત વિશ્વાસ ઉઠ્યો તે વખત તેની રીતભાત ચાલચલણ અને સંસારીક વ્યવહાર તદ્દન બદલાઇ જાય; એ વિચાર કરવાથી સજ્જનોના સમજવામાં આવી જશે.

સત્યને તપનું રૂપ આપેલુ છે, તે પણ યોગ્યજ છે, એમ જાણવાને કાંઇ પણ હરકત જણાતી નથી. મોટાં મોટા તપને તપનાર તાપસીઓ જો પોતાનુ પવિત્ર, સત્ય છોડી; અપવિત્ર, અસત્યનો આશ્રય કરે તો તેનાં તપનો પ્રભાવ કદીપણ રહેવાનો નહીં તપનો જે કાંઇ પ્રતાપ છે, તે સત્યને આધારે રહેલો જણાય છે. માટે જેને તપ કરવાની ઇચ્છા હોય તેણે પ્રથમ સાચપણનો પાસો પકડવો જોઇએ.

તપ તપવુ તે તાપસ લોકોનો ધર્મ છે તોપણ આર્ય લોકોમાં પણ વ્યવહારને અનુસરીને સાધારણ સુખકારક તપો રહેલાં છે, અને તે હાલના જમાનામા કેટલાએકના કરવામાં આવે છે.

ચાલતા જમાનામા ગાડરીઆ ટોળાની માફક એટલે ગાડર જાતનું જાનવર ઉંચુ ધાલીને એક ચાલે તેની પાછળ બીજુ ચાલે, અને બીજુ ચાલે તેની પછળ ત્રીજું ચાલે એમ અનુક્રમે એક બીજાની પાછળ આંખો મીચી ચાલ્યાં જાય છે તેવીજ માણસોમા પણ એવી ધણી રૂઢીઓ ચાલ્યા કરે છે. દેખાદેખીથી જે કાંઇ આચરણ કરવામાં આવે છે તેનો કોઇ પણ મતલબ સમજી કરતુ હોય એમ જાણી શકાતું નથી; માટે જે કાંઇ તપ કરવુ તે શરીર અને ધર્મની રક્ષાકારક હોય તેજ પૂર્વાપર વિચારી કરવાને કોઇને અંદેશો આવશે નહીં. તો પણ બીજું બોલવાનું બાકી રહે છે કે તપ એટલે શરીરને દુઃખ દેવુ એવો તેનો વખતે અર્થ થાયછે. માટે તે કામ તપી લોકોનુ છે વાસ્તે તે ગૃહસ્થ લોકોથી બની શકે નહીં તેથી સત્યને આધારે સંસારીક રીતિમા ચાલવું એટલે તપ તપવું તેના કરતાં તે સારૂ ગણાય છે

મતલબ કે જો "સાચ" એ શબ્દ ન હોય તો ગમે તે સારૂં કામ હોય તો પણ તે કર્યું એ ન કર્યું કહેવાને કાંઇ હરકત નથી. એ આસ્તાવાળા પુરૂષોને જાણવાની બીના છે.

ગમે તેવી બડાઇથી યોગ સાધન કરતો હોય, મોટી સમાધી ચડાવી બેસતો હોય, તોપણ તે કશું કામનું નહીં. સત્ય વગર ઉપરની ક્રીયાઓ કાંઇ કામે લાગતી નથી. સદ્ગૃહસ્થ આર્ય લોકોએ સંસારીક વ્યવહાર ચલાવતાં તેવા યોગ કરવા તે તેઓનું કામ નથી માટે તેઓએ "સાચ-પણ" સાચવવું એજ યોગસાધન રૂપ છે.

નક્કી સમજવું જોઇએ કે જે જે સારાં કામો સાચથી થાય છે, અને થઇ ગયાં છે, તે તે કામો સાચપણ વગર કોઇનાથી થઇ શકશે નહીં એમ કહેવાને કશો સંદેહ લાગતો નથી. માટેજ સત્ય એ યોગ છે; એવી રીતે મૂળમાં લખેલું છે એમ અનુમાનમાં આવી શકે છે.

અનાદી જે બ્રહ્મસ્વરૂપ છે તેની સાથે સત્યને ચડાવી આપ્યું છે, એ કાંઇ થોડી વાત કહેવાય નહીં. જોતાં જણાઇ આવશે કે તે દરજ્જે તેને કોઇ પણ અણઘટતો કહી શકે તેમ નથી. "સત્ય" એ બે અક્ષરના શબ્દમાં એવો ગુણ રહેલો છે કે તેને જે કાંઇ ઉપમા આપીએ તે યોગ્યજ છે. જે સાચ-પણ ઉપર ચાલનાર આર્ય લોકો છે તેને અનાદી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તી થઇ ચુકી એમ ધારી શકાય, માટે એ અમુલ્ય સાચને આંચ ન આવે એવી તજવીજ સ્વાભિમાની આર્ય લોકોએ રાખવી જોઇએ. જેથી સત્યના રૂપને ન જાણનારા અજ્ઞાની લોકો અનુક્રમે સર્વ રીતે જ્ઞાનવાન થાય; અને આર્ય ધર્મના માર્ગને ઉત્તેજન મળે.

સત્યને બ્રહ્મસ્વરૂપ સાથે સરખાવ્યું છે માટે જેને બ્રહ્મસ્વરૂપના સરખું સુખ લેવાની ઇચ્છા હોય, તેણે સત્યનો આશ્રય કરવો ઘટીત છે. વ્યવહારીઓને માટે એમ પણ વાસ્તવિક લાગે છે કે સાચ રાખવું અને અનાદી બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થવું એ બેય બરાબર છે. મતલબ આર્ય લોકોએ "સત્ય" એ શબ્દના અભિપ્રાયને અનુસરવું યોગ્ય છે.

સત્યે ચાલવાથી ઘણા લાભ પેદા થાય છે, વખતનું ખરચ તેમાં થતું નથી, વ્યવહારીક કામમાં તેથી કાંઇ અડચણ આવે એમ પણ નથી

અને હમેશા મોટી કીર્તિ દેશો દેશમા કેહેવાય છે એ અનુક્રમીત લખાણોથી સર્વના જોવામા આવતુ હશેજ

યજ્ઞની સાથે સત્યવેના મહત્વ તેપણ દરજ્જે યોગ્ય છે માટે વારવાર તે વિષે વિવેચન કરવુ ઘટીત ન ધરતા બંધ રાખવામા આવે છે તો પણ સત્ય રાખવુ અને યજ્ઞકર્મ કરવુ એ બેય બરોબર છે, એવા અભિપ્રાયના શાસ્ત્રાદીકના વચનો ઉપર આપણા આર્ય લોકોએ આસ્તા રાખવી જોઇએ યજ્ઞાદીક કર્મ કરનારને તેથી મના કરેલી છે એમ કદી પણ સમજવુ ન જોઇએ, કેવળ સત્યનો દરજ્જો બતાવવાને મહાન કર્મો સાથે મેળવ્યુ છે, તે ખરૂ છે એમ ધારવાને કાંઇ હરકત જણાતી નથી એ રીતે મૂળ સર્વોત્કૃષ્ટ સંસ્કૃત ભાષામા " सर्वं सत्ये प्रतिष्ठित " લખેલુ વાક્ય ફરી ફરી ઘણુજ ગંભીર અભિપ્રાયવાળુ અને અત્યંત વખાણવા લાયક છે એ સજ્જન લોકોના સમજવામા આવી ગયુ હશે

આવી રીતે આર્ય લોકોના ધર્મને ઉત્તેજન આપનારા વાક્યો બેસુમાર જોતા જડિ આવે છે (અપુરૂ)

---

## સારાસાર વિચાર.

સુખ દુખ જાણવાનુ જ્ઞાન પરમેશ્વરે પ્રાણીમાત્રને આપેલુ છે પરંતુ મનુષ્ય પ્રાણીને તેણે વિશેષમા તર્કશક્તિરૂપી એક એવુ તો હથીઆર આપેલુ છે કે તે વડે કરીને માણસ આ દુનિઆની અંદર તે જગત કર્તાના સામર્થ્યસામે પણ ઘણીક વખતે બાથ ભીડે છે, અને દરેક કાર્ય આરંભતા પહેલા તેમાથી નીપજવાના પરિણામનુ અનુમાન કરી શકે છે, આ સાધનથી કરીનેજ મનુષ્યો પોતાની સ્થિતીમા વારવાર ફેરફાર કરી શકે છે જે રીતભાત અને સ્થિતી કેટલીક મુદત ઉપર જોવામા આવી હોય તેમા તે પછીથી નીરંતર જુદી જુદી ઉથલ પથલ થતી ચાલી મોટો ફેરફાર થતોજ જાય છે. તેનુ કારણ માત્ર માણસોને પરમેશ્વરે આપેલી તર્કશક્તિજ છે. બીજા પ્રાણીઓમા તે નથી તેથી તેઓ હમેશાથી જેની તેજ સ્થિતીમા રહેત આવેલા છે જગતકર્તા પરમેશ્વરની ખુબી અલૌકિક છે તેણે મનુષ્ય માત્રને તર્કશક્તિરૂપી એકજ બાનુ

હથીઆર આપેલું છે. પણ તેમાં એવી તો ખુબી રાખેલી છે કે એકજ બાબત ઉપર જુદા જુદા માણસો અભિપ્રાય આપવા બેસે છે, ત્યારે એજ તર્કશક્તિ તે દરેક જણને તે બાબત અભિપ્રાય બાંધવાને જુદે જુદે રસ્તે ખેંચી જાય છે. એક ચોકસ કામનો આરંભ કરતાં પહેલાં તેના પરિણામ વિષે જુદા જુદા ધણીઓ જુદા જુદા મત આપેછે. એક માણસ તે કામથી આખા દેશનું કલ્યાણ થવાનો અભિપ્રાય આપેછે, તો બીજો તેજ કામથી આખા દેશનું સત્યાનાશ વળવાનો અભિપ્રાય આપેછે. એક કામ એક માણસના હાથમાં સોંપ્યું હોય તો તે માણસ તેની ધુળધાણી કરી નાંખે છે, અને બીજો તેજ કામમાંથી અગણિત લાભ પ્રાપ્ત કરે છે એ બધું શાથી? એ બધા પરમેશ્વરે માણસને આપેલી તર્કશક્તિના પ્રતાપના પરિણામ છે. તર્કશક્તિનું બળ જેવું તેવું નથી. એજ તર્કશક્તિ છતાં એક માણસ પોતાનું એક ખેતર પણ સાચવી શકતો નથી તેજ તર્કશક્તિ વડે બીજો માણસ, રાજાને રંક અને રંકને રાજા બનાવી દેછે, આખી દુનિઆમાં ઉથલ પાથલ કરી નાંખેછે, અને જળને ઠેકાણે સ્થળ કરી મુકેછે. ટુંકામાં એટલુંજ કે એજ તર્કશક્તિના પ્રતાપે ઘણી વખત મનુષ્ય પરમેશ્વરના પદને પામવાની બરોબરીનો દેખાવ દેછે.

દરેક મનુષ્યના વિચારો એકજ બાબત ઉપર જુદે જુદે રસ્તે દોડેછે, એ વાત ખરી અને તેનું પરિણામ છેવટ ગમે તેના વિચાર પ્રમાણે ઉતરો. પરંતુ એટલું તો ખરૂંજ છે કે તે દરેક જણ વિચાર આપતી વખતે પોતપોતાના અભિપ્રાયને લાભકારક ગણે છે. હવે આપણે કહેવું જોઇએ કે દુનિઆમાં બધા વિષયોમાં ન્યુનાધીક પણું રહેલુંછે, અને તેજ માફક દરેક મનુષ્યની વિચાર શક્તિમાં પણ ન્યુનાધીકપણું રહેલુંછે એટલુંજ નહી; પરંતુ એકજ મનુષ્યની વિચાર શક્તિમાં પણ જુદી જુદી વખતે ન્યુનાધીકપણું થતુંજ આવે છે. અને તેનું કારણ એજ છે કે એક માણસના વિચાર અને કામમાં રહેલી ખામી તેના કરતાં વધારે તાર્કીક મનુષ્ય દેખાડી આપે છે અને તેને દુર કરવાના માર્ગ બતાવી આપેછે, એજ પ્રમાણે એક બીજાના કામો અને વિચારોમાં રહેલી ખામી અને તેથી થનારા પરિણામ એક એકથી અધિક વિચાર શક્તિવાળા માણસો અજવાળામાં લાવેછે.

અને તેથી કરી મનુષ્યો પોતાના વિચાર અને કાર્યમાં સારાસાર શુ છે તે વિચારી શકેછે, જાણી શકેછે, અને સમજી શકેછે

આપણા દેશમા આજથી સુમારે ૯૦૦ વર્ષ અગાઉ કોઈપણ પારકા દેશના અને પરધર્મના રાજાઓ આની રાજ કરેલુ નથી, તે વખતમાં રાજ પ્રકરણી બાબતમાં જે જે ઉથલ પાથલ થતી. તે તે માત્ર ભરતખંડની ભૂમીમાં વસનારાઓમાથીજ થતી. તેથી કરીને ધર્મનાં મૂળતત્વોની બાબતમા, લોકોની રીતભાત અને વ્યવહારની બાબતમા, દેશની ચડતી અને પડતીની બાબતમા, તથા દેશની સમૃદ્ધિના સબંધમાં, માત્ર રૂપાંતર શિવાય બીજો એવો ફેરફાર થતો નહતો કે જે ફેરફાર આપણે વર્તમાન કાળમા આપણી નજરે જોઇ અનુભવમાં આણતા જઇએ છીએ.

રાજ સત્તાની સામેની બાબત જોતા પ્રથમ પહેલા પરદેશીઓમાંથી માત્ર પડોશના પ્રાંતોના મુસલમાન સરદારોમાંના કોઈ કોઇ જુદી જુદી વખતે તક જોઈ કેવળ દ્રવ્ય હરણ કરી જવાની ધારણાથી આ દેશ ઉપર હુમલા કરતા હતા, અને જો ફાવ્યું તો લુટ કરી ને મળ્યુ તે લેઈ, હતા નોહોતા થઇ જતા. એ પ્રમાણે જેમ દુનિયાંના ઘણાક દેશોના તેવા ભય ભરેલા ભાગની નજીકના પ્રાંતોમા વસતા લોકોને વેઠવુ પડેછે. તેમ હિંદુસ્થાનની સરહદના પ્રાંતમાં વસતા લોકોને સહન કરવું પડતુ. અને તેથી કરીને તેવા ભાગને દ્રવ્યાદિક બાબતોમા કેટલાએક પ્રકારની હાની થતી. પરતુ તેવા સરદારોમાંના એક કુતબુદીન નામે સરદારે પોતાના ધણીને નામે આ દેશમાંના ચાર મોટાં રાજ્યો જીતી લેઇ આગળ જતાં તક મળી ત્યારે પોતે સ્વતંત્ર થઇ દીલ્લીમાં પોતાની રાજ ગાદી સ્થાપી. ત્યારથી આ દેશમાં પરદેશી રાજાઓનો અમલ પેઠો અને પરદેશી રાજની સ્થાપના થઇ એમ ગણીએ તો ચાલે તો પણ હાલના રાજના પરદેશી પણામાં, અને તે રાજાઓના પરદેશી પણામા મોટો તફાવત રહેલો છે. સર્વે કોઇ કબુલ કરશે કે, આપણે કોઈ પારકાને ઘેર જઇ તાંહાં આપણે આપણી પરોણાગત તે ઘરધણીના કબીલા કરતાં વધારે ઉમદા થયે એમ ધારણા રાખીએ એ ખરૂ, પણ પરોણો કોને કહેછે કે જે અમુક દિવસમા પાછો પોતાને ઘેરજ જવાનો હોય તેને પણ જોજો આપણા, ભેગા, આપ-

ણા ઘરમાં, અને આપણા સુખ દુઃખમાં સાથેજ જોડાવાની ઇચ્છા નીરંતરની રાખી હોય, પછી તેને પરોણો કહેવાય પણ નહીં, અને તે કદી પરોણાગત ઇચ્છે પણ નહીં. અને જે પ્રવાસીની બીજાને તાંહાંજ પોતાનો સમાવેશ કરવાની ઇચ્છા હોયછે તે સામા માણસ અને પોતા વચેની જુદાઇ જેમ બને તેમ જલદી દુર કરતો જાયછે. તેના કુટંબ અને તેની સાથે દરેક પ્રકારે માયાળુ થઈ હળી જાયછે. અને છેવટ એટલુંજ કે જો તે સારાના અંતઃકરણ સાથે પોતાનું અંતઃકરણ મેળવી લેછે તોજ તે પારકાને પોતાના રૂપ કરી શકેછે. પણ જો તેથી ઉલટું એટલે સામા ધણી ઉપર પોતાની વડાઇનું, સત્તાનું અને વશીલાનું બળ વાપરી તેને પોતાનો કરવા ઇચ્છે છે; તો તે કદી પણ પોતાનો થતોજ નથી. કદી તે આપણા દાબને લીધે ઉપર ઉપરથી તે વખત તો આપણી મરજીને આધીન થાયછે. પણ જ્યારે તેને આપણા દાબની દરકાર રાખવાનું કારણ જતું રહેછે. ત્યારે એનું અંતઃકરણ જે આપણા અંતઃકરણ સાથે આપણે મેળવી શક્યા નથી. તે જુદાઇ પોતાનું અંતરનું રૂપ, પ્રકાશી નીકળે છે અને આપણે અને તેને કાંઇ પણ લાગતું વળગતું નથી એવો દેખાવ થઇ સ્વાભાવીક રીતે એવા પ્રકારની મિલનસારી તેમજ જુદાઇથી જ્યારે ત્યારે તેનું જે પરિણામ ભવિષ્યને વાસ્તે થવું પ્રાપ્ત છે તે થાયછે.

મુસલમાનોએ પરદેશમાંથી આવી આ દેશમાંનાં કેટલાંક રાજ્યો જીત્યા પછી ઉપરના વિચાર પ્રમાણે આ દેશના વતનીઓ સાથે મળી જઈ, આ દેશનાજ થઈ રહેવામાં તેમણે પોતાનો મોટો લાભ વીચાર્યો હતો. એમાં તેમણે ઘણુંજ ડાહાપણ વાપર્યું હતું એમાં તો સંશય નહીં કારણ કે જે રાજ કરતી જાત પરદેશમાં પોતાના રાજની પ્રજા સાથે એકત્ર પણે વરતે તેમાં તેનાં રાજની મજબુતીના એટલા તો લાભ રહેલા છે કે, તેના સામે સેંકડો જાતની બીજી અધીક ન્યુનતા ઢંકાઇ જવાનો સબબ મળેછે. મુસલમાનોની આ દેશમાં ગાદી સ્થપાઈ ત્યારથી તેઓની સાથે સંબંધ ધરાવનારા, અને તેઓની જાતના બીજા હજારો લોકો, આ દેશમાં આવ્યા અને આવતા તે સર્વને આ દેશજ પોતાનું વતન કરી રહેવું પડ્યું. અને એ પ્રમાણે તેઓ આ દેશનેજ પોતાનું વતન કરી બેઠા અને તેમને ભવિષ્યમાં પ્રાપ્ત થનારાં એ દામાં મોટાં દુઃખોનો સંભવ દુર કરવાનાં સાધનો તેમજ હંદ્રના

સરખાં સુખ ભોગવવાનાં સાધનો એ સરવે હિંદુસ્તાનમાંથી જોઇએ તેટલાં મળી શકશે એમ તેમણે વીચાર્યું. ખરૂંજ છે કે ભરતખંડ જેવો માતબર દેશ જેણે પોતાનો કરી લીધો હોય તેને જો કાંઈ વાતની ન્યુનતા રહી તો એમજ સમજવું કે તે છતી આંખે આંધળો છે. કે જે પોતાની આંખ આગળ પડેલાં ઉપયોગી સાધનોને પણ જોઇ શકતો નથી અને તેને ઉપયોગમાં લેવાની અકલને અનુભવમાં આણતો નથી. તેવાની, ન્યુનતા તો કદી પુરી થાય નહીં, એમાં આ દેશને માથે દોષ રહેતો નથી.

(અપુરૂં.)

---

## શ્રીમંતોના ધર્મવિષે.

જે દેશમાં શ્રીમંતો ઔદાર્ય અને પરોપકાર દર્શાવતા તે દેશમાં દેશ કલ્યાણનાં કામ ઘણાં થાયછે. દેશની આબાદાની વધેછે. ઉદ્યોગનાં દ્વાર ખુલે છે. અને ગરીબ ગરબાની રોજી ઘણી ચાલેછે. લોકો પોતાનો નિર્વાહ રૂડી રીતે કરી શકેછે, જે દેશમાં શ્રીમંતોની વસ્તિ વિશેષ હતી નથી. અથવા તો શ્રીમંતો પરોપકારી અને ઉદાર મનના તેમજ દિલદરાજા નથી હતા તો તે દેશની હાલત ભાગી તુટી ચાલેછે દેશમાં ઝાઝો ધંધો ઉજળતો હતો નથી. અને તે દેશ ઘણો તરમાં ગણાતો નથી.

આપણે જાણીએ છીએ કે દુનિયામા હરેક કામ કરવામાં મુખ્યત્વે પૈસાની ઘણી જરૂર હોયછે. અને પૈસાવિના કોઈ પણ કાર્ય બનવુ એ ઘણું કઠિણ અને અશક્ય હોયછે. ત્યારે પૈસો મેળવવો ક્યાંથી ? પૈસા ઉદ્યોગ વિના મળતો નથી. અને ઉદ્યોગના માર્ગ ખુલ્લા કરવાને પ્રથમ પૈસાની મદદ તો જોઇએ તે મેળવવી ક્યાંથી ? આ બધા ઉપર દીર્ઘ દ્રષ્ટી કરીએ છીએ તો એમજ માલમ પડેછે કે એ સઘળાં વાનાં અનુકુળ થવાને દેશના શ્રીમંતો તે ઘણા સારા વિચારના અને દેશની દાઝ જાણનારા હોવા જોઇએ. અને તેમ હોય તોજ એ બધાં વાનાં બની શકે એમાં કાંઇ પણ ગેરાય નહીં. કેમકે શ્રીમંત લોકોછે, એ જનતાના શુભસ્થંભ ગણાયછે. માટે શ્રીમંત લોકોનો પૈસો અને ગરીબ લોકોની મેહેનત એ બેનું સંકેતવલું થાય તોજ કોઇપણ કાર્ય સિદ્ધ કરવાને કદી વાર લાગે નહીં એ નિઃસંશય અને ખરેખરી

બીના છે. હવે આ ઉપરથી સૌના સમજવામાં આવ્યું તો હશે કે દેશની સ્થિતીનું ખરેખરૂં બંધારણ અને તેની મોટાઇ તે શ્રીમંતો ઉપરજ રહેલાં હોયછે. ત્યારે જો તે પુરૂષો ઉમદા દિલના અને દેશહિતેચ્છુ બુદ્ધિના હોયતો દેશને કેટલો બધો ફાયદો થાય. પરંતુ તેઓ તેવા સદ્ગુણવાળા ના હોય તો તે દેશની શ્રેષ્ટતા અને સદ્વૃદ્ધિને માટે કેવી ઉમેદો રાખવી; એ જાણવાનું ઘણું જરૂરનું છે. આપણને માલમ છે કે હરેક દેશ કલ્યાણના કામમાં શ્રીમંતોની જેટલી જરૂર હોયછે તેટલી ગરીબોની હતી નથી. કેમકે વિદ્યા કળા કે પછી ચાહે તે દેશીઓના લાભનું કામ હો, પણ તેમાં ધનની જે મદદ જોઇએ તે કામતો શ્રીમંતો શિવાય બીજા કોઇનું નથી, આમ હોય ત્યારે તેવી મદદ જ્યારે કદી ન મળે અને તેવા લાભના કાંમનાં મૂળ, દેશમાં ન રોપાય ત્યારે લોકો ઉત્તમ પંક્તિમાં તે પછી ક્યાંથી આવે? વાસ્તે એ વિષે વિવેચન કરવાની મોટિ હાલ અગત્યછે. એ અગત્ય એ છે કે દેશમાં કેળવણીનો પ્રસાર જેવો જોઇએ તેવો હજું જોવામાં આવતો નથી. તેને લીધે લોકોના મન ઉપર જાણે એક પ્રકારનું આછાદન થઇ ગએલું ના હોય! તેમ નજરે પડેછે. વાસ્તે તેને દોરે કરવાની ઘણી જરૂર છે. પરંતુ આજ કાલ શ્રીમંતો એ વાતો આળસુ બનીને, મળેલા સુખમાં એટલા તો અંજાઇ ગયાછે કે, તેમને પોતાની ફરજો વડે. કેટલું કરવાનું છે તે તેમના તરફ વિચાર કરતાં તેમને માલમ હોય એમ કહી શકાતુ નથી. દેશના વેપાર તરફ જોતાં જણાયછે કે હાલ વેપાર રોજગારનું ગાડું ઘણુંજ મંદ હાલતમાં ચાલેછે. અને દેશનો દોલત ધમધુકારે પ્રદેશમાં ઘસડાતી જાયછે. તેની સાથે લોકોમાં અજ્ઞાનતાનું અને અનિતીનું બળ પણ વધતું જતું જાયછે. તેથી આખરે પરિણામ ખોટો આવવાની મોટિ ધાસ્તી ઉત્પન્ન કરેછે. એ હાલ તરત ઉંડા ઉતરીને ઘણોજ વિચાર કરવા જેવું છે. પણ તેની તેઓ કાંઇ પરવા કરતા નથી; એ કેવું અને કેટલું બધું દેશને નુકશાન અને હાનીકારક છે ? કારણ કે જે પુરૂષો શ્રીમંતાઇ ભોગવેછે અને જે શ્રીમંત વર્ગમાં ખપેછે. તેમનો ધર્મ એવોછે, કે પોતે ઉત્તમ ગુણો ગ્રહણ કરી, પોતાના સ્વદેશી ભાઇઓની સંભાળ લેવી; તથા તેમને સારી હાલતે પોહોંચાડવા તેમજ કળા શક્તિ અને કસબ કારીગરી દેશમાં વધે તેવું કરવાનો છે. પોતાના ધનને સુમાર્ગે ખરચીને

ગ્રામમાં ઉપયોગી કામો ઉભા કરવાં, અને દેશની ઉન્નતીમાં વ્હોટે વ્હોટે વધારો થતો આવે એવા ઉપાયો યોજવા એ તેમનુ ખરૂ ખરૂ અને મુખ્ય કામછે. પણ તેથી ઉલટુંજ જ્યારે જોવામા આવે ત્યારે એથી બીજી અફસોસની વાત પછી કઇજ કહેવાય નહીં

લખવાને મોટો ખેદ ઉપજેછે કે વર્તમાન કાળમાં કેટલાક શ્રીમંતો એવા તો જોવામાં આવેછે કે તેમની રીતભાત જોતા મોટી દલગીરી પેદા થયાવિના રહેતી નથી. આપણો ધર્મ શુ છે? અથવા આપણી ફરજ શું છે? તે બીલકુલ તેઓ જાણતા હોય એમ લાગતુ નથી. આજકાલ આપણા દેશમા આ વર્ગ વિદ્યાની બાબતમાં અને વિદ્યાને ઉત્તેજન આપવાની બાબતમાં એટલો તો પછાત જોવામાં આવેછે કે એ વિષે જેટલું વર્ણન ન થઇ શકે તેટલુ થોડું છે

કેટલોક ભાગ એવાછે કે કેળવણી તે શુ? અને લોક કલ્યાણ તે શુ? તે પુરેપુરૂ સમજતો પણ ભાગ્યેજ હશે! કદી કોઇ વિદ્વાન પ્રજાની ખાતર પરિશ્રમ વેઠીને વિદ્યા હુન્નર કે ઇલમનો કોઇ પણ ગ્રંથ છપી બહાર પાડે તો, કા તો તેના ગ્રંથનાં ગાંધીને ત્યાં પડીકા બંધાય કે, કા તો કુંથવાઓ કાપી ખાય. પણ તેને લેનાર ગ્રાહક મળેજ નહીં, કદી કોઇ પરોપકારી પુરૂષો થોડુ ઘણુ ઉત્તેજન આપતા હશે, પણ ઘણો ભાગ કંજુસોનો એટલે પછી કહેવું શુ? ઘણા ખરા તો એવાછે કે, કહ્યુછે કે “ कसर पण कृपण करे धणी नाणे जे धन लूटशे, सामळ कहे तस्कर अग्नि के कोइक हाकेम लूटशे, આમાં જણાવ્યા પ્રમાણે તસ્કર અગ્નિ કે હાકેમ લુટી જાય તેટલા પણ લોકોપયોગી કામમાં એક પાઇ ગજવામાંથી કાઢવી પડે તો જીવને આવે, અને કેટલાક તો એવાછે કે ખોટી કીર્તિને માટે જેવા કે વરઘોડા, રાંડના નાચ અને એશિવાય બીજા કામમાં પોતાના પૈસાને ઉડાવી દેવામાં કશીપણ ખામી રાખતા નથી. અને કેટલાક મારા સારા મજનુતો કરી ઘી સાકરો ઠરડીને જરા ખાટવામા શોભા માનેછે. પણ અદ્યાપિ સુધી જેમાં કીર્તિ રહેવાનો સંભવ તેવા લોકહિત કામમા કંઇજ કરતા નથી ત્યારે જે પુરૂષોથી આખા દેશની ચડતી પડતી અને સઘળી ગુણ ઉપરથી હંમેશ થવાનુ એક સારૂ સાધન કહેવાય તે જ્યારે આવાજ જોવામા આવેતો એથી બીજુ દલગીરી ભરેલું કારણ તે કોને કહેવું!

ઇશ્વરની માયા અકળીત અને જાણી નહી શકીએ તેવી છે. તેની ગતીનો પાર કોઈ પામ્યું નથી, રાજાને રંક અને રંકને રાજા તે બનાવી દેછે. કેમકે દૈવ્યનું કાળચક્ર મનુષ્ય માત્રને સાથે હમેશાં ભમતુજ રહેછે. દેહ અને દોલત એ બે વાનાં કોઈનાં અમર નથી. પણ તે નાશવંત છે માટે આ જગતમાં જન્મ પામીને કાંઇ પણ સારૂં કૃત્ય કર્યું હશે તોજ તેનું નામ રહેવાનુંછે. સમૃદ્ધિ મળ્યા છતાં પર કલ્યાણ થયું નહીં, કે પ્રજામાં ઉપયોગી કામ કરીને જરા લેવાયો નહીં, તો તે પુરૂષોની નામના કદી થતી નથી. વિલાયતમાં અને તેવા બીજા સુધરેલા દેશોમાં શ્રીમંત લોકો લાખો રૂપીઆ પ્રજા કલ્યાણમાં આપી દેતાં એક ક્ષણવાર પણ લગાડતા નથી. મોટિ મોટિ પાઠશાળાઓ અને વાંચનશાળાઓ જેવાં વિદ્યા વૃદ્ધિના કામમાં ભારે ઉલટથી મદદ કરીને ઉભા રહેછે, એટલુંજ નહીં પણ પોતાના દેશની ઉન્નતી વધવાને માટે મોટાં મોટાં ફંડ કાઢીને વિદ્વાન અને બુદ્ધિશાળી પુરૂષોને એકઠા મેળવી, અનેક કંપનીઓ અને સભાઓ ઉભી કરેછે, સારા સારા ગ્રંથોના તરજુમા કરાવી, અને સારાં સારાં જ્ઞાન મળે તેવાં નવનવાં પુસ્તકો રચાવી લોકોને જાણીતા કરેછે. સારાં સારાં ભાષણો અપાવી લોકોના મનમાં સારીવાત ઉતારેછે. અને તરેહ તરેહના નવા નવા કુદરતી શોધો કરાવીને આખી આલમને ફાયદો કરી આપેછે. દાખલા તરીકે આગળ આપણામાં પણ જુઓ. મુંબઇમાં પણ પારશી શેઠમાં નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, અને ભાટિયા ગૃહસ્થમાં શેઠ ગોકળદાસ તેજપાળ વિગેરે કેટલાક શ્રીમંતો થઇ ગયા તેમણે મોટિ ઉદારતાથી પ્રજા કલ્યાણમાં લાખો રૂપીઆનાં ફંડ કાઢ્યાંછે. એવા પુરૂષોનેજ આ જગતમાં ધન્યછે! જે પરોપકારી પુરૂષો હોય છે તે એવાજ હોય છે; અને તે એજ પ્રમાણે દેશને ફાયદો કરેછે. વાસ્તે જે શ્રીમંતો પોતાના દેશીભાઇઓના ભલાની ખાતર, પોતાનાથી બની શકે તેટલી, પોતાના પૈસાની જે મદદ કરેછે તેજ ખરા શ્રીમંત કહેવાયછે. બાકી કુમારગે નિરર્થક પૈસા જે ઉડાવી દેછે, તે જેમ પાટડીના* અગરમાં અનાજનું વાવેતર કરવું અને કુમારગે

* અમદાવાદ જીલ્લાના વિરમગામ પ્રગણામાં જ્યાં વરાગડું મિઠું પાકવાનો અગર છે તે ગામનું નામ.

વાપરવા એ પણ બરાબર છે, માટે અમારા શ્રીમતભાઇઓને અમારી ભલામણ છે કે દેશહિત જેવા રૂડાં કામમાં પૈસા ખરચ્યા હશે, અને કાંઇ પણ શુભ કાર્ય કર્યું હશે તો તેનુ સુખ લેઇને હજારો લોકો તમને આશિર્વાદ દેશે. એટલુજ નહીં પણ તમારા કરેલા કામથી આખા દેશને મોટો ફાયદો થશે; અને તમારી કીર્તીનો કાંઇ પાર રહેશે નહીં. વાસ્તે તમારો ખરો ધર્મ તો એજ છે કે દેશમાં જેમ બને તેમ વિદ્યાનો, કળાનો, અને નિતીનો, પ્રસાર વધારે, થાય તેમજ નવાં નવાં કારખાનાં ઉભાં કરવાં અને પ્રજાને લાભ કરવો અને પોતાનું નામ અમર રાખવું એ શિવાય બીજો કંઇજ નથી. વિદ્વાનો પણ તેમજ કહે છે.

ઉપજાતિવૃત.

અરે રૂડો માનવ દેહ આવ્યો, બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો.
તમે વિચારો હિત જો તમારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૧.
સુકીર્ત્તિનો સ્વાદ સદૈવ ચાખો, આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નિર્ભયનું નગારૂં. કરો કરો કાંઇક કામ સારૂં. ૨.
જગત્પતીને પ્રિય કામ જે છે, આ લોકમાં ઉત્તમ કામ એ છે;
બીજું બધું માલ વિના નિઃસારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૩.
હેતે કરો પુણ્ય પવિત્ર હાથે, હાથે કર્યું તેજ સદૈવ સાથે;
બીજું નહીં એક મળે ઉગારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૪.
આયુષ્યમાંથી પળ એળિ થાયે, મહાપુનીતે નહિ એ ગવાય;
જરૂર આ જીવન છે જનારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૫.
મહીપતીઓ પણ રાજ મેલી, ખાલી ગયા ભૂપર એલ એલી;
વિશેષ શું વર્ણન હું વધારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૬.
નથી નથી નિશ્ચળ દ્રવ્ય દેહ, નથી નથી નિશ્ચળ નારિ નેહ;
અંતે થશે તે સઘળું અકારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૭.
સંસારનું સુખ સુધા સમાન, નિશ્ચે તમે માનિ રહ્યા નિદાન,
ખચીત થાશે અતિ એજ ખારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮.

॥ શાર્દૂલવિક્રીડિત છંદ ॥

કોટે કામ કરો કૃપાળુ બનીને, સઉ શાસ્ત્ર શિક્ષા કહે,

જેથી શ્રીજગદીશ રીસ તજિને, રાજી રૂદેમાં રહે;
આ શિક્ષા મુણિને સુબોધ ગણિને, સસ્નેહ સંભારજો;
દાખે છે દલપત્તરામ દિલમાં, ધીરા જનો ધારજો.

---

## હિંદુસ્તાનમાં દેશી રાજ્યો અંગ્રેજ સરકારને જે ખંડણી આપે છે એ વગેરેનો જાણવા જોગ હેવાલ.

(સાંધણ પૃષ્ઠ ૧૨૭ મેથી.)

### ग्वालीअर.

મધ્ય હિંદુસ્થાન ખાતે આવેલાં દેશી રાજ્યોમાં ગ્વાલીયરનું રાજ્ય સર્વેથી મોટું અને આગેવાન ગણાયછે. એ રાજ્યનો માલિક જીઆજીરાવ સિંધીયા જી. સી. એસ. આઈ. કરીને હાલછે. બલવાના હીંગામમાં સિંધીયાનુ લગભગ સઘળું લશ્કર બ્રિટીશ સરકારની સામે થયું હતું; પણ જીઆજીરાવ પોતે બેવફાદાર થયો ન હતો, જે વફાદારીને માટે આજે અંગ્રેજો તેના તરફ માનની નજરથી જુએછે. અને સ્ટાર આફ ઇન્ડીયાના નાઈટામાં તેનું નામ પહેલી ટીપમાં આવેલું છે. મહારાજા સિંધીયા જાતે ઘણો બાહોસ અને સિપાહી છે, અને તેની પાસે જે લશ્કર છે, તે કવાયદ અને ચાલાકીમાં બ્રિટીશ લશ્કરની બરોબરી કરી શકે તેવું છે. આ લશ્કરના સેનાધીપતીનો હોદ્દો મહારાજા પોતે ધરાવે છે. ગ્વાલીયરનું રાજ્ય સર દીનકરરાવ જેવા નામીચા રાજ્ય કારભારી ઓથી ઘણું સુધરી ગયું છે, અને તેની ઉપજમાં પણ મોટો વધારો થયેલો છે. એ રાજ્યની જમીનની વાર્ષીક મેહેસુલ રૂપીયા ૭૮,૩૮,૯૦૦ ની તથા કસ્ટમની ઉપજ રૂપીયા ૧૪,૭૦,૨૦૨ નીછે, ગ્વાલીયરનો કીલ્લો ઘણો નામીચો ગણાય છે. મહારાજા જીઆજીરાવની બાબતમાં જાણવાજોગ બીના એ છે કે, તેને પેટે તેના આગલ્યા વડવાઓની પેઠે મરદ વારસ જીવતો નથી. આ ઉપરથી સને ૧૮૬૫ ના વરસમાં જીઆજીરાવે, ગણપતરાવ નામના એક શાહજાદાને પોતાનો દત્તક કરી લીધો છે. ગણપતરાવ જીઆજીરાવ પછીનો ગ્વાલીયરની ગાદીનો વારસ ગણાય છે: પણ એવી ગોઠવણ કરવામાં આવી છે કે અગર જીઆજીરાવ

પોતાના પાછળ એકાદ પુત્ર મુકી જાય તો ગણપતરાવ ગાદી ઉપરથી પોતાનો દાવો છોડી દેશે અને રૂપીયા એક લાખના વર્ષાસનવાળી જાગીર ઉપર પોતાનુ ગુજરાન કરવુ. મહારાજા સિંધીયાની વફાદારી તથા સિપાહગીરી જોઈ નામદાર પ્રિન્સ આફ વેલ્સ હિંદુસ્થાનમાં મુસાફરીએ પધાર્યા ત્યારે તેને પોતાના એક ખાસ મિત્ર તરીકે કબુલ રાખ્યો છે. મહારાજા સિંધીયાને ઓગણીસ તોપોનુ માન મળતું તે શેહેનશાહી ઢંઢેરાની વખતે બે તોપો વધારીને એકવીસનુ માન કરી આપ્યુ છે. અને તે મહારાજાને શેહેનશાહી રાજસભાના એક સભાસદ ઠરાવ્યાછે, તથા "હીસમ ઉસ સલતનત" આવો કીતાબ બક્ષ્યો છે

## ઇંદોર.

ગ્વાલીયર પછી મધ્ય હિંદુસ્થાનમા બીજુ અગત્યનુ મરાઠી રાજ્ય ઇંદોરનું છે. એ રાજ્ય ઉપર તુકોજીરાવ હોલકર જી સી. એસ. આઈ. નામનો મહારાજા અમલ કરેછે. બળવાના તોફાનમા ઇંદોરના લશ્કરે બ્રિટીશ સરકાર તરફ ઘણી બેવફાઈ દેખાડી હતી, અને એક વખતે એવો પ્રસંગ આવી ગયો હતો કે, ખુદ મહારાજા હોલકરને બળવામા ભાગ લેવાની ફરજ તેના માણસો પાડત, પણ સારા ભાગ્યે તેમ બન્યુ નહી. મહારાજા હોલકર અંગ્રેજોમા સારૂં માન ધરાવે છે, અને સ્ટાર આફ ઇન્ડીયાના કિતાબનો તે નાઈટ છે. જે પ્રમાણે સિંધીયા લશ્કરી બાબતમા ઘણો આગળ વધેલો અને ખરચાળ છે તેમ હોલકર નથી. એ મહારાજા પોતાના રાજ્યમાં વેપાર ધંધો,વધારવામા અને દોલત ભેગી કરવામા શોખીનછે. ઇંદોરનુ રાજ્ય પણ સારા પાયા ઉપર ચાલે છે, અને તેને સારા પાયા ઉપર લાવવાનું માન સર ટી માધવરાવ નામના નામીચા દેશી રાજ્ય કારભારી જેઓ હાલ ગાયકવાડ સરકારના પ્રતીનિધી છે તેમને ઘટેછે. તુકોજીરાવ હોલકર જાતે ઘણા નમ્ર સ્વભાવના માણસ છે, અને કોઈ પણ પ્રકારની ખટપટ કે પંચાતીમાં તે પોતાની જાતને પડવા દેતા નથી. એ મહારાજાને પણ ઓગણીસ તોપોનું માન મળતું તે શેહેનશાહી ઢંઢેરાની વખતે બે તોપો વધારી એકવીસ કરી આપી છે અને તેમને "ઇમ્પિરીયલ" કૌન્સિલના એક સભાસદ પણ ઠરાવ્યા છે. (અધુરૂ)

# ગોસ્વામિઓનાં મંદિરોમાં વસંતનાં દર્શન કરાવવાનો ચાલ તથા હોરીકી ભાવના વિષે વિચાર.

(સાંધણ ગયા અંકનાં પૃષ્ઠ ૧૧૨ થી.)

જશોદાજીએ ઠાકુરજીને લલિતાની ગોદમાં આપ્યા એટલે તે લલિતાં કૃષ્ણને લઈ દૂર ઉભી રહી. પછી શ્રીસ્વામીનીજીએ યશોદાને સારી પેઠે છીરક્યા એટલે તેમણે તો તેથી પ્રસન્ન થઇ મેવા આપ્યા, નાના પ્રકારનાં આભૂષણ સ્વામિનીજીને અને સ્વામિનીજીની સખીઓને પહેરાવ્યાં. આણી તરફ વૃષભાન ભણીના ગોપોએ નંદરાયને સારી પેઠે છીરક્યા ત્યારે અતિ પ્રસન્ન થઇ તેમણે પણ તેઓને મેવા મીઠાઇ આપ્યાં અને આભૂષણો પહેરાવ્યાં. इतनेमे ललिताजीने श्रीयशोदाजीको विनती कीयो जो आज श्रीजशोदाजी बसंतको परम उत्सवको दिन हे ताते अपने पुत्रको देहु तो ब्रजमे बसंत खेले. ओर तुम्हारे पुत्रको रंचक हु श्रमन होयगो एसी भांति राखेगी काहेते ? यह तिहारो पुत्र ते हमारी परम शोभाहे जाते हम तुमको विनती करत हे. શૃંગાર રસનું ઉદ્દીપન એકાંત, વન ઇત્યાદિક વિના થતું નથી એવું લલિતા કાં તો પોતે જાણતી હો; કિંવા કોકશાસ્ત્રજ્ઞ આ ગ્રંથના કર્તા હરિરાયજી જાણતા હો, પણ ખરેખર રસજ્ઞ જનવિના કૃષ્ણને એકાંતે લઇ જઇ ત્યાં તેની સાથે યથેચ્છ વિહાર કરવાના વિચારની પ્રેરણા અન્યના મનને થાય નહીં. આવાં આવાં વચનોને અનુલક્ષિને હાલના ઘણા ખરા પોતાના મંદીરોમાં તેવા લાભની ઇચ્છાથી તેને લગતાં કેટલાંક સ્થળ એકાંત જેવાં રાખેછે; એટલી એકાંતથી પણ તેઓ સંતુષ્ટ નહીં થતાં જાણે તેઓના કામોદ્દીપનને માટે તે એકાંત બસ ન હોય તેમ બહાર વાડી બંગલાઓ જેવાં મકાનો પણ કરી રાખેલાં હોય છે. રે ! પોતે છતી આંખે છતે શાને કેમ સમજતા નહી હોય કે "ચંદ્ર પોતે મૃતકને સજીવન કરનારૂં કેવળ અમૃતનુંજ સ્થાન એવોછે, પરંતુ તે દુરાચરણે કરી ક્ષય રોગનો ગ્રામ થયોછે અને જેની પાસે અમૃતની અને અનેક કલ્પવૃક્ષોની સંપત્તિછે એવા ઇંદ્ર પણ એવાજ આચરણથી હજાર ભગ પામ્યોછે, તો તમે તે કોણ ?

(અધુરૂં.)

२।४।७२। इति शपो लुकि प्रत्ययस्वरेण शतुरुदात्तत्वं। बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्वरत्वेन तदेव शिष्यते । गृणंति स्तुवंतीति गिरः । गृणातेः क्विप्यृत इद्धातोः पा० ७।१।१००। इतीत्वं । रपरत्वं । धातुस्वरेणोदात्तत्वं । महां । महांतं । नकारतकारयोर्लोपश्छांदसः । प्रातिप दिकस्वरेणोदात्तत्वं । अनूषत । णुस्तुतौ । व्यत्ययेना त्मनेपदं । लुङि झस्यादादेशः । पा० ७।१।५। सिचि कुटादित्वेन। पा० १।२।१। ङित्वाद्गुणाभावः । इड भाव उकारदीर्घत्वं च छांदसं । निघातः । श्रुतं । प्रत्य यस्वरः ॥ ६ ॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

मरुत नामना देवनी इच्छा राखता तथा स्तुती करनारा ऋत्विजो जेम ज्ञानवान इंद्रनी स्तुती करेछे, तेम तेओए (ऋत्विजोए) पोतानो महिमा प्रगट करनार धनयुक्त प्रौढ तथा प्रख्यात मरुद्गणनी पण तेमने पामवासारु स्तुती करी. ॥ ६ ॥

## भाष्यनो भावार्थ.

मरुत नामना देवनी इच्छा राखता तथा स्तुती करनारा

ऋत्विजो जेम ज्ञानवान इंद्रनी स्तुती करेछे, तेमज तेओ (ऋत्विजो) ए पोतानो महिमा उदारताने लीधे प्रगट करनार धनयुक्त, प्रौढ तथा प्रख्यात मरुद्गणनी पण तेमने पामवासारु स्तुती करी. जो के मति शब्द-नो अर्थ सर्वत्र 'ज्ञान' थायछे; तो पण आ प्रसंगे लक्षणा वृत्तिथी ज्ञानवान इंद्रने लगाडवामा आव्यो छे, अथवा मति ए विशेषण वाचक शब्द छे, अने तेनी आगळ कोइ विशेष्य वाचक पद नथी माटे मति ए इंद्र वाचक शब्द छे एम पण कहिए तो चाले. ॥ ६ ॥



सप्तमी मृचमाह.

इन्द्रे॑ण॒ सं हि दृक्ष॑से संजग्मा॒नो अबि॑भ्युषा।
म॒न्दू स॑मा॒नव॑र्चसा ॥ ७॥

पदपाठः

इन्द्रे॑ण। सं। हि। दृक्ष॑से। स॒म्ऽज॒ग्मा॒नः।
अबि॑भ्युषा। म॒न्दू इति॑। स॒मा॒नव॑र्चसा ॥ ७॥

माधव भाष्यं.

हे मरुद्गण त्वमिन्द्रेण संजग्मानः संगच्छमानः संदृक्षसे हि। सम्यग्दृश्यसे खलु। अबिभ्युषा भयरहितेनेत्यर्थः।

कीदृशेनेंद्रेण। अविभ्युषा। भीतिरहितेन। कीदृशाविंद्रम रुद्गणौ। मंदू। नित्यप्रमुदितौ। समानवर्चसा। तुल्य दीप्ती। पुरा कदाचिद्वृत्रवधदशायामिंद्रस्य सखायः सर्वे देवा वृत्रश्वासेनापसारिताः। तदानीमिंद्रस्य वृत्र संबधिसकल सेनाजयार्थं मरुद्भिः संगमोऽभूत। सोऽय मर्थो 'वृत्रस्य त्वाश्वसथादिति' मंत्रे संगृहीतः। इंद्रो वै वृत्रं हनिष्यन्निति ब्राह्मणे प्रपंचितश्च॥ इंद्रशब्दः परमैश्वर्यवंतं मरुद्गणं वाभिधत्ते। तदानीमिंद्रस्य संबो धनं वाहिरेवाध्याहर्तव्यं। तथा चेयमृग्यास्केन व्या ख्याता। इंद्रेण हि संदृश्यसे संगच्छमानोऽविभ्युषा गणेन मंदू मदिष्णू युवां स्थोऽपि वा मंदुना तेनेतिस्यात्स मानवर्चसेत्येतेन व्याख्यातं। नि० ४।१२। इति॥ संदृक्ष्यसे। संपश्येथाः। दृशेश्चेति वक्तव्यं। पा० १।३। २९।२।' इत्यात्मनेपदं। दृशोर्लिङर्थे लेट् पा० ३। ४।७। इति प्रार्थनायां लेट्। थासः से। पा० ३।४।८०। लेटोऽडाटौ। पा० ३।४।९४। इत्यडागमः। सिब्बहुलं लेटि। पा० ३।१।३४। इति सिप्। संज्ञापूर्वको विधिर नित्य इति गुणाभावः। व्रश्चादिना षत्वं। पा० ८।२। ।३६। षढोः कः सि। पा० ८।२।४१। इति कत्वं। आदेश प्रत्ययोः। पा० ८।३।५९। इति सिपः। षत्वं। बहुलग्रहणा

त्सिपः परस्ताच्छबपि भवति। सिपा व्यवधानात्पश्या देशो न भवति। पा० ७।३।७८। शपः पित्त्वादनुदात्त त्वं। उत्तरस्य लसार्वधातुकानुदात्तत्वं। धातुस्वर एव शिष्यते। हिशब्दयोगात्तिङ्ङतिङ इति निघातो न भवति। हि च। पा० ८।१।३४। इति प्रतिषेधात्। संजग्मानः। गमेः संपूर्वाच्छंदसि लुङ् लङ् लिटः। पा० ३।४।६।इति वर्तमाने लिट्। समोगम्यृच्छिभ्यां। पा० १।३।२९। इत्यात्मनेपदविधानाल्लिटः। कानजादेशः। पा० ३।२।१०६। द्विर्भावः। पा० ६।१।८। हलादिशेषः। पा० ७।४।६०। अभ्यासस्य चुत्वं। पा० ७।४।६२। गमहनेत्युपधालोपः। पा० ६।४।९८। कानच्चश्चित्वा दंतोदात्तत्वं। गतिसमासे कृदुत्तरपदप्रकृतिस्वरत्वं। अबिभ्युषा। ञिभी भये। पूर्ववल्लिट्। शेषात्कर्तरि परस्मैपदं। पा० १।३।७८। इति परस्मैपदं। क्वसुश्च। पा० ३।२।१०७इति लिटः क्वसुरादेशः। तस्य कित्त्वा द्गुणाभावः। द्विर्भावः। अभ्यासस्य ऱ्हस्वजश्त्वे। पा० ७।४।५९। ८।४।५४। क्रादिनियमात्। पा० ७। २।१३। प्राप्तइड्वस्वेकाजाद्घसां। पा० ७।२।६७। इति नियमान्निवर्तते। नञसमासे तृतीयैकवचने भत्वाद्वसोः संप्रसारणं। पा० ६।४।१३१। इति वकार

स्योकारः । संप्रसारणाच्च। पा० ६।१।१०८। इति पूर्व रूपत्वं । शासिवसिघसीनां च पा० ८।३।६०। इति षत्वं। इयङादेशं बाधित्वैरनेकाचो ऽसंयोगपूर्वस्य। पा० ६।४।८२। इति यणादेशः । अव्ययपूर्वपदप्रकृति स्वरत्वं । पूर्वेणसह संहितायामोकारस्यैङः पदांता दति। पा० ६।१।१०९। इति परपूर्वत्वे प्राप्ते प्रकृत्यांतः पादमव्यपरे। पा० ६।१।११५। इति प्रकृतिभावः। मंद्रू। मदि स्तुतिमोदमदस्वप्नकांतिगतिषु। इदितो नुम्धातोः पा ७।१।५८। इति नुमागमः। कुरित्यनुवृत्तौ खरुशंकुपीयुनीलंगुलिगु । उ० १।३६। इत्यत्राविभक्तिकनिर्देशाद्धंतेर्हीगुरितिवद्धात्वंतरादपि कुरित्युक्तं। प्रत्ययस्वरेणांतोदात्तः। द्विवचनमौ। प्रथमयोः पूर्व सवर्णः। पा० ६।१।१०२। तृतीयैकवचने चेत् सुपां सुलुगित्यादिना पूर्वसवर्णदीर्घत्वं । समानवर्चसा। समानं वर्चो ययोरिति वा यस्ये तिवा बहुव्रीहिः। द्विवचने सुपां सुलुगित्यादिनाकारादेशः। समान पादस्य प्रातिपदिकांतोदात्तत्वं । बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्वरेण तदेव शिष्यते। ७।

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

हे मरुद्गण तमे भयरहित इंद्रनी साथे रहीने अमने दर्शन आपोछो ; तमे तथा इंद्र वन्ने समान कांतिमान तथा हमेश प्रसन्न रहोछो. ॥ ७ ॥

## भाष्यनो भावार्थ.

हे मरुत् गण तमे भयरहित इंद्रनीसाथे रहीने अमने दर्शन आपोछो, एटले तमारां दर्शन अमने इंद्रनी साथे-ज थवां जोइए. तमे तथा इंद्र समान कांतिमान तथा निरंतर प्रसन्न रहोछो. पूर्वे वृत्रासुरना वधनी वखतें वृत्रासुरें इंद्रना मित्र सघळा देवोने फुक मारिने उडावी दिधा, त्यारे इंद्रें वृत्रासुरनी सघळी सेनाने जीतवा सारु मरुद्गण (वायुना समुह) नी साथे संप कर्यो. आ वात "वृत्रस्यत्वावसथा" ए मंत्रमां लीधेलीछे, आवो अर्थ "इंद्रोवैवृत्रं हनिष्यन्" ए रिते शरु थता ब्राह्मणमां पण वर्णवेल छे. इंद्रः शब्द उत्तम सामर्थ्यवान मरुद्गण वाचक पण छे, माटे ते पक्षमां 'हे इंद्र' एवां एक संबोधनांत पदनो अध्याहार करी यास्क मुनीना मत प्रमाणे आवी रिते अर्थ करवो ; हे इंद्र तमें भयरहित मरुद्गणनीसाथे रहेल जोवामां आवोछो विगेरे ॥ ७ ॥

॥ अष्टमी मृचमाह ॥

अनवद्यैरभिद्युभिर्मखः सहस्वदर्चति ।
गणैरिंद्रस्य काम्यैः ॥ ८ ॥

पदपाठः

अनवद्यैः । अभिद्युऽभिः । मखः । सहस्वत् ।
अर्चति । गणैः । इंद्रस्य । काम्यैः ॥ ८ ॥

## माधव भाष्यं.

मखः प्रवर्तमानोऽयं यज्ञोऽनवद्यैर्दोषरहितैरभिद्युभिर्द्युलोकमभिगतैः काम्यैः फलप्रदत्वेन कामयितव्यैर्गणैर्मरुत्समूहैः सहितमिंद्रस्येंद्रं सहस्वद्बलोपेतं यथा भवति तथार्चति । पूजयति । अयं यज्ञो मरुत इंद्रं चातिशयेन प्रीणयतीत्यर्थः । यज्ञ इत्यादिषु पंचदशसु यज्ञनामसु मखो विष्णुरिति पठितं । चतुश्चत्वारिंशस्वर्चतिकर्मस्वर्चति गायतीति पठितं ॥ न विद्यतेऽवद्यं येषां तेऽनवद्याः । नञसुभ्यामित्युत्तरपदांतोदात्तत्वं । अभिगताद्यौर्यैस्ते ऽभिद्यवः । तैरभिद्युभिः । अभिशब्दः प्रातिपदिकस्वरेणांतोदात्तः । बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्वरेण स एव शिष्यते । मखः । प्रातिपदिकस्वरः । सहो बलमस्मिन्नर्चने शर्मण्यस्तीति सह स्वत् ।

तसौ मत्वर्थे । पा० १।४।१९। इतिभसंज्ञया पदसंज्ञाया बाधितत्वात्सकारस्य रुत्वाभावः। मादुपधायाश्च मतोर्वोऽयवादिभ्यः । पा० ८।२।९। इति वा झयः। पा० ८।२।१०। इति वा मतुपो मस्य वत्वं। सहस्शब्दोनाविषयस्यानिसंतस्येत्यादुदात्तः । मतुपः पित्वात्स एव शिष्यते। काम्यैः। कमेर्णिङ्। अत उपधायाः । पा० ७।२।११६। इति वृद्धिः । जनीजृष् क्नसुरंजो ऽमंताश्च। धा० पा० १९।६३।६७। इत्यमंतत्वेन प्राप्तस्य मित्त्वस्य न कम्यमिचमामिति प्रतिषेधात्। धा० पा० १९।६९। मितां ह्रस्वः। पा० ६।४।९२। इत्युपधाह्रस्वत्वं न भवति। ण्यंतादचो यत् पा० ३।१।९७। णिलोपः पा० ६।४।५१। तित्स्वरितमिति प्राप्ते यतोऽनावः। पा० ६।१।२१३। इत्याद्युदात्तत्वं ॥ ॥ ८॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

आ यज्ञ दोषरहित स्वर्ग लोकमां रहेला तथा चाहवा लायक मरुद्गणो सहवर्तमान इंद्रनी ते (इंद्र) बलवान थाय तेवी रीते पुजा करेछे. ॥ ८ ॥

## भाष्यनो भावार्थ.

आ चालतो यज्ञ दोषरहित स्वर्ग लोकमां रहेला

નીચે લખેલા સદ્‌ગૃહસ્થોના નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|
| મહેરબાન રાવ બહાદુર મણિભાઇ જસભાઇ દીવાનજી સાહેબ .... .... | ૪ | ૧ | ૦ |
| મહેરબાન હરિદાસભાઇ વિહારીદાસ .... | ૦ | ૧૩ | ૦ |
| મહેરબાન બાપુભાઇ દયાશંકર .... .... | ૩ | ૧૨ | ૦ |
| રા. રા. માનસિંહજી નગજીરામ કારભારી .... | ૧ | ૧૪ | ૦ |
| વકીલ કલ્યાણજી પુંજારામ .... .... | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. છોટાભાઇ વજેરામ .... .... | ૦ | ૭ | ૬ |
| ઠાકુર મલ્હાર સેવકરામ .... .... | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. મણિરામ રવીદત્ત .... .... | ૦ | ૧૫ | ૦ |
| સાઇબ્રેરીના, ગોસાઇ નારાયણ ભારથી જસવંત ગાન્ધી તરફથી .... .... | ૩ | ૪ | ૦ |
| નૃસિંહ પુસ્તક શાળાના .... .... | ૩ | ૧૨ | ૦ |

( અપુરૂં )



## સૂચના.

વેદ ધર્મ સભા તરફથી પ્રસિદ્ધકરી જણાવવામાં આવેછે કે સદરહુ સભાએ કેટલીએક મુદતથી એક સંસ્કૃત શાળા સ્થાપન કરેલીછે. અને અભ્યાસીઓને માટે એક સારા શાસ્ત્રી રાખવામાં આવેલાછે. તેમાં વ્યાકરણાદીક કાવ્યના ગ્રંથો, ધર્મશાસ્ત્ર, વૈદ્ય વિદ્યા, તેમજ દ્વિજ ધર્મનુ સંધ્યા અનુષ્ઠાનાદિક કર્મ અને પોતાના યજમાનોને ક્રિયમાણ વિગેરે કેમ કરાવવું? એ સર્વ શિખવવામાં આવેછે, વાસ્તે જે-કોઇ મજકુર શાળામાં અભ્યાસ કરવાની ઇચ્છા રાખતા હોય તેવા સર્વ બ્રાહ્મણોના દિકરાઓએ આવવું તેમને અભ્યાસ કરાવવામાં આવશે. જેઓ યજમાંન વૃતિ કરનારાછે; એટલે પોકરણા, ગીરનારા, સારસ્વત અને બીજા, તેમને વિશેષે કરીને જણાવીએ છીએ કે પોતાના યજમાનોને ક્રિયમાણ વિગેરે કેમ કરાવવું તે સર્વ આ શાળામાં શિખવવામાં આવેછે માટે તેમણે ખસુસ કરીને પોતાના દિકરાઓને મોકલવાજોઇએ. અભ્યાસ મફત કરાવવામાં આવેછે તેમજ કોઇ ગરીબ હશે તો તેને પુસ્તક પણ મફત ભણવાને આપવામાં આવશે સ્કુલમાં જતા વિદ્યાર્થીઓને પણ તેમને ચાલતી સંસ્કૃત બુકો પ્રમાણે શિખવવામાં આવશે પરંતુ એટલું સર્વેએ યાદ રાખવું કે હિંદુના છોકરા શિવાય બીજા કોઇને દાખલ કરવામાં આવશે નહીં.

બહાર ગામના કે શેહેરના કોઈ પણ હિંદુ ઉમેદવારને શિખવું હશે તો શિખવવામાં આવશે.

Registered No 155 of 1877.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૫ મું.    ભાદ્રપદ, સંવત ૧૯૩૩.    અંક ૧૧ મો

॥ शार्दूलविक्रीडित ॥

॥ यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो ॥
॥ यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥
॥ आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ॥
॥ संदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ १ ॥



છાપીને પ્રગટ કરનાર,
વેદ ધર્મ સભાની કાર્યભાર મંડળી.

મુંબઈ મધ્યે,
ઓરીએન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૭

---

## વિશેષ સુચના.

આર્ય ધર્મપ્રકાશના સર્વે સજ્જન ગ્રાહકોને વિનંતી કરવાની કે હવે આ ચોપાનિયાનું ચાલતું વર્ષ આવતાં મહીનામાં પુરૂ થશે, માટે જે સાહેબોના પાસે લવાજમના પૈસા હજુ સુધી બાકી છે, તેમણે હવે જલદી મોકલવા તસદી લેવી જોઇએ કેમકે ઘણા ખરા ગૃહસ્થોનાં નાંણા પતિ ગયા છે વાસ્તે જેમનાં આવ્યાં નથી તેમણે આવતા મહીનાની આખર સુધીમાં જેમ બને તેમ મોકલવા કે જેથી અમારે કાગળ લખવા ન પડે.

પોસ્ટની મારફતે ટપાલની અરધા આનાવાળી ટીકીટો આવશે તોને પણ અમે રાખીશું.

એડિટર.

# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૫ મું. ભાદ્રપદ, સંવત ૧૯૩૩. અંક ૧૧ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

विरला जानंति गुणान्विरलाश्चावंति निर्धनान्स्नेहे;
विरलाः परकार्यकराः परदुःखेदुःखिता विरलाः ॥ १ ॥

અર્થ—જેઓ બીજાના ગુણોને જાણેછે, જેઓ નિર્ધન એટલે ધન વગરનાં, આંધળાં, પાંગળાને અંતરના સ્નેહથી પાળેછે, જેઓ પરકાર્ય કરનારાછે, અને જેઓ બીજાનું દુઃખ જોઇ પોતાપર દુઃખ પડ્યું હોય, તેવા થઇ જાયછે. એવા પુરૂષો આ અવનીમા થોડાજ છે.



॥ पद ॥

॥ राग धोळ ॥

( રામ લક્ષ્મણ વનમાં સિધાવતા એ પ્રમાણે. )

ध्याता ध्यान ध्येय वृत्ति परहरी, रह्यो ध्येय निरंतर आप; जी. १७
गुण ग्रणपना दवनी एकता, जाण्यो ब्रह्म प्रणवनो जाप; जी. १८
पुण्य पापना त्राजवा त्रोडीया, मेहेलो बध घटनो वेपार; जी १९
कर्म काष्ठना काटला परहर्यां, पाम्यो ज्ञान अखुट भंडार; जी. १०
खट शास्त्रना खोटा राजवी, काहाड्या करता कुडा वाद; जी. २१
थाणुं बेठुं वेदांत भुपालनुं, उक्यो अनहद नोबत नाद; जी. २२
हीडे ज्ञान गगनमा मलपतो, छुटो मोह मायानो पाश; जी. २३
तुरीया पदमा वरते सदा, अज्ञान थई गयुं नाश; जी. २४
संसार समुद्रने शोषीयो, सुख सागर लहेर अपार; जी. २५

वसे अडसठ तीरथ अंगमां, देव ओचरे जय जय कार; जी. २६
परापार ते वरते प्रेममां, मुखे बोले बोल अमुल; जी. २७
अणसमझुना आल गणे नहीं, ज्यम करिवर उपर फूल; जी. २८
जेहनो काल ते किंकर थइ रह्यो, मृग तृष्णा जल त्रैलोक; जी. २९

मनोहर स्वामी. (अधुरुं.)

---

# વિદુર નીતિ.

(સાંધણ ગયા અંકના પૃષ્ટ ૧૩૨ થી.)

श्रुतं प्रज्ञानुगं यस्य प्रज्ञा चैव श्रुतानुगा
असं भिन्नार्य मर्यादः पंडिताख्यां लभेत सः ॥ २९ ॥

અર્થ—જે પુરૂષનું "શ્રુત" એટલે કોઇ પણ આર્ય લોકોના કરેલા ઉપદેશો, સારીવાતો, સારાધર્મો અને ઇતિહાસ આદીકનું સાંભળવું; બુદ્ધીને આધીન એટલે તરત સાંભળતાં વેત બુદ્ધીમાં બેસી જાયછે. અને જે પુરૂષની બુદ્ધી સદુપદેશાદિક શ્રવણને અનુસરીને હોયછે. એટલે તે પ્રમાણે વર્તેછે. અને જે પુરૂષ મોટા લોકોની બાંધેલી રીતો, તેના કરેલા ઉપદેશો અને સારાં આચર્ણોને લોપતો નથી. (તેને માન આપેછે) તે પુરૂષ પંડિત એવા નામને પામે છે. ॥ ૨૯ ॥

વિદુરજી, એ રીતે પંડીતોનાં લક્ષણો કહીને હવે મૂર્ખનાં લક્ષણો બતાવેછે.

अश्रुतश्च समुन्नद्धो दरिद्रश्च महामनाः
अर्थांश्चाऽकर्मणाप्रेप्सु मूढ इत्युच्यते बुधैः ॥ ३० ॥

અર્થ*—જે પુરૂષ મોટાના કહેલા ઉપદેશો, વેદના, શાસ્ત્રોના, અને પુરાણઆદીના નીયમો સાંભળતો નથી; જે પોતાના ગુણો અને અભીમા-

---

* આ ઠેકાણે દુર્યોધન મોટાનો ઉપદેશ માનતો નથી; પોતે અભીમાનથી છકેલો છે; દરીદ્રી અને આળસુપણ છે: શક્તિ નછતાં મોટા મોટા વિચારો કરેછે; અને જુગટું રમી પોતાની મતલબ તેણે મેળવીછે. માટે તે મૂર્ખજ છે, એમ વિવેકી વિદુરજીએ બતાવી આપ્યું છે.

નથી છકેલા છે; જે હમેશાં નિર્ધન અને આળસુછે; જેનું મન શક્તિ નછતાં મોટા મોટા શેખશલ્લીની પેઠે તુરંગો લાવી ધાટ ઘડ્યા કરેછે; અને જે જુગટું રમવું, ચોરીકરવી, છેતરવુ, ઇત્યાદી અકર્મ એટલે ખરાબ કામોથી પોતાની મતલબ મેળવવાને ઇચ્છે છે; તે પુરૂષને વિદ્વાનલોકો "મૂઢ" એવી રીતે કહેછે. ॥ ૩૦ ॥

स्वमर्थं यः परित्यज्य परार्थ मनुतिष्टति

मिथ्याचराति मित्रार्थे यश्च मूढ:स उच्यते ॥ २१ ॥

અર્થ*—જે પુરૂષ પોતાનુ ઘરબાર, રાજપાટ, વેપારધંધો, વિગેરે છોડી દઇને પારકાને ત્યાં જઇ પડી રહેછે. જે પોતાના મિત્રોને માટે ખોટી ચાલ ચલાવેછે એટલે ન કરવાનું કરેછે, તે પુરૂષ "મૂઢ" એવીરીતે કેહેવાયછે. ॥ ૩૧ ॥

अकामान्कामयतियः कामयानान्परित्यजेत्

बलवंतंचयोद्वेष्टी तमाहुर्मूढचेतसं ॥ २२ ॥

અર્થ†—જે પુરૂષ પોતાને અંત કરણથી ચાહાનારને ચાહાતો નથી; જે પોતાને કદીપણ ચાહાતા નથી તેઓને પોતે ચાહેછે; અને જે પોતાથી, ધનથી, દોલતથી, બુદ્ધિથી, અને ઉદ્યોગથી, ચડીયાતો હોય, તેની સાથે વેર બાંધેછે, તે પુરૂષ દુનિયામાં "મૂઢ" બુદ્ધિવાળો કહેવાય છે. ॥ ૩૨ ॥

अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टी हिनस्ति च

कर्म चार भते दुष्टं तमाहु र्मूढ चेतसं ॥ २३ ॥

* ધૃતરાષ્ટ્ર રાજાનો સાળો શકુની પોતાનું રાજ પાટ છોડી પોતાના બનેવીને બારણે પડ્યોછે. ઇત્યાદી લક્ષણોથી તે (શકુની) "મૂઢ" છે એમ આ ઠેકાણે બતાવેલું છે.

† આ ઠેકાણે દુર્યોધન પોતાને હમેશા ચાહનાર પાંડવોને પડતા મુકી પોતાને ન ચાહનાર કર્ણ શકુનિઆદીને હમેશાં ઇચ્છે છે; અને મહાબલી બળવાન યુધીષ્ટીર સાથે તેણે વેર બાંધ્યુછે માટે તે "મૂઢ" છે એમ બતાવી આપ્યુંછે.

અર્થ*—જેમાં મિત્ર કરવા યોગ્ય ગુણો ન હોય તેની મિત્રાઈ કરેછે; અને મિત્ર કરવાને યોગ્ય હોય, અથવા મિત્ર થયો હોય, તેને દ્વેષથી હાની કરેછે; અને જે દુષ્ટ એટલે દુનિયાંમાં નિંદા કરવા યોગ્ય કામ કરેછે; તે પુરૂષ "મૂઢ" બુદ્ધિવાળો કહેવાય છે. ॥ ૩૩ ॥

संसारयति कृत्यानि सर्वत्र विचिकित्सते
चिरं करोति क्षिप्रार्थे समूढो भरतर्षभ ॥ ३४ ॥

અર્થ†—હે રાજા!! જે પુરૂષ પોતાને કરવા યોગ્ય કામો ચાકર દ્વારાએ કરાવેછે; જે થોડાંક કામને માટે ઘણો વખત લગાડેછે, તે પુરૂષ દુનિયાંમાં "મૂઢ" એવી રીતે કેહેવાયછે. ॥ ૩૪ ॥

श्राद्धं पितृभ्यो नददाति दैवतानि नचार्चति
सुहृन्मित्रं न लभते तमाहुर्मूढ चेतसं ॥ ३५ ॥

અર્થ‡—જે પિતૃને માટે શ્રાદ્ધ કરતો નથી; જે દેવતાઓનું પુજન કરતો નથી; અને જે સુહૃદ એટલે સારો સંબંધી મિત્ર પામતો નથી; તે પુરૂષ મૂઢ બુદ્ધિવાળો કેહેવાયછે. ॥ ૩૫ ॥

---

* આ ઠેકાણે દુર્યોધન સર્વ રીતે સંબંધ રાખવા લાયક પાંડવોને દ્વેષથી હાની કરેછે; અને સંબંધ ન રાખવા લાયક ધ્રૃતરાષ્ટ્રના સાળા શકુની આદીની મિત્રાઈ કરી બેઠોછે; અને પાંડવોને લાખના મેહેલમાં રાખી તે મેહેલ બાળી દીધો, એવું મોટું દુષ્ટ કામ કરનાર છે; માટે તે "મૂર્ખ" છે એમ સમજાવી આપ્યું છે.

† એમાં દુર્યોધન પોતાને કરવાનું કામ ચાકર મારફત કરાવેછે; અને થોડાં કામને માટે ઘણો વખત કાઢી નાંખેછે માટે મૂર્ખછે એમ બતાવવાનો અભીપ્રાય આવેછે.

‡ દુર્યોધન નાસ્તીકછે માટે પિતૃનું તર્પણ કે શ્રાદ્ધ કરતો નથી; અને દેવતાઓનું પણ પુજન કરતો નથી; તેમજ પાંડવો જેવા સારા સગા મિત્ર ન મળતાં ખરાબ મિત્રો તેને મળ્યા છે; મતલબ કે જે મિત્ર કરવાને યોગ્યછે તેની સાથે વેર બાંધેલું છે. માટે તે મૂઢછે એમ બતાવી આપેલું પ્રસીદ્ધ જણાઈ આવેછે.

अनाहुतः प्रविशति अपृष्टोबहु भाषते
अविश्वस्ते विश्वसिति मूढ चेता नराधमः ॥ ३६ ॥

અર્થ*—જે પુરૂષ આમંત્રણ કર્યા વગર સભામાં અથવા બીજી જગ્યોમાં જાયછે; જે કોઇના પુછ્યા વગર પોતાની મેળે બહુ બોલ્યા કરેછે; જે વિશ્વાસ કરવાને યોગ્ય ન હોય એવા માણસનો વિશ્વાસ કરેછે, તે મૂઢ બુદ્ધિવાળો અને માણસ માત્રમાં નિચ સમજવો. ॥ ૩૬ ॥

परं क्षिपति दोषेण वर्त्तमानः स्वयं तथा
यश्चकुध्यत्यनीशानः सच मूढ तमो नरः ॥ ३७ ॥

અર્થ†—જે પુરૂષ પોતે સર્વ દોષ દુર્ગુણથી ભરેલો હોય તોપણ બીજાને દોષથી ધીઃકાર્યા કરેછે; પણ પોતાનું સ્વરૂપ પોતે જાણતો નથી કે હું પોતે કેવોછું? ને જે પોતામાં કોઇ જાતની યોગ્યતા ન હોય તોપણ ક્રોધ કર્યા કરેછે, તે પુરૂષ અત્યંત મૂઢ કેહેવાય છે. ॥ ૩૭ ॥ (અપુરૂં).

---

## દુષ્કાળ વિષે.

કેશવલાલ હરિરામ

"દુકાળ" એ શબ્દ સાંભળતાંજ માણસોના જીવ ઊડી ઉતરી જાયછે. અને તરતજ ચીંતાનો તાપ અંતઃકરણમાં બળવા લાગેછે. ઇશ્વરેચ્છાથી એવો વખત આવેછે, ત્યારે એકે વાતની બાકી રેહેતી નથી. ગ્રીષ્મઋતુના સખત તાપને લીધે જોઇએ તેવો પેટપુર ચારો નહીં મળ્યે,

---

* આમંત્રણ ન છતાં સભામાં આવનાર, બોલાવ્યાવિના બકવાદ કરનાર, અને નહી વિશ્વાસને રાખવા લાયક કર્ણ શકુનિઆદિનો વિશ્વાસ કરનાર, દુર્યોધન જડ બુદ્ધીવાળો અધમ માણસ છે, એમ આ સ્થાનમાં બતાવી આપેલું છે.

† આ ઠેકાણે દુર્યોધન પોતાનામાં અનેક દુર્ગુણો ભર્યાછે તેને ન જાણતાં પાંડવોમાં દોષનો આરોપ કરી તેઓને તરછોડેછે અને પોતે તેઓને (પાંડવોને) જીતવાને અશક્ત છતાં ક્રોધ ચડાવેછે માટે તે અત્યંત "મૂઢ" છે એમ દેખાડી આપ્યું છે.

શરીરે સુકાઇ ગયેલાં પશુઓ વરસાદની વાટ જોઇ રહ્યાં હોય, તે વગડામાં રઝળી રખડી ભુખે મરતાં પાછાં આવેછે. અને અનુક્રમે ચારો ન મળવાથી પોતાના પ્રાણોને સેહેજ વારમાં છોડી દેછે. સારાં સારાં મધુરં ફળોને આપનારાં વૃક્ષો પણ વરસાદ વિના થોડા વખતમાં સુકાઇ જાયછે. ત્યારે પળનાર પાણી વગર ન રહી શકે, કે નહીં ઉછરી શકે એવા અનાજના છોડની ઉછરવાની આશા તો શાનીજ હોય? અને જ્યારે ન ઉછરે ત્યારે અનાજ પાકે ક્યાંથી? એ અનાજ ન પાકવાથી મોટામાં મોટિ કેવી આપત્તિ આવી પડે છે! જે ધનવાન હોય છે તે બમણા ચોગણા પૈસા ખરચી ધાન્ય ભેગુ કરી રાખે છે; અને ગરીબ લોકો બિચારાં અનાજ વગર હેરાન થાયછે. વખતે જ્યારે પૈસાવાળાને પણ અનાજ મળવું મુશ્કેલ પડેછે, ત્યારે ચાર આના કમાઇ વેચાતી લઇ હમેશાં ખાતો હોય તેવા ગરીબ માણસને મુશ્કેલી વેઠવી પડે એમાં શું નવાઇ? કેટલાક વેપારીઓ કોઠીઓમાં અનાજો ભર્યાં હોય તે પોતાને ખાવા કામ આવશે તેવી લાલચે, અથવા વધારે હોય તો ઘણા દિવસ રાખવાથી વધારે ભાવ આવે તે માટે, કાઢતા નથી. અને કદી કાઢે છે તો તેનો ભાવ ચઢી જવાથી, ગરીબ લોકો તેટલા પૈસા પોતાની પાસે ન હોવાને લીધે લઇ શકતા નથી. અને તેથી તેવા કંગાલ જનો ભુખે તરફડી મરી જાય છે. વખતે કંદ મૂળ ખાઇ માણસો પોતાના જીવ બચાવે પણ દુકાળના વખતમાં તો તે પણ કોઇકજ ઠેકાણે પાણીવાળી જગ્યા હોય ત્યાં મળે. કેવી! ઇશ્વરની માયા છે! કે જ્યારે વરસાદ નથી થતો ત્યારે મોટિ મોટિ નદિઓ, સરોવરોનાં પાણી સોસવાઇ જાય છે. વાવ અને કુવાઓ, ઊંડા જતા રહેછે, અને ક્રમે કરીને વખતે તદન સુકાઇ પણ જાયછે. તે સમયે પાણીના પીપીયા પડેછે. એક પાણીનું ટીપું પણ આવા બારીક વખતમાં મોતીના દાણા કરતાં બલકે વધારે કિમ્મતનું થઇ પડેછે. એટલુંજ નહીં પણ મેહેનત મજુરી કરી પેટ ભરનારાં ગરીબ માણસો, જંગલમાં ફરી પોતાનું પેટ ભરનારાં જાનવરો, અને વૃક્ષોની ગટામાં રેહેનારાં કોમળ પક્ષીઓ, ભુખમરાથી પોતાના વહાલા પ્રાણને એક ક્ષણવારમાં તજી દેતાં નજરે દેખવામાં આવેછે. કેટલાંક માણસો પોતાના પ્રાણથી પણ અત્યંત વહાલાં

અને ટળવળતાં નાજુક બાળકોને થોડા પૈસામાં વેચી જે પૈસા આવે તેમાથી ગુજરાન ચલાવે છે, અને તે પણ થઇ રહે તો વખતે છેવટ આપઘાત કરીને પોતાના પ્રાણ છોડી દે છે.

"ભુખ" એ જાતનો રોગ બહુ ભુંડોછે. તેનુ ઔસડ અન્ન, તે જે વખત નથી મળતુ તે વખત માણસ જાત જેવુ સમજુ પ્રાણી પણ ગમે તે ન કરવાનુ કામ ગભરાઇને કરે છે. અને ન લેવાના પદાર્થોને તેને શાંત પાડવાને કાજે વખતે ઉપયોગમાં લઇ નાંખેછે. આવી દુર્દશામાં મનુષ્યથી એવું જે કાઇ થઈ જાય, એમાં કાંઈ આશ્ચર્ય પણ નહીં. કેમકે ભુખનો સ્વભાવ એવોંજ છે એક વૃદ્ધ માણુસ પાસેથી સાભળ્યું છે કે "બાઈ અમે જ્યારે આગળના વખતમાં કાળ પડતા ત્યારે બાફેલા ચણાથી ગુજરાન કરી લેતા, અને વખતે બાફેલા ગાજરોથી પ્રાણનું પોષણ કરતા વખતે અનાજ મળતુ તે ઘરનાં બધાં માણસો સરખે ભાગે વેહેંચી ખાતા, અને વખતે એક બે કડાકા પણ થઇ જતા. આંગણે ઢોર હોય તેને પણ ગાજર ખવરાવતા. અને ખજુરના ઠાળિયા કાઢી તે પણ વખતે ખવરાવતા. કોઇ ઢોરને કદી છોડી મુકયુ હોય તો તે ભુખનુ માર્યુ મકોડા આદીક ઝીણા જીવનો ચારો કરી જતુ. તેમ કેટલાંક ભુખે રવવાયાં થઈ રહેલાં લોકોનું જ્યાં અનાજનું નામ સંભળાય ત્યાં એકદમ આવી પાડું પડતું એટલુજ નહીં પણ તેવા દુષ્કાળમા ઘણા ખરા કનિષ્ટ વર્ગના લોકો તીડ નામનાં ઝીણાં પ્રાણીઓ સરખાંનો ઉપયોગ કરવાને ચુકતા નહીં પરમ દયાળુ પરમેશ્વર જેવો વખત આપે તેવો સહન કરવો. ગમે તેવુ માણુસ જાતનું પ્રાણી બુદ્ધિવાન છે તો પણ ઇશ્વરેચ્છા આગળ તેનું કાંઇ જોર ચાલતુ નથી. અને ચાલતા જમાનાને સહુ આધીન થઇ રહેછે, જુઓને કેવી વાતો સંભળાય છે! કોઇ કહે છે કે મદ્રાસમાં માણસોનાં અનાજ ઉપર ધાડાં પડે છે; કોઇ કહે છે કે સુરતમાં અનાજવાળાની બે દુકાનો લુટાઇ, કોઇ કહે છે કે દક્ષિણમાં એક ભુખની મારી ઓરતે પોતાના કોમળ બાળકને મારી ભક્ષણ કરવાનો ઇરાદો કર્યો હતો, તે સરકારને જાહેર થવાથી તેને અટકાવી બાળકનો જીવ બચાવ્યો અરર!!! કેવી દુઃખની વાત? વળી કહે છે કે એક માચીએ તો પોતાને ગળે ચામડાં

કાપવાનું હથીયાર મારી મુંબઇમાંજ આપઘાત કર્યો એવું વર્તમાન પેપરો વાંચવામાં અને લોકોથી સાંભળવામાં આવ્યું છે. આવી અરેરાટી ઉપજાવનાર બિના એકજ વખત બની એમ નહીં પણ તેમ હમેશાં થયાજ કરે છે; જેથી હજારો પ્રાણીઓ આ સંસારની મુસાફરીનો ત્યાગ કરી પોતાના અસલ રેઠાણને પોહોંચી જાય છે. ભોગ છે બીચારા દક્ષિણનો કે ઉપરા ઉપર તેને માથે આવાં દુઃખનાં વાદળાં આવ્યા કરે છે. ઇશ્વર પાસે અમો માગીએ છીએ કે એ દુઃખમાંથી તેને તરત છોડવાની તું કૃપા કર. આ વખત બહુ વિષમ છે. જુઓને સોલાપુર વિષે એવી વાત ચાલે છે કે ત્યાં સ્ટેશન ઉપર માણસો ગાડીમાં અનાજ આવશે એમ જાણી વાટ જોઇ ઉભાં રહે છે પણ તેમાંથી જ્યારે અનાજ નથી નિકળતું ત્યારે લોકો નીરાશ થઈ ભુખથી તરફડી તરફડી મરી જાય છે. આ મરણ પામેલાં મનુષ્યો ત્રીશ, ચાળીશ અને વખતે તેથી વધારે સંખ્યાબંધ હોય છે; આવી વાતો એકજ વખત સાંભળી તથા એકજ વખત બની એમ નહીં પણ તે વિષે ગણતી કરવા લાગીએ તો કેટલી ફેરી તેમ થયું તેની સંખ્યા ઘણીજ વધી જાયછે. અને ભુખમરાથી અસ્થી પંજરરૂપ થઇ ગયેલા માણસો આદી પ્રાણીઓની કેટલી સંખ્યા પોતાના વાલામાં વાલા પ્રાણને છોડી ચાલી ગઈ તેની સરાસરી કહાડવી મુશ્કેલ પડેછે. આ કેવો કેડાટ! કાંઠાની તરફ પણ એમજ મહાસંકટ સંભળાય છે. એ તરફ પરમ દયાળુ પરમેશ્વર હવે તરત દયા દૃષ્ટી કરે, એમ ખરા અંતઃકરણથી ચાહીએ છીએ. હાલમાં ગુજરાત પણ કાળના પંજાની લગભગ આવી પોહોચ્યું હતું પણ સાંભળીએ છીએ કે, કોઈ કોઇ ઠેકાણે થોડો થોડો વરસાદ થયો છે. તેથી માત્ર મોંઘવારીજ કહેવાય છે, સારૂં છે કે મોંઘવારી છે તો પણ અનાજ મળેછે તેથી કરીને સર્વે માણસોના પ્રાણ ઉગરશે અને આઠ મહિના જેમ તેમ કાઢશે. ત્યાં વરસાદનો વખત આવી જશે એટલે પછી લીલા લેહેર થશે.

આવા ભયંકર વખતમાં કમભાગ્ય માણસોના જીવ ઉગારવા અને તેમનું સંરક્ષણ કરવું એ આપણી રાણી સરકાર અને આપણા દેશી રાજાઓ તથા શાહુકારોનો ખરો ધર્મ છે. સાંભળીને ખુશી થઇએ છીએ

કે કાઠિઆવાડમાં આવેલા સંસ્થાન ભાવનગરના દરબારશ્રીએ પોતાની પ્રજાને વાસ્તે પોતાના તરફથી ગરીબ લોકોને અનાજ આપવાની પોતાના રાજધાનીના શેહેરમાં દુકાનો કાઢી છે, વળી કેહે છે કે વઢવાણના ઠાકોરે પણ એક દાણાની ખાણ, પોતાની ગરીબ પ્રજાને માટે ખુલ્લી મુકી છે. તેમ મુંબઈમાં કેટલાક શાહુકારોએ ઉઘરાણાં કરી દુકાળના ભાગ તરફ અનાજ મોકલાવ્યું છે. , અને ઘણે ઠેકાણે અંગ્રેજ સરકારે પણ મદદના ઉપાયો લેવા માંડયા છે તેથી લોકો તેમને અંતરમાંથી કેટલી બધી આશીશ આપતાં હશે? ધન્ય છે! ભાવનગરના અને વઢવાણના દરબારશ્રીને અને આપણી સરકારને, તેમ મુંબઈના શ્રીમત જનોને અમે આ દાખલો બીજા દેશી રાજાઓને અને શાહુકારોને લેવા ભલામણ કરીએ છીએ.

સાંભળ્યું છે કે ઘણા દિવસનાં દુખીઆ દક્ષિણ ઉપર ઈશ્વરે દયા કરી હમણા થોડો થોડો વરસાદ વરસાવ્યો છે એ ખુશીની વાતછે જ્યાં મુદલ પાણી નહોતું ત્યા થોડુંક પણ પડ્યું તો તેથી પણ ઘણો ફાયદો થશે. જો કે વરસાદનો તાણ થોડી થોડી સઘળે ઠેકાણે છે તો પણ હવે કડકડાટી બોલાવે એવા કાળની ધાસ્તી જતી રહી છે માત્ર કાઠિઆવાડજ કમનસીબનું રહેલું લાગેછે જેમાં વરસાદની કેટલેક ઠેકાણે તાણ અને દાણાના ભાવ મોંઘાછે. આ વખત ઈશ્વર પાસે તેવા દિવસો જતા રેહેવાને પ્રાર્થના કરવી એજ ઉપાય છે.

મહા કોપ થયો કળી કાળમાં જો (એ રાગ.)

જો જો કેવો કડે ડાટ! કાળમાં જો,
પ્રાણિ સરવે પડયાં દુઃખ જાળમાંજો. જો જો કે. ૧.
કોઈ ગરિબ બિચારાં બૈજા પ્રાણિઆ જો
તેનો દુકાળે અંત આજ આણિયો જો. જો જો કે. ૨.
આવાં પાપ કર્યાં હશે શુ આગળે જો,
જેથિ કાળ દુઃખ ના લખાય કાગળે જો. જો જો કે ૩.
દેવ કોપથકી મેઘરાજ નાવિયા જો,
તેથિ માઠા પુકારો પડાવિયા જો. જો જો કે. ૪.
અન્નવિના અથડાય બહુ માણસો જો,
એનિ સઘળી દશા દિલે પ્રમાણશો જો. જો જો કે. ૫

ભુખેં મરતાં પડે અન્ન પીઠમાં જો,
પછી માર ખાય ખૂબ સહુ પીઠમાં જો. જો જો કે. ૬.
કોઈ આપઘાત કરી પ્રાણ પરહરે જો,
કોઇ નાકુર્યાનું કર્મ સ્હેજમાં કરે જો. જો જો કે. ૭.
કોઈ કાચું અનાજ ચાવિ ખાય છે જો,
કોઇ ભુખના દુખેંથકી સુકાય છે જો. જો જો કે. ૮.
આરા અન્નની કરી રહેછ ટળવળી જો,
પડે જ્યાહરે મળે ન ધરણી છળી જો. જો જો કે. ૯.
માર ખાય પણ પેટ પૂર નામળેજો,
પીઠ પેટ અન્ન વીણ એકઠાં મળેજો. જો જો કે. ૧૦.
આંખ્યો ઊંડી જતી રહે વિના જળે જો,
પેટમાંહિ જઠરાગ્નિ ઝળઝળ બળે જો, જો જો કે. ૧૧.
અન્ન ભેળું કરે ધનીક ભાવથી જો,
મળે તે નહીં ગરીબને કુભાવથી જો. જો જો કે. ૧૨.
ભાવ ચડી જાય છે બહૂ વિના હદેં જો,
વિના નાણે ગરીબને કોણ દેજો. જો જો કે. ૧૩.
જે જન લાવે કમાઇ ત્રિરા પાઇને જો,
કેમ તેટલે ભરાય પેટ ખાઇને જો. જો જો કે. ૧૪.
ચાવિ આખરેં અનાજ રોજથી વધુ જો,
જોઇએ ખાવા પિવાને સહુને બધું જો. જો જો કે. ૧૫.
એમ ઇશ્વરી નિયમ ઉલટો જયેમ જો,
નસિબ પાતળે ઘટેછ આવવો તયે જો. જો જો કે. ૧૬.
પશુઓ પાણી વિના તરશાં મરે જો,
સુકલ પાદડાં ચરીને પેટને ભરે જો. જો જો કે. ૧૭.
લોહિ જાય છે સુકાઇ સર્વનું અતી જો,
અરરર કેવી ખરાબ કાળની ગતી જો !! જો જો કે. ૧૮
ભારે ભુખથી બરાડયા બૌ કરે જો,
કેટલાંક તરત પ્રાણ ત્યાગને કરે જો. જો જો કે. ૧૯

કોમળ પક્ષિયો વિના જોયે વૃક્ષમાં જો,
જોર રે નહીં જરાય તેનિ પક્ષમાં જો. જો જો કે. ૨૦.
પડે તરફડી રવીના તાપથી જો,
ઉડી શકેના જરાય દૂર આપથી જો. જો જો કે ૨૧.
એવા વખતમાં કોઇ કાળજો જડયો જો,
નકી જાણિયે સુખેથિ તેપર પડયો જો. જો જો કે. ૨૨.
ભાગ છે બધાય દેશ દક્ષિણ તણા જો,
દુઃખ પડવામાં કાંઇ ના રહી મણા જો. જો જો કે. ૨૩.
તેમ ગુજરાત આ સમે બની ગયું જો,
કાળ ચક્રથી બહુજ દુઃખીયું થયું જો. જો જો કે. ૨૪.
જોઇ દુઃખ આ બધું પ્રભૂ દયા કરો જો,
તાપ પ્રાણિ સર્વના કૃપા કરી હરો જો. જો જો કે. ૨૫.
આજ માગિયે સુખેથકીજ એટલુ જો,
દીન નાથ આપજો હવેથિ તેટલુ જો. જો જો કે. ૨૬.
ધનવાન કરો ધર્મ આસમા વિષે જો,
અબ ભોકલો દુકાળની દશા દશે જો. જો જો કે. ૨૭.
આવે વખતે દયા ધરો દિલે અતી જો,
જીવને ઉગારવા સદા કરી મતી જો જો જો કે. ૨૮.
તેનું પૂણ્ય લખાય નવ કાગળે જો,
અન્ય પૂણ્ય તુચ્છ છેક આનિ આગળે જો. જો જો કે. ૨૯.
અરે દેવે કર્યો કોપ આ સમે જો,
તે તો સહન નથાય દુઃખથી ઉપમે જો. જો જો કે. ૩૦.
એમ જાણિ ધનવાન ધર્મ પાધરો જો,
દુખી પ્રાણિયો જીવાડવાને આદરો જો. જો જો કે. ૩૧.

के. ह.

# હિંદુસ્તાનમાં દેશી રાજ્યો અંગ્રેજ સરકારને જે ખંડણી આપે છે એ વગેરેનો જાણવા જોગ હેવાલ.

(સાંધણ પૃષ્ઠ ૧૨૭ મેથી.)

## ભોપાળ.

મધ્ય હિંદુસ્થાન ખાતે મહમદીયન રાજ્યોમાં ભોપાળનું રાજ્ય મુખ્ય છે. એ રાજ્ય ઉપર બેગમ શાહાજ્યાંહાંન રાજ્ય કરે છે. એ રાજ્ય મહમદીયન છતાં, બલવાની વખતે તેણે બ્રિટીશ સરકારને દીલોજાનથી મદદ આપી હતી, જે વફાદારીને માટે એ રાજ્યની બેગમને સ્ટાર આફ ઇન્ડીયાના નાઇટનો કીતાબ આપવામાં આવ્યો છે, ભોપાળનો રાજ્ય કારભાર ઘણાજ સારા અને સુધરેલા પાયા ઉપર ચાલે છે, અને બેગમ શાહાજ્યાંહાંન પોતાની રૈયતના સુખ તથા લાભોને માટે ઘણી તકેદારી રાખે છે. શાહાજ્યાંહાંનને પેટે સુલતાન જ્યાંહાંન નામે એકજ છોકરી છે, જે સને ૧૮૭૫ના ફેબ્રુઆરી મહીનામાં મીર અમદઅલી નામના એક અફગાન ઉમરાવ સાથે પરણી હતી. ભોપાળનું રાજ્ય, સતરમી સદીની આખરમાં, એક અફગાન ઉમરાવ નામે દોસ્ત મહમદખાને સ્થાપ્યું હતું. બેગમ શાહાજ્યાંહાંનને ઓગણીસ તોપોનું માન મળે છે.

## ધાર.

ધારના રાજાઓ રજપૂતોની પવાર નામની એક ઓલાદથી ઊતરેલા ગણાય છે. જેઓ આજ સેંકડો વરસ આગમચ માળવા ખાતે જઈ વસ્યા હતા. એ ઓલાદનો પેહેલો રાજા શિવાજી પવાર ગણાય છે, જે પ્રથમમાં મુલતાન ખાતે એક પટેલ હતો. સને ૧૮૫૭ સુધી ધારનું રાજ બ્રિટીશ તકેદારી તળે ઘણાં સારા પાયા ઊપર ચાલવા પછી, એ વરસમાં તેનો રાજા મરણ પામ્યો, આ બનાવથી તેના એક સાવકા ભાઈ નામે આનંદરાવને ગાદીએ લાવવામાં આવ્યો ; પણ એ ઘણી ઉમરે નાનો હોવાથી રાજનો કારભાર બગડવા લાગ્યો ; એવામાં હીંદુસ્થાનનો નાશકારક બળવો ફાટી નીકળ્યો. જેના તોફાનની ચીંગારી એ રાજના લોકોમાં પડવાથી,

ત્યાં મોટું તોફાન મચી રહ્યું, પણ એવામાં બ્રિટીશ સરકારે એ રાજ જપ્ત કરી લીધું અને બલવાને દાબી નાખ્યો એ પછી સઘળે સમાધાન થવા બાદ સરકારને એવી ભલામણ થઇ કે ધારનો રાજા ઉંમરે ઘણો નાનો હોવાથી બલવામાં તેણે કશો ભાગ લીધો ન હતો, અને તે તદ્દન નીરદોશ હતો માટે તેને એ રાજ પાછું આપવું સરકારે આ વાત કબુલ રાખી. અને બેરસી આનો જીલ્લો એ રાજને તાબેથી એક શીક્ષા તરીકે છીનવી લઈ ભોપાળની બેગમને આપ્યો. અને આનંદરાવને પાછો ગાદીએ આણ્યો. આનંદરાવ જાતે ઘણો નબળો અને અભણ હોવાથી બ્રિટીશ સરકારને તેની ઘણી સંભાળ રાખવી પડી હતી, અને હમણાં પણ એ રાજા ઉપર બ્રિટીશ સત્તાવાળાઓ તરફથી ઘણી મજબુત દેખરેખ રાખવામાં આવે છે. એ રાજાને ૫૬૨ તોપોનું માન છે.

## रेवा.

રેવાના હાલના રાજાનું નામ રાજસિંહ છે અને તે એ રાજની ગાદી ઉપર બતરીસમો રાજા ગણાય છે. એનો બાપ રાજા બીસનાથસિંહ સને ૧૮૩૪ માં મરણ પામ્યો હતો, જેની પછી એ ગાદી ઉપર આવ્યો હતો. રાજરાજાસિંહ, સારા વિચારનો અને હુશીઆર રાજકરતા છે. તેણે ૧૮૪૭ ના વરસમાં સતી વગેરેની કમકમાટી ભરેલી રીતને પોતાના રાજ મધ્યેથી તદન દુર કીધી હતી બલવાની વખતે આ રાજા બ્રિટીશો તરફ ઘણો વફાદાર હતો, જેના બદલામાં તેને બે જીલ્લા તથા સ્ટાર આફ ઇન્ડીઆનો ખેતાબ આપવામાં આવ્યો હતો. આ રાજાને સત્તર તોપોનું માન મળતુ તે શેહેનશાહી ઢંઢેરાની વખતે બે તોપો વધારીને ઓગણીશ તોપોનું માન કરી આપ્યુ છે.

## कोलापूर.

પશ્ચિમ હિંદુસ્તાનમાં કોલાપુરનું રાજ્ય, એ અસલ અને જાણીતુ છે. તેમાં શિવાજી ભોસલ નામના નામીઆ અને પ્રખ્યાત વંશથી ઉતરેલા એક પછી એક મહારાજાઓ એ રાજગાદી ઉપર રાજ કરતા આવ્યા છે. કોલાપુરના પ્રસિદ્ધ અને કેળવાયલા જુવાન મહારાજા રાજારામ યુરોપની મુસાફરી કરવા ગએલા ત્યાં મુસાફરી કરતા સને ૧૮૬૯ ના વર્ષમા ઇટાલીમાં આવેલા "ફલારેન્સ" શેહેરમાં મરણ પામવા પછી તેમની રાજગાદી ઉપર

શિવાજીરાવ નામના મહારાજાને તખ્તનશીન કરવામાં આવેલા છે. જેમને મરનાર મહારાજા રાજારામે દત્તક કરી લીધા હતા. શિવાજીરાવ હાલ નાની વયના હોવાથી ત્યાંનો રાજ કારભાર અંગ્રેજ સરકારની તરફથી મુકેલા એક અંગ્રેજી અમલદારની દેખરેખ નિચે ચાલે છે. મહારાજા શિવાજીરાવ દેખાવે સારા ઘણા હુશિયાર અને ચંચળ છે, તેમને અંગ્રેજી અભ્યાસ સારી રીતે કરાવા ઉપર પુરતી સંભાળ અને તજવીજ રાખવામાં આવે છે. આશા છે કે આ મહારાજા મનમાનતી કેળવણી પામી આગળ જતાં ઘણા દીપી નીકળશે અને પોતાની પ્રજાને મોટો સંતોષ પમાડશે, એમ તેમની હાલની ચાલાકી ઉપરથી અનુમાન કરી શકાય છે. આ મહારાજાને ઓગણીસ તોપોનું માન મળે છે. (અધુરૂં.)

## પરચુરણ.

### मध्यहिंदुस्थानतरफथी एक खेडुतनी सहीथी लखाइ आवेला विचार

હે મિત્રો! કેમ તમે ભયપામોછો, અને રડોછો તમને ઉત્પન્ન કરનારો ઇશ્વર સર્વદા તમારી પાસેજ છે. તમારો અભાવ તેની આગળ બોલો, અને તેની આગળ પ્રાર્થના કરો, તે તમારા સર્વ અભાવ મોચન કરશે. વ્યાકુળ ચીત્તે તેની આગળ રડો. તે તમારા ચીત્તને પવિત્ર કરશે. અને વિશુદ્ધ આનંદને આપશે જોકે સંસારરૂપ રણવગડામાં તમે રહ્યા છો તો પણ તે તમારો પીતારૂપ, માતારૂપ, અને ભાઇબંધરૂપ, પરમેશ્વર તમારી પાસે છે. તમારે વાસ્તે તેના હાથ હમેશાં ખુલ્લા છે તે તમારે માટે કલ્યાણનાં સાધનો કરેછે. જો આ સંસારરૂપ રણ ક્ષેત્રમાં તમારા બળીયા શત્રુઓએ તમને ઘેરી લીધા હોય, તો તેની પ્રીતીનું દર્શન કરીને તેના આશીર્વાદને બળે બળીયા થઇ, સંસારના શત્રુઓનો પરાજય કરો. બહાર અંધકાર છે પરંતુ અંતરમાં તે સત્ય જ્યોતી પ્રકાશ વાળોછે તે પરમ જ્યોતિને જોઇને અંધકારથી મુક્ત થાઓ. તમારામાં બળ ન હોય તો પ્રાર્થના કરો તે તમને બળ આપશે. ચારે દોરથી દુઃખના ભારે તપી રહ્યા છો, માટે તેના પ્રેમને ચાખીને ઠંડા થાઓ. તે તમારી પરમ પામવાની જગાછે. તે તમારી સંપત્તિ છે તેજ તમારો પરમ આનંદ છે. હે પિતા! અમો જે દેશમાં હોઇએ ત્યાં તમારો

પ્રેમ યથાર્થ અમારા બંધુના અંતઃકરણમાં બદ્ધ કરીને રાખો. અમો જેમ અહીંઆં એકત્ર થઇને તમને ચાહીએ છીએ તેમ પરલોકમાં એક હૃદય થઇને તમારૂં દર્શન કરશું, ત્યારે કેવો આનંદ થશે.

લખનાર એક ખેડુત.

---

## ગુજરાતમાં સાત દુકાળો કયી કયી સાલમાં પડી હતી તે.

૧. સત્યાશિયો કાળ સંવત ૧૬૮૭ સને ૧૬૩૧ માં પડયો હતો.
૨. ચુમોતેરો કાળ સંવત ૧૭૭૪ ઇ. સ. ૧૭૧૮ માં પડયો હતો.
૩. અઠયાશિયો કાળ સંવત ૧૭૮૮ ઇ. સ. ૧૭૩૨ માં પડયો હતો. આ કાળનું વર્ણન વલ્લભ ભટ્ટે રચેલા કળી કાળના ગરબામાં આવેલુ છે.
૪. તીલોતેરો કાળ સંવત ૧૮૦૩ ઇ. સ. ૧૭૪૭ માં પડયો હતો.
૫. અડતાળો કાળ સંવત ૧૮૪૮ ઇ. સ. ૧૭૯૨ માં પડયો હતો.
૬. અગનોતેરો કાળ સંવત ૧૮૬૯ ઇ. સ. ૧૮૧૩ માં પડયો હતો. આ દુકાળ મહા ભયંકર હતો. આ કાળની કેટલીક વાતો ઘરડા માણસોને મોઢેથી ઘણીવાર સાંભળીએ છીએ આની કેટલીક હકીકત અમદાવાદના ઇતિહાસના બનાવનારે પણ તેમાં દર્શાવી છે.
૭. એકાશીયો કાળ સંવત ૧૮૮૧ ઇ. સ. ૧૮૨૫ માં પડયો હતો.

---

**નિમકની આયાત**—સને ૧૮૭૬-૭૭ નાં સરકારી વરસમાં હીંદુસ્તાન ખાતે જુદે જુદે ઠેકાણેથી સઘળું મળીને ૮૯૫૩૭૭ ટન નીમખ આયાત થયું હતું, જે ઉપર લેવાયલી જકાત રૂ૫૯૭૧૮૯૬૪ ની ઉપજ હતી. ગયાં વરસમાં ૮૯૨૮૬૮ ટન નીમખ આયાત થયું હતું અને તેથી જકાત રૂપીઆ ૫૯૨૧૪૦૮૦ ની ઉપજ હતી.

---

**હિંદુસ્તાનથી નીકાસ થએલું રૂ**—ગયા અકટોબર મહીનાથી તે ગયા એપ્રીલ માસની આખેરી સુધીમાં હિંદુસ્તાન ખાતેથી સઘળો મળી

૨૨૭૩૮૯૧ હંડરવેટ રૂ જુદાં જુદાં બંદરો ખાતે નીકાશ થયો હતો, જેની કિમ્મત ૬૧૫૨૦૩૨૦ રૂપીઆની હતી.

## પુસ્તકોની પહોંચ.

"જીગનવિરહ" આનામની ચોપડી ભાવનગર દરબારી પ્રેસમાં મંછારામ ઘેલા ભાઇએ છાપેલી, તેના કર્ત્તા અને પ્રસિદ્ધ કરનાર અંબા શંકર મહાશંકર ભટ્ટ, તેની એક પ્રત અમને ભેટ દાખલ મળીછે. એમાં ભાવનગરના પ્રખ્યાત દેસાઇ છગનલાલ સંતોષ રામના સ્વર્ગવાસ થવાથી રચનારે થએલી દલગીરી કવિતારૂપે જુદા જુદા રાગમાં દેખાડીછે. એમાંના કવિતા સારી અને જે રસનુ પ્રાધાન્ય પણુંછે તે રસ બનાવનારનીમરજી પૂર્વકછે નાના કદનાં પૃષ્ઠ ૨૭ અને કીંમત બે આના છે તે ઉપકાર સાથે કબુલ કરીએ છીએ.

વેદાંતસ્તોત્રસહ નોબીજો ભાગ પંડિત શ્રીજયકૃષ્ણજીની આજ્ઞાથી મુંબઇ મધ્યે શેઠ કલ્યાણ દાસ તથા જેકીસન દાસે છપાવી પ્રગટ કરેલો અમને ભેટ દાખલ પહોંચ્યો છે તેમાં શ્રી શંકરાચાર્યનું રચેલુ ૧ હરીમીડે સ્તોત્ર ૨ આત્મબોધ ૩ સાધનપંચક અને ૪ ચતુઃશ્લોકી ભાગવત છે. અને તે બાળબોધ સારા અક્ષરથી છપાવી બહાર પાડયો છે.

આગળ વેદાંત સ્તોત્રનો પ્રથમ ભાગ છપાયેલોછે તેમ તેની બીજી આવૃત્તિપણ છપાઈ બાહાર પડીછે આ બીજો ભાગ છપાયેલો જોઇ આનંદ ઉત્પન્ન થાયછે કે માણસોની હાલમાં વેદાંત ઉપર સારી નેષ્ટા બંધાયેલી છે. પુસ્તકની કીંમત માત્ર બે આના રાખેલીછે.

શ્રીમદ્ભાગવતનો સત્યાશીમો અધ્યાય નામે વેદસ્તુતી પંડિત પીતાંબરજીએ સંસ્કૃત અન્વય અને ગુજરાતી ટીકાથી સરલ કરીછે તેનું પુસ્તક અમને ભેટ દાખલ પહોચ્યુંછે. તે પુસ્તક જાડા કાગળમાં સારા બાળબોધ અક્ષરથી છપાવેલુંછે જેમાં રૂપકથી વેદની કરેલી પરમાત્માની સ્તુતીછે. દસ આના કીંમત રાખેલું તે પુસ્તક મુબઇમાં વડની ગાદી શેઠ ખટાઊ મકનજીના માળામાં જોશી લવજી પારપેયાને ત્યાં મળશે.

આ પંડિત પિતાંબરજી વિષે તેમનીજ કરેલી પંચદશીની હિંદુસ્તાની ટીકામાં અમે વિચારો આપેલાછે માટે આ ઠેકાણે વધારે જણાવતા નથી.

तथा फळ आंपनारा होवाथी चाहवा लायक मरुद्गणों सहवर्तमान इंद्रनी ते (इंद्र) बलवान थाय तेवी रीते पूजा करेछे. सारांश ए के आ यज्ञ इंद्रने तथा मरुद्गणने संपूर्ण रीते तृप्त करेछे. यज्ञनां १५ नामोमां 'मख' ए नाम पण गणेलुंछे तेमज ४४ पुजनना नामोमां 'अर्चति' ए नाम आपेलुं छे. ॥ ८ ॥



नवमी मृचमाह.

## अतः परिज्मन्नागहि दिवो वा रोचना दधि । समस्मिन्नृंजते गिरः ॥ ९ ॥

पदपाठः

## अतः । परिऽज्मन् । आ । गहि । दिवः । वा । रोचनात् । अधि । सं । अस्मिन् । ऋंजते । गिरः ॥ ९ ॥

## माधव भाष्यं.

हे परिज्मन् परितो व्यापिन्मरुद्गण । अतोऽस्मान्मरुद्गणस्थानादंतरिक्षादागहि । अस्मिन्कर्मण्यागच्छ । दिवो वा । द्युलोकाद्वा समागच्छ । रोचनादधि । दीप्यमानादादित्यमंडलाद्वा समागच्छ । अस्मदीयकर्मकाले

यत्र यत्र तिष्ठसि ततः सर्वस्मादागच्छेत्यर्थः । किमर्थमागमनमिति तदुच्यते । अस्मिन्कर्मणि वर्तमान ऋत्विग्गिरः स्तुतीः समृंजते । सम्यक् प्रसाधयति । ऋंजतिः प्रासाधनकर्मेतियास्कः । एताः स्तुतीः श्रोतुमागच्छेत्यर्थः । यद्यप्यृत्विजा मंत्रस्य प्रयुज्यमानत्वादृंजतिधातोरुत्तमपुरुषेण भवितव्यं । तथापि परोक्षकृतत्वेन निर्देशात्प्रथमपुरुषप्रयोगः । परोक्षकृतलक्षणं च यास्क आह । तास्त्रिविधा ऋचः परोक्षकृताः प्रत्यक्षकृता आध्यात्मिक्यश्च । तत्र परोक्षकृताः सर्वाभिर्नामविभक्तिभिर्युज्यंते प्रथमपुरुषैश्चाख्यातस्येति ॥ अतः पंचम्यास्तसिल् । पा० ५।३।७। एतदोऽश् । पा० ५।३।५। शित्त्वात्सर्वादेशः । लितीति प्रत्ययात्पूर्वस्योदात्तत्वं । परिज्मन् । अज गतिक्षेपणयोः । अन्येभ्योऽपि दृश्यंते । पा० ३।२।७५। इति मनिन् । अकारलोपश्छांदसः । आमंत्रितनिघातः । गहि । गमेर्बहुलं छंदसि । पा० २।४।७३। इति शपो लुक् । हेर्ङित्त्वादनुदात्तोपदेशेत्यादिना पा० ६।४।३७ मलोपः । अतो हेः । पा० ६।४।१०५। इति हिलोपो न भवति तस्मिन्कर्तव्येऽसिद्धवदत्राभात् । पा० ६।४।२२। इति मलोपस्यासिद्धत्वेनानकारांतत्वात् । दिवः । ऊडिदमित्यादिना विभक्तेरुदात्तत्वं ।

वा । चादयोऽनुदात्ताः । फि० ४।१५। इत्यनुदात्तः। रोचनात् । रुच् दीप्तौ । अनुदात्तेतश्च हलादेः। पा० ३।२।१४९। इति युच् । युवोरनाकौ। पा० ७।१।१। इत्यनादेशः । चित्वादंतोदात्तः । अधि । अधिपरी अनर्थकौ । पा० १।४।९३। इति कर्मप्रवचनीयत्वेन सह निपातसंज्ञायाः । समावेशान्निपाता आद्युदात्ता इत्याद्युदात्तः । अस्मिन् । परिज्मन्नित्यादिष्टस्यैवान्वादेशादिदमोऽन्वादेशेऽशनुदात्तस्तृतीयादौ । पा० २।४। ३२। इत्यश् अनुदात्तः। शित्वात्सर्वादेशः । विभक्तिरनुदात्तौ सुप्पितौ । पा० ३।१।४। इत्यनुदात्तेति सर्वानुदात्तत्वं । ऋंजते । ऋजि भृजी वर्जने । समित्युपसर्गयोगात्प्रसाधने वर्तते । निघातः। गिरः। धातिपादिकस्वरः ॥ १ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे सर्व व्यापक मरुद्गण! तमे अंतरिक्षमांथी, अथवा स्वर्गमांथी, अथवा प्रकाशित सूर्य मंडळमांथी आ कर्मनी वखते आवो, कारण के ऋत्विजो (तमारी) स्तुति करे छे. ॥ १ ॥

# भाष्यनो भावार्थ.

हे सर्व व्यापक मरुद्गण! तमें अंतरिक्षमांथी, स्वर्ग लोकमांथी, अथवा प्रकाशित सूर्य मंडळमांथी, आ कर्मनी वखतें आवो. मतलब के अमारी क्रियानी वखतें तमें जे ठेकाणे हो त्यांथी आवो. कारण के ऋत्विजो तमारी स्तुती करे छे. जो के मंत्रनो जोनार ऋत्विज छे; माटे "ऋजांति" ए क्रियापद उत्तम पुरुषमां जोईए तथापि प्रत्यक्षकृत, परोक्षकृत, अने आध्यात्मिकी एवी त्रण प्रकारनी ऋचाओ छे; तेमां आ ऋचा परोक्षकृत छे, माटे क्रियापद प्रथम पुरुषमां होवुं जोईए. परोक्ष ऋचानुं लक्षण यास्क मुनीए एवुं आपेलुं छे के, जेमां सघळां नाम सघळी विभक्तिओ तथा क्रियापदो प्रथम पुरुषमां होय तेने परोक्षकृत ऋचा कहेवी. ॥ ९ ॥



दशमी मृचमाह.

इतो वा सातिमीमहे दिवो वा पार्थिवा
दधि। इंद्रं महो वा रजसः ॥ १० ॥

पदपाठः

इतः । वा । सातिं । ईमहे । दिवः । वा ।
पार्थिवात् । अधि । इंद्रं । महः ।
वा । रजसः ॥ १० ॥

## माधव भाष्यं.

इंद्रं देवं प्रति सातिं धनदानमधीमहे । आधिक्येन याचामहे । कस्माल्लोकादिति तदुच्यते । इतोस्मादीदृश्यमानात्पार्थिवात्पृथवीलोकाद्वा । दिवोवा । द्युलोकाद्वा । महो महतः प्रौढाद्रजसो वा । पक्ष्यादीनां रंजकादंतरिक्षलोकाद्वा । अयमिंद्रो यतःकुतश्चिदानीयास्मभ्यं धनं प्रयच्छत्वित्यर्थः । सप्तदशसु याञ्चाकर्मस्वीमहे यामीति पठितं॥इतः इदम्शब्दात्पंचम्यास्तसिल् । इदम इश् । पा० ५।३।३। इतीश् । शित्वात्सर्वादेशः । अत्रो डिदमित्यस्यावकाशः । आभ्यां । एभिः । पा० ६।१। १७१। लितीत्यस्यावकाशः । पा० ६।१।१९३। पचनं पाचकः । उभावपि नित्यौ । तत्र परत्वाद्विप्रतिषधे परं कार्यमिति लितीतिकारस्योदात्तत्वं । पश्चात्तसेः प्राग्दिशो विभक्तिः । पा० ५।३।१। इति विभक्तिसंज्ञकत्वादूडिदमित्यादिनाऽसर्वस्थानविभक्तेरुच्यमानमुदात्तत्वं प्र

वति । सकृद्गतौ विप्रतिषधे यद्बाधितं तद्बाधितमेवेत्यू डिदमित्यस्य पुनरप्रवृत्तिरेवेति चेत्। न। लक्ष्यानुरोधेन पुनः प्रसंगविज्ञानं चेति स्वीकारात्। नन्वेयं यतस्तत इत्यादावपि परेण लित्स्वरेण बाधितमपि सावेकाच इति तासिल उदात्तत्वं स्यादिति चेत्। न। यत्तच्छब्दयोः सावर्णातत्वे न गोश्वन्सावर्णाति । पा० ६।१।१८२। निषेधात्। न च पुनः प्रसंगविज्ञानं चेत्येतत्सार्वत्रिकं लक्ष्यानुरोधेन क्वचिदेव तदाश्रयणादिति । सातिं । षण दाने। धात्वादेः षः सः पा० ६।१।६४। भावे क्तिन्। जनसनखनां सन्झलोः। पा० ६।४।४२। इति नकारस्यात्वं। तितुत्रतथसिसुसरकसेषु च। पा० ७।२।९। इति निषेधादिण् न भवति। नित्स्वरे प्राप्त उदात्त इत्यनुवृत्तावूतियूतिजूतिसातिहेतिकीर्त्तयश्चेति निपातनादंतोदात्तत्वं । ईमहे । इङ् गतौ । श्यनोऽपि बहुलं छंदसीति लुक्। अस्य धातोर्ङित्वात्तास्यनुदात्तेन्ङिदुपदेशात् । पा० ६।१।१८६। इति लसार्वधातुकस्यानुदात्तत्वे धातुस्वर एव शिष्यते। न च तिङ्ङतिङ इति निघातः । चवायोगे प्रथमा । पा० ८।१।५९। इति निषेधात्। उत्तरवाक्ययोरपि हि वाशब्दयोगादन्यथा वाक्यापरिपूर्तेस्तिङ्भक्तेरवश्यमध्याहारात्तदपेक्षयैषा

प्रथमा । तिङ्ङिशक्तिरिति । दिवः । ऊडिदमित्यादिना विभक्तेरुदात्तत्वं । पार्थिवात् । प्रथ प्रख्याने । प्रथत इति पृथिवी । प्रथेः षिवन्संप्रसारणं च । उ० १।१४९। इति षिवन्प्रत्ययः । षिद्गौरादिभ्यश्च । पा० ४।१।४१। इति । ङीष् । प्रत्ययस्वरेणोदात्तः । शेषनिघातेनानुदात्तादिः पृथिवीशब्दः । पृथिव्या विकार इत्यर्थ ओरञित्यनुवृत्तावनुदात्तादेश्च । पा० ४।३।१४०। इत्यञ् । यस्येति च । पा० ६।४।१४८। इतीकारलोपः । तद्धितेष्वचामादेः । पा० ७।२।११७। इत्यादिवृद्धौ रपरत्वं । ञ्नित्यादिर्नित्यमित्याद्युदात्तः । अधि । निपातत्वादाद्युदात्तः । इंद्रं । रन्प्रत्ययांत आद्युदात्तः । महः । महत इत्यस्याकारतकारयोर्लोपश्छांदसः सावेकाच इति विभक्तेरुदात्तत्वं । रजसः । न विषयस्यानिसंतस्येत्याद्युदात्तत्वं ॥ १० ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

आ भूलोकमांथी, स्वर्गलोकमांथी अथवा मोटा अंतरिक्षलोकमांथी इंद्र पासे अमे घणा धननी मागणी करिए छीए. ॥ १० ॥

# भाष्यनो भावार्थ.

जे भूलोक अमें जोइए छीए तेमांथी यातो स्वर्गलो कमांथी अथवा पक्षीआदीने आनंद पमाडनार विशाळ अंतरिक्षलोकमांथी, इंद्रनीपासे अमें घणा धन्ननी याचना करिए छीए. (इंद्र गमे ते ठेकाणेथी धन लई आवी अमने आपो) याचना करवानां १७ नामोमां "ईमहे" एवुं पण एक नाम छे. ॥ १० ॥

इति श्री पेहेला अष्टकना पेहेला अध्यायनो
बारमो वर्ग समाप्त थयो.



अ० १. अ० १. व० १३. म० १. अ० २. सू० १.

इंद्रमित्यादिकं दशर्चं यत्सूक्तं तत्सुरूपकृत्नुमित्या दिषु चतुर्थं । ऋषिच्छंदोदेवताविनियोगश्च पूर्ववत् । विशेषविनियोगस्तूच्यते । महाव्रते निष्केवल्यशस्त्रमिंद्र मिद्गाथिन इति सूक्तं । तथाच पंचमारण्यके सूत्रितं । शिरो गायत्रमिंद्रमिद्गाथिन इति । तथा चतुर्विंशेऽहनि ब्राह्मणाच्छंसिनः शस्त्र इंद्रमिद्गाथिन इति षळहस्तो त्रियस्तृचः । चतुर्विंशे होताजनिष्टेत्युपक्रम्यायाहि सु षुमा हि त इंद्रमिद्गाथिनो बृहत् । आ० ७।२। इति

## નીચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| શેઠજી સાહેબ ખટાઉભાઈ મકનજી ... ... ... | ૩ | ૦ | ૦ |
| શેઠજી સાહેબ દ્વારકાદાસ વિસનજી, જસ્ટીસ આવ ધી પીસ | ૩ | ૦ | ૦ |
| શેઠજી સાહેબ નાગરજી ગોકળદાસ, જસ્ટીસ આવ ધી પીસ | ૩ | ૦ | ૦ |
| શેઠજી સાહેબ ઠાકરશી મૂળજી ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠજી સાહેબ જેરામ શીવજી ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ કરસનદાસ નેણશી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ઠાકરશી રવજી ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| રા. રા. ઝવેરીલાલ ઉમીયાશંકર, યાજ્ઞિક ... ... | ૧ | ૮ | ૦ |
| રાવ સાહેબ મયારામ શંભુનાથ, ડે. એ. ઈ., અમદાવાદ વિ... | ૪ | ૧૦ | ૦ |
| શેઠ ભાનજી નદુ ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ શેરીફભાઈ સાલેમહામદ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ હરિવલભદાસ કલ્યાણદાસ ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ હરિવલભદાસ બાળગોવિંદદાસ ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ કાનજી મેઘજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ વિરજી જેરામ ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ રણછોડદાસ મોરારજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ રતનશી ખટાઉ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ઠક્કર લીલાધર હરિદાસ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ જમનાદાસ દેવીદાસ ... ... ... ... | ૩ | ૦ | ૦ |
| શેઠ મોરારજી પુંજા ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ભીમજી પરસોતમ ... ... ... ... | ૩ | ૦ | ૦ |
| શેઠ ધારશી ઓધવજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ સૌભાગ્યચંદ ગુલાબચંદ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ વસનજી મનજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| માસ્તર સાહેબ શાંતિલાલ રણછોડદાસ... ... ... | ૪ | ૦ | ૦ |
| મોની રામજી ભગવાન ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ઉ.સય ગુણગ્રાહક લાઇબ્રેરી... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| ડભોઈ લાઇબ્રેરી ... ... ... ... ... | ૦ | ૧૦ | ૦ |
| રા. રા. શિવપ્રસાદ અંબેલાલ... ... ... ... | ૬ | [illegible] | [illegible] |
| ઠક્કર જેઠા ચતુર્ભુજ... ... ... ... | [illegible] | [illegible] | [illegible] |



Registered No 105 of 1877.

# आर्य धर्मप्रकाश

# ARYA DHARMA PRAKASH

પુસ્તક ૫ મું.    આશ્વિન, સંવત ૧૯૩૩.    અંક ૧૨ મો

॥ शार्दूलविक्रीडित ॥

॥ यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरादूरतो ॥
॥ यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥
॥ आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ॥
॥ संदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ १ ॥



છપાવી પ્રગટ કરનાર,
વેદ ધર્મ સભાની કાર્યભાર મંડળી.

મુંબઇ મધ્યે,
ઓરીએન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૭૭.

---

## જાહેર ખબર.

અમારા સુજ્ઞ ગ્રાહકોને વિનંતીપૂર્વક ખબર આપીએ છીએ કે, હવે આર્ય ધર્મપ્રકાશ ચોપાનિયાં બાબતના કાગળો, મુંબઈ બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે, પોર્ત્રુગીઝ ચર્ચ સ્ટોર, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં મેનેજર જોગ પહોંચે. એવી રીતે શીરનામું લખી મોકલવા જેથી તે અમોને પહોંચશે.

મણિશંકર મહાનંદ,
મેનેજર.

---

ચુકનો સુધારો—ગયે વખતે શેઠ રણછોડદાસ મોરારજી તથા શેઠ લીલાધર હરિદાસ એમનો રૂપીઓ ડોઢ પોચમાં ભુલથી છાપવામાં આવ્યો છે તેને બદલે ત્રણ રૂપીઆ સમજવા અને શેઠ જમનાદાસ દેવીદાસના ત્રણ રૂપીઆને ઠેકાણે ડોઢ જાણવા.

---

"विचारमाला, सूर्यपुराण, कवितरामायण, अद्भुतरामायण, હરિરસ," આ ચોપડીઓની પહોંચ જગાની તંગાશને લીધે આ વખત મુકી નથી.

એડિટર.

# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૫ મું.  આશ્વિન, સંવત ૧૯૩૩.  અંક ૧૨ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

सुलभाःपुरुषाराजन् सततप्रियवादिनः
अप्रियस्यचपथ्यस्यश्रोतावक्ताचदुर्लभः ॥ १ ॥

અર્થ—હે રાજા! હમેશાં સારૂં સારૂં બોલી ખુશ કરનાર આ દુનિયાંમાં ઘણા પુરૂષો છે; પરતુ હમેશાં ઉપરથી અપ્રિય લાગે એવાં હોય તો પણ હીતકારક વચનોને કહેનારા, તેમજ તેવાં હીતકારક વચનોને સાંભળનારા, આ દુનિયાંમાં કોઇકજ હશે.



---

## ॥ पद ॥

॥ राग धोळ ॥

( રામ લક્ષ્મણ વનમાં સિધાવતા એ પ્રમાણે )

तेने चरणे ते शीश नमावता, टळे त्रिविध ताप ऊर शोक; जी. ३०
दाशी आशा पिशाची थइ रही, काम क्रोध ते केदी लोक; जी. ३१
भासे ब्रह्मकलोल ते सर्वदा, चार खाण ने चौदे लोक; जी. ३२
दुखरूप ते सुखसागर थयुं, थयो द्वैत वृत्तीनो नाश; जी. ३३
रविमा ज्यम तम भासे नहीं, भासे सघळे ते पूर्ण प्रकाश; जी. ३४
दीसे देहवंत जड बुद्धिने, पोते त्रण देहने पार; जी. ३५
दीसे खाता पिता बोलता, निसे छे निरंजन निराकार; जी. ३६
जाणे संतो सलोणा तेहने, जेने होय छेलो अवतार; जी. ३७

जग पावनकर तेअवतर्या, अन्य मात उदरनो भार; जी. ३८
तेहने चौद लोकमां विचरतां, अंतराय कोये नव थाय; जी. ३९
रिधि सिद्धियो दासिओ थइ रही, ब्रह्मानंद हृदे न समाय; जी. ४०
जाणे एक अखंडित ब्रह्मने, नव देखे ते माया गोल. जी. ४१
सच्चिदानंद ब्रह्मरूपें सदा, करे आनंद मोज कलोल; जी. ४२

मनोहर स्वामी.

---

## વેદ ધર્મની સર્વોત્કૃષ્ટ મહત્તા વિષે.

( સાંધણ પૃષ્ટ ૧૪૯ થી.)

अद्रोह: सर्व भूतेषु कर्मणा मनसागिरा
अनुग्रहश्च दानंच सतां धर्म: सनातन:

અર્થ—મન, વચન, કર્મથી, પ્રાણીમાત્ર ઉપર દ્રોહ ન કરવો, સહુ ઉપર દયા રાખવી, અને દાન આપવું; એ સત્પુરૂષોનો અસલી ધર્મ છે.

ટીકા—જરા નજર કરી જોવું જોઇએ કે આ ઠેકાણે કેવું સરસ શ્લોક રૂપી રત્ન નિકળી આવ્યું છે! અને તે કેવા અતિ સરસ નિયમો બતાવી આપે છે!!

કીડીથી માંડીને તે મોટાં પ્રાણીઓ સુધી સર્વ પ્રાણીમાત્ર ઉપર મન, વચન, કર્મથી, કોઇએ દ્રોહ કરવો ન જોઇએ. મનથી અદેખાઇ કરી કોઇનું ભુડું ચાહવું તે મનવડે દ્રોહ કર્યો કહેવાય. એવા ઘણા લોકો થાય છે, કે કાંઇ પણ કારણ વગર મનમાં બીજાનું ભુડું કરવાની ઇચ્છા કરેછે. આપણે કોઇપણ વિપત્તિમાં આવી પડયા હોઇએ, અને આપણી બરોબર આબરૂ ધરનાર સુખચેનથી રહેતો હોય, તેની સુખચેની જતી રેહેવાને મનમાં ગોઠવણ કરીએ, એ શું દ્રોહ કર્યો ન કેહેવાય? કોઇ પણ પ્રાણી પોતાને માર્ગે ચાલ્યું જતું હોય તેને નુકસાન પોચાડવા મનમાં કલ્પના કરીએ; એ શું દ્રોહ ન કેહેવાય? કેહેવાયજ. કેમકે ધાર્યું-સદા

અવિનાશી ઈશ્વરનુ થાય છે તોપણ વિચાર કરવો જોઈએ કે, આપણા ઉપર કોઈપણ મનમાથી દ્રોહ રાખતુ હોય, તેની આપણને ખબર ન હોય પરતુ જ્યારે ખબર પડે ત્યારે આપણને જે દુ ખ પેદા થાય છે, એની ખબર પડે છે. એમ સઘળે ઠેકાણે અતરમા વિચારવુ જોઈએ

કાળના યોગથી જેવી જાતનો ધધો, રોજગાર, મેહેનત, મજુરી સુખ દુ ખ પ્રાપ્ત થયા હોય તે, તેની અવધી સુધી ભોગવવા જોઈએ, અને મનથી કોઈનુ માઠુ કરવા પ્રેરણા ન થવી જોઈએ, એનુ નામ મનનો "અદ્રોહ' કેહેવાય

આપણા વચનવડે કોઈને હજારો લાખો રૂપૈયાનુ નુકસાન કરીએ, આપણા વચનવડે કોઈ નિરપરાધી પ્રાણીના પ્રાણ ખોવરાવીએ, આપણા વચનવડે કોઈને મળવાનો લાભ અટકાવી રાખીએ, આપણા વચનવડે કોઈની ચાલતી આજીવીકા તોડી નાખીએ, આપણા વચનવડે આબરૂદાર આશામીને ખામી પોચાડીએ, આપણા વચનવડે સારે મારગે ચાલતા માણસોને પાછા પાડીએ, અને આપણા વચનવડે કોઈનુ સસારિક સુખ ક્ષણમાત્રમા ધોઈ નાખીએ, ઈત્યાદિ અનેક દુર્ગુણોનુ નામ તે વાણીનો દ્રોહ કેહેવાય છે

અહાહા!!! જે માણસની વાણી આવા આવા નુકસાનો કરતી હશે, તેને ઈશ્વર કેવી જાતની શિક્ષા આપશે? અને અહીં તેને કેવી જાતની ઉપમા આપવી? એ કાંઈ કહી શકાતુ નથી માટે સદ્ગુણી માણસોએ કોઈ દિવસ અજાણતા પણ એવો અન્યાય ન બને તેને માટે વિચાર રાખવો જોઈએ, જેમ બને તેમ બધી રીતે પારકાનુ સારૂ કરવામા વાણીને વાપરવી, તે સારામા સાર છે જ્યારે વગર પૈસા અને વગર મેહેનતે વાણીઓનુ ભલુ થતુ હોય ત્યારે એ ન કરવુ એ એક જાતનો દુનિયાદારીનો લાભ આપણા હાથમાથી, જાણી જોઈને જવા દઈએ છીએ, એમ કેહેવાને કાંઈ શકા રેહેતી નથી માટે સ્વધર્મી આર્ય લોકો!! વાણીથી પણ કોઈનુ ભલુ થતુ હોય, તેમ કરવુ, એ વાણીનો "અદ્રોહ" કેહેવાય, એ ખુબ તમારા અત કરણોમા કોતરી રાખો, જેથી પાછુ વિસ્મરણ થવાનુ ઠાણુ કદી આવે નહી

વળી તેમજ આપણે જાણીબુજીને આપણા હાથની ક્રિયાથી કોઈ પણ જાતનું કોઈને નુકસાન પોચાડીએ તે ક્રિયાનો દ્રોહ કર્યો કેહેવાય.

મૂઢ માનવીઓ એમ નથી વિચારતા કે કેટલા કલ્પ આ દેહ રેહેવાનો છે? તેને માટે આવાં અઘોર કર્મ કરીએ છીએ. આ જમાનામાં કાળની કોઈને ખબર પડતી નથી, માટે જેમ બને તેમ સારૂં કરવું જોઈએ, તેમ છતાં કોઈ પારકાનું ઉચ્છેદન કરી નાખનાર પડયા હોય તેઓને, આર્ય લોકોએ પોતાના સદાચરણોથી દેખાડી આપવું જોઈએ કે ભાઈઓ! આપણો આ મોટા લોકોનો બાંધેલો સર્વ સુખને મેળવી આપનાર માર્ગ છે. તેને તમો જુવો, અને તેને ગ્રહણ કરવાને ચુકો નહીં.

પોતાની ક્રિયાથી જેમ બને તેમ આ દુનિયાંમાં સમગ્ર ભલું કરવું એ ક્રિયાથી "અદ્રોહ" કેહેવાય; લખનાર આ સ્થળમાં એવો અભિપ્રાય આપે છે કે, જેણે સર્વ પ્રાણીમાત્રનું મન, વચન, કર્મથી, સારૂં કર્યું તે ખરે ખરો ઈશ્વરાંશ કહીએ તો ચાલે; જે હમેશાં તેવી રીતે વર્તવા ચાહતાં હશે તેઓને કેટલા સુખનો લાભ થશે? અને તેઓ કેવા નામાંકિત થશે? તેનું માપ કરી શકાતું નથી.

ધન્ય છે! આપણા આર્ય ધર્મોના બાંધનારને કે, જેણે આવી આવી મહાન સદાચરણની રીતિઓ બાંધી છેઃ પરંતુ તે રીતિઓનો વધાર પ્રસાર થવા કાજે, આર્ય લોકોના સમુદાયે મજબુત મેહેનત લેવી જોઈએ, અને તેમાં અંતઃકરણ પૂર્વક મમતા રાખવી જોઈએ કે, જેણે કરી અમૂલ્ય અને અનુપમ લાભો જલદી અને સેહેલી રીતે મળવાને વાર લાગે નહીં.

સર્વ પ્રાણીમાત્ર ઉપર અનુગ્રહ કરવો એપણ સત્પુરૂષોનું કામ છે. અંતરમાંથી દયા લાવી કોઈનું ભલું કરવું, તે અનુગ્રહ કર્યો કેહેવાય છે; અને મન, વચન, કર્મ, એ ત્રણે ઇંદ્રીઓથી સર્વ ઉપર અનુગ્રહ કરી શકાય છે.

જેની જેવી શક્તિ હોય તેણે તેવી રીતે સર્વ ઉપર અનુગ્રહ રાખવો જોઈએ. જે કોઈ મનથી અનુગ્રહ કરે તે મધ્યમ લેખાય, મન અને વચન એ બેથી કરે તો તે ઉત્તમ લેખાય, અને મન, વચનાં, અને કર્મ એ ત્રણે ઇંદ્રીઓથી કરે તે ઉત્તમોત્તમ લેખાય; માટે જેમ બને તેમ કીડીથી માંડીને મોટાં પ્રાણી સુધી પોતાની શક્તિ સુજબ અનુગ્રહ રાખવો

જોઇએ; મતલબ કે, આવેલો વખત ફરીને પાછો કદીપણ આવતો નથી.

બીજાં આ દુનિયાંમાં અનેક માનવીઓ છે, પરંતુ અનુગ્રહનુ રૂપ ઓળખવું તે આર્ય લોકોનુજ કામ છે; એમ મમજી અભિમાન રાખવા-માં આવે તો આર્ય ધર્મના ધોરી રસ્તાને વધારે ઉત્તેજન મળે એમાં કાંઇ શક નહીં.

દાન દેવું એ પણ આર્ય લોકોનો ધર્મ છે. એ વાક્ય સાંભળી કોઇ અતિ લોભથી ભમાતા ભાઇ ભડકી જાય તો તેણે નહીં ભડકતાં આગળની સીડી ઉપર તરત નજર પોચાડવી, એટલે તેઓના મનમાં કંઇ એકલું દ્રવ્ય અર્પણ કરી દેવું એટલે દાન થઇ ચુકયું એમ આવ્યુ હોય તો તેમ નથી, પણ આ દુનિયાનાં જુદા જુદા પ્રકારના ઘણાં દાન (કોઇ પણ એક જાતના બક્ષીસ) કહેવા છે. તમે મોટા પૈસાવાળા છો તો એક મોટિ વિદ્યાશાળા બાંધી, તેમાં અજ્ઞાનથી અંધ બાળકોને વિદ્યારૂપી ચક્ષુથી દેખતા કરો તો તે પણ એક દાન છે, અને તે ઉત્તમ જાતનુ દાન છે. કોઇના મનમાં એવી જાતની શંકા આવે કે, એવા કામ તો કરવાં એ પૈસાવાળાઓથીજ બની શકે, તો એ વિષે એ-ટલાજ વિનંતી કે વિદ્યા આદિ દાનો છે તે મુદ્દલ પૈસા ન પડે એવી રીતે આપી શકાય છે; વળી તે દાન કરવું હોય તો તેનો ભંડાર અખુટ છે આપણે જોઇશુ તો દુનિયાંમા એટલી તો અવિદ્યા ભરેલા છે કે તે ગણવા બેશીએ તો તેનો પાર આવે તેમ નથી. તમારામાં જે સારામાં સારૂં જ્ઞાન, સારામાં સારી વિદ્યા, અને સારામાં સારો હુન્નર હોય, તે બીજાને શિખવો, એટલે લખવાના અભિપ્રાય બરોબર વર્તિ ચુક્યા એમ કેહેવાને કાંઇ પણ અડચણ રહેશે નહીં.

પોતાની શક્તિ જે દાન કરવામાં ન હોય તે ખરે દીલ કોઇ શક્તિવાનને કહીને કરાવવું તો તેમાં પણ લાભનો ભાગ મળે છે

. કોઇ પણ જાતની કળા પોતાના જાણવામા હોય તે બીજાને શિખવવી તો તે કળાની બક્ષીસ કરી કેહેવાય; એવી રીત અનેક જાતની કેળવણી-ઓનું દાન વગર પૈસે દેવા ચાહશો તો પણ તે દેવાઇ શકે તેમ છે.

હરકોઇ પદાર્થ પોતે રાજી થઇને બીજાના ભલાને માટે બક્ષીસ આ-પવો અથવા કોઇ પાસેથી અપાવવો; તેનું નામ "દાન" કેહેવાય છે

માટે આર્ય લોકોને એટલીજ વિનંતી છે કે હજારો લાખો કલ્યાણનાં હલકાં અને ભારે દાનો છે, તેમાંથી જેની જેવી શક્તિ હોય તે પ્રમાણે કરવાના ઉમેદ રાખતા જાઓ, જેથી એક બીજાની દેખા દેખીએ આપણા લોકો વધારે આર્ય ધર્મને ઉત્તેજન દેનારા થાય. (અધુરૂં)

## સકાળ વિષે.

વર્ષાઋતુના વખતમાં ઇશ્વર કૃપાથી જ્યારે પૃથ્વિના ભાગોપર પુષ્કળ વરસાદ પડી તેને રસાળ કરે છે. અને તેથી કરીને નવા પાકને ઉત્પન્ન થવાની કેટલેક દરજ્જે આશા બંધાય છે, ત્યારે તે વર્ષને લોકો "સકાળ" આવું વિશેષણ જોડે છે. અને એમ થાય છે, ત્યારે દરેક બજારની ચીજો સસ્તે ભાવે વેચાવા લાગે છે, અને તેના સખત ભાવમાં કેટલોક ઘટાડો થઇ જાય છે. અનાજના વેપારીઓ અનાજના ભાવમાં, ઘી ગોળ આદિ રસકસના વેપારીઓ તેના ભાવમાં, અને શાક તરકારી વેચનારા શાક તરકારીના ભાવમાં, એ રીતે ઘટાડો કરીને સોંઘે ભાવે આપવા માંડેછે. આ બધાનુ મુખ્ય કારણ બીજું કંઇજ નહીં પણ વરસાદજ છે. જ્યારે વરસાદનું આગમન નથી થતું અને અનાવૃષ્ટિ હોય છે. ત્યારે એ સર્વે કહેલાં વાનાંના ભાવ વેપારીઓ ઘણાજ ચઢાવી મુકે છે. અને પછી તેને લીધે મોંઘવારી વધી પડે છે. નિરાધાર પ્રાણીઓ દુઃખની હાલતમાં આવી જાય છે, અને અન્નપાણી મળવાના ઝાંસા થઇ પડે છે. ગુજરાતની ભૂમી સર્વોત્તમ છે. અને તેમાં કુવા વાવ આદિ જેવા પાણીના ખજાના ઘણા છે, તોપણ વરસાદને આવતાં વાર થઇ તેટલામાં કેવી અને કેટલી બધી બુમ મચી રહી હતી? તો મારવાડ કે નગર પારકર જેવાં સ્થળોનો તો શો આશરો? સકાળના વર્ષમાં પણ પાણી મળવું કઠણ હોય તો આવી આપત્તિની વેળાએ કહેવું શું? જે સ્વપ્નામાં નહીં ધારેલો એવો થોડા દિવસ ઉપર પણ આ તડાકો આપણેજ માથે આવી પડેલો આપણે નજરે જોયો. હિંદુસ્તાનના ઘણા ખરા ભાગોમાં "કાળ, કાળ" આમ એક અવાજે પોકાર પડી રહ્યો હતો, અને તેથી કરીને રાજા પ્રજા સર્વ તેના ડર ઘણાજ ફીકરમાં આવી પડ્યા હતા.

દેશી રાજાઓ પણ આ વખતે પોતાના રાજની રૈયતના ગુજરાનને માટે યોગ્ય ગોઠવણો કરવામાં ,ગુથાયા હતા. કાઠિયાવાડમાં આવેલા સ-સ્થાન જુનાગઢના નવાબ સાહેબે જ્યારે વરસાદની ચોતરફ બુમ પડવા લાગી અને અનાજના ભાવ તણાયા અને ગરીબો ઘણા દુઃખી થવાની વાત જાણી ત્યારે પોતાની સૌરાષ્ટ્ર રૈયતને માટે ઘણી સારી ગોઠવણ કરી પોતાના રાજ્યમાં આવેલા ગીરનો ભાગ જેમાં ઘાસ ઘણું થાય છે તે ઢોરોના ચારાને માટે ખુલો મુક્યો અને લેવાતી જગાત કાઢી નાંખી એટલુંજ નહીં પણ દુર્દશામાં આવેલા લોકોને વાસ્તે બાંધ કામ પણ ચ-લાવવાનો બંદોબસ્ત કર્યો. તેમ નવાનગરના મહારાજા જામ સાહેબે પણ પોતાની પ્રજાને સારૂં લાયક બંદોબસ્ત કર્યો. તેજ રીતે ભાવનગર, ધ્રાંગ-ધરા, પાલીટાણા, વઢવાણ ઇત્યાદિ ઇત્યાદિ રાજાઓએ પોતાના તાબામાં બચાવને કાજે વખાણવા લાયક વ્યવસ્થા કરી. આવા સંકટ સમયે જે રાજા પોતાની કંગાલ પ્રજા ઉપર પ્યારની નીશાની બતાવી તેને આશ્રય આપે એ કાંઇ ઓછી સંતોષકારક બીના કહેવાય નહીં; અને તેમજ આ વખત બન્યું છે આવી રીતની રાજાઓની પ્રજા પ્રત્યેની મમતા અને માયાળુ રાણી સરકારનો રૈયત તરફના બચાવના ચીંતા, એ બન્ને જોઇ સાક્ષાત ઇશ્વરે સાહ્ય કરી એમ કહીશુ તો કંઇ હરકત નથી, જેથી દુકા-ળની ધાસ્તી તદન જતી રહી છે.' જે વખત આપણે સહન કરવો પડશેજ. એમ ખરે બપોરે તારા દેખાવાનો સમય નજીકમાં આવ્યાથી, આપણા મનને અફસોસની જાળે વેર્યું હતું પણ એ દુઃખદાયક કાળચક્ર આપણે માથેથી એકદમ જગત્કર્ત્તા અવિનાશીએ દુર કરી નાંખ્યું છે. તેની મહાન કરૂણાથી સઘળી જગોએ અતિ વૃષ્ટી થવાથી પ્રજાની સર્વ ભુખ હાલ તરત તો ભાગી ગઇ છે, અને લીલાલેહેર થઇ ગયું છે, અને આગલા અંકમાં વર્ણવેલા દુષ્કાળના લખાણને વૃષ્ટી થવાથી લંબાવવાનો વખત ઇશ્વરે આવવા દીધો નહીં એ ઘણીજ ખુશી ઉપજાવનાર બીના બની છે.

દયાળુ પરમેશ્વર દુખિયારી દુનિયાંપર દયા લાવી હાલ જે ઠેકાણે વરસાદની તાણ હતી ત્યાં કૃપા કરી સારો વરસાદ વરસાવ્યો, તેથી દુકાળનાં વાદળાં વિખેરાઇ ગયાં છે. જો કે અવસર થોડો ઘણો વિતી ગયો છે, તો

પણ હજી તે વખતેજ પડયો છે, તેથી સારું થશે એમ સહુને હાલ તો આશા બંધાઇ ગઈ છે. જે ઠેકાણે વાવંટોળથી ધુળ ઉડતી તથા જે જમીન તરફ નજર કરતાં તાપે કરી ઝાંઝવાં બળતાં અને જેને જોઈ આપણું મન પ્રસન્નતા ન હોતું પામતું તે જમીન ઉપર આંખને આનંદ આપનાર હરીયાળી* ઉગી નીકળવાથી તેની શોભામાં કેટલો બધો વધારો થયો હશે? એતીકારો ખેતરોની અંદર હુશ ભર્યા અનાજનું વાવેતર કરવાને ધમધુકારે મંડવાથી નવરાજ પડતા નહી હોય, અને કેટલીક જગોએ તો વેહેલા કરેલા વાવેતરના રોપ હવે પાણીનું પુરતુ પોષણ મળવાથી ટટાર થઇ ખેડુતોના મનને વધારે ખુશી ઉપજાવતા હશે. જગપાળક પરમેશ્વરે ગુજરાત ઉપર અને તેની અંદરના કાઠિયાવાડ ઉપર કૃપા કરી વરસાદ વરસાવી તેને દુષ્કાળના પંજામાંથી બચાવી લીધો એથી ત્યાંની વાસી પ્રજાનાં અંતઃકરણ કેટલાં બધાં આનંદથી ઉભરાઇ જતાં હશે! સઘળી ધાસ્તીઓ એક પછી એક જવા માંડી છે.

ધન્ય છે સકાળ! તારું નામ સાંભળતાંજ લોકોના મોં ઉપર નુર ચડવા લાગેછે. ચીતમાંથી ચિંતાનો તાપ ઓછો થવા લાગે છે. પ્રાણીઓના શરીરમાં તરેહવાર શક્તિ આવવા લાગે છે, અને વેપાર આદી ક્રિયાઓમાં માણસો હિમ્મતથી વધારે લાગવા માંડેછે. જે અનાજ કોઠિઓમાં દાબી રાખેલું તે હવે સસ્તે ભાવે વેચાવા લાગ્યું હશે. જે પાણીની કિંમત મોતીના દાણા કરતાં મોંઘી હતી તે પાણી પૃથ્વીપર પડી વહ્યું જતું હશે. જે પ્રાણિઓ તાપથી તરફડીપ્રાણ ત્યાગ કરવાની અણી ઉપર આવી ગયાં હશે. તે તેમાંથી બચી આનંદમાં મશગુલ થઇ રહ્યાં હશે. પાણી વગર સુકાઈ ગયેલાં ઝાડો તાજાં થવા લાગ્યાં હશે; અનેક નિરના ઝરાઓ ચોતરફ જોસભરે વેહેવા લાગ્યા હશે. નાના પ્રકારના છોડો અને ફુલઝાડો અંકુરીત અને પ્રફુલ્લિત થઇ રહ્યાં હશે, અનેક જાતનાં પ્રાણીની ઉત્પત્તીથી સૃષ્ટીની સંખ્યામા વધારો થવા લાગ્યો હશે. હરીયાળીની સેતરંજી પૃથ્વિના

---

* વરસાદ આવવાથી જમીન ઉપર જે ધ્રોની માફક ઘાસ ઉગી નિકળે છે તે.

મેદાનમાં પથરાએલી જણાતી હશે. અને દેખાવ રળીયામણો જણાતો હશે ખેડયા વગરની જમીન ઉપર ઊગેલું ઘાસ પશુઓના દિલને આનંદ પમાડતું હશે. વરસાદના પાણીમાં ઉત્પન્ન થનારાં જંતુઓના શબ્દો મેઘલી રાતમાં ઘણા રમણિય અને ભયકર લાગતા હશે. પંથે પળવાના રસ્તાઓ પાણીથી ધોવાઇ જઇ તેમાં ઘાસ ઊગવા લાગ્યાં હશે અને સર્વ ઠેકાણે જોઇને ખુશી પેદા થાય તેવી લીલા થઇ રહી હશે. તેમજ ખેડુતો અત્યાનંદે રાત દહાડો અન્ન ઊગાડવાને માટે મેહેનતમા મચ્યા હશે. એ બધું દિન દયાળ પરમેશ્વરે દુનિયાનું દુઃખ જોઇ અમી છાંટા નાંખ્યા તેથીજ થયું. નિકર સર્વ પ્રાણિઓની કેવી દશા થઇ જાત ? અને કેવા ભુંડા હાલ થાત. એ સંભારતાં કમકમાટી આવી જાય એવું છે. આ સમયે જગતના તાતે માણસોની અરજ સાંભળી પોતાના "વિશ્વપાળક" એ નામને વધારે પ્રકાશિત કરી આપ્યું છે.

"થિર કરીને કોઇ આ ઠામરે નથી રેહેવાનુ. કરી લ્યો કંઇ સારૂં
કામ રેહેશે કેહેવાનુ"—એ રાગ

જગ પાળક દીન દયાળ, ધન્ય પ્રભુ તમને,
ગુણ ગાવા તુજના આજ, સાન નથી અમને—ટેક.
સુખ કરનારા દુખ હરનારા, આવ્યા દિવસો આજરે;
માટે હૂશ ધરીને સર્વે, કરશે રૂડાં કાજ. ધન્ય. ૧
ગરિબ બિચારાં ભુખે મરતાં, ફરતાં ઘરની બા'રરે;
તેનું દુખ દેખીને દિલમાં, વ્હાર કરી આ વાર. ધન્ય ૨
પ્રાણ તજે સહુ પ્રાણી રેહેજો, તે જાણી ત્રીપુરારીરે;
જીવન દેવા જગમા સૌને, આપ્યું અગણિત વારી. ધન્ય. ૩
પશુ પક્ષી સઘળાં દુખિયારાં ભુખે મરતા રોજરે;
દિવસ કર્યા લીલા તે માટે, રાખી મનમાં ઓજ. ધન્ય. ૪.
અન્નવિના લોકો અથડાતાં, રોતાં નાંનાં બાળરે;
એ અવસરને દુર કરીને, કીધો કાળ સકાળ. ધન્ય. ૫.
હિંમત હારી ગયા હતા જે, મોટા મોટા વીરરે;
વરસાવી વરસાદ સરવને, આપી અદકી ધીર. ધન્ય. ૬.

ગરિબ તણી અરજી ઉર ધારી, ટાળ્યા સઘળા તાપ રે;
ધટતુ કીધું ઘટ ઘટ વ્યાપક, પાળક સહુના બાપ. ધન્ય. ૭.
જો આપ તણી નહીં થતે તો, કૃપા જરા જગરાય રે;
તો શું થાત બધી દુનિયાંનું, એ નવ કહી શકાય. ધન્ય. ૮.
સારા અમને દિન સૌ દેજ્યો, રે'વા રાજી સદાય રે;
જેથી આપ તણી આ સઘળી, પ્રજા સુખી બહુ થાય. ધન્ય. ૯.
વાંક હજારો હોય અમારા, તે કરજો સહુ માફ રે;
આપ તણી આગળ જગવ્યાપક, મુખથી કહિએ સાફ. ધન્ય. ૧૦.
પિતા થઇ પાળો છો સહુને, પ્રભુતા એજ તમારી રે;
એજ સબબથી આપું આજે, અલબેલા તે વારી. ધન્ય. ૧૧.
દુષ્ટ દુકાળ ગયો વહિ આજે, થયો સકાળ સહાય રે;
દુખ સઘળાં સહુ વિસરી પ્રાણી, આપ તણા ગુણ ગાય. ધન્ય. ૧૨
ગુણ દોષ અને રસ રાશિ ઉલટા, શ્રાવણ સુણજો માસ રે;*
ગાઇ આ કવિતા કર જોડી, શુક્રર વાર અમાસ. ધન્ય. ૧૩.
કેશવ એજ કૃપા નવ કોદી, કરશો ન્યારી અમથી રે;
પાળક અન્ય પ્રભૂ નહીં બીજો, આ દુનિયાંનો તમથી. ધન્ય. ૧૪.

के. ह.

---

## રાજ તરંગિણી સાર.

(સાંધણ પૃષ્ટ ૧૩૬ થી.)

એક દિવસ તેણે પોતાના સલાહકારોને કહ્યું કે "જ્યારે તુંગ એકલો પોતાના પુત્ર સાથે જે વખત આવશે તે વખત જોવું કે શું થાય છે, જો આવો વખત મળવાવિના આપણે ઉતાવળા થઇ તેને મારવા જઇશું, તો તેજ આપણને મારી નાખશે" આવી રીતે તે વખત નિર્ગમન કરવા સલાહકારોને રાજાએ સમજાવ્યા. રાજાનાં ઉપરનાંજ વચનોને બીજરૂપ ગણી મનમાં રાખી વિગ્રહરાજા આદી લોકોએ તુંગને મારવાનો ઉદ્યમ કરવા

---

* ૧૯૩૩ નો શ્રાવણ.

માંડ્યો. આ વાતને છ માસ થયા પછી એક દિવસ તુંગ પોતાના પુત્ર સહિત પોતાને ઘેરથી દરબારમાં આવ્યો, અને ઘણીવાર રાજા પાસે બેસી પાસ છ ચાકરો સાથે વિચાર મંડપમાં ગયો. તેની પછવાડેજ રાજાને કહ્યા વગર વત્ર અને શર્કર આદિ ચાકરો આવ્યા અને તેઓએ હથીયારોથી તુંગને મારી નાંખ્યો.

શુકવર્માનો મંત્રી જે મહારથ એવે નામે હતો તેના વંશનો સિંહરથ એવે નામે વખણાએલ પુરૂષ તુંગનો ચાકર હતો, તેની પાસે કાંઈ પણ શસ્ત્ર ન હતુ તો પણ તુંગની રક્ષા કરવાને તેણે તુંગના વાંસાની આડુ પોતાનુ શરીર નાંખ્યુ; એવી રીતે તે તુંગની અગાઉ મરણ પામ્યો. તુંગની આગળ એક પાર્થ અને બીજો કંક, એવે નામે હજુરી રહેતા તે બેયને તે વખત રેચ લાગ્યો અને મોંમા આગળથી નાખ્યા પશુની માફક બાગી છુટા અને શસ્ત્રો ફેંકી દીધાં. બીજા જે આભ્યંતરના ચાકરો, ચાગાદી અને મંત્રીઓ પણ પોતાની પાસે હથીયારો છતા સ્ત્રીયોની માફક ચુપ કરી બેસી રહ્યા. રાજાને એવો ભય લાગવા માંડ્યો કે તુંગના જે ચાકરોને તુંગના મરણ વિષે ખબર નથી, તે ચાકરો આપણા શેહેરમાં આગ લગાડશે અથવા તે ભયંકર કતલ ચલાવશે, એવું ધારી તુંગનું તથા તેમના પુત્રનું માથુ તેના ચાકરોને સોંપ્યુ. તુંગના ચાકરો પોતાના ધણીનુ મસ્તક દેખી કેટલાકે પોતની અતિ નિમકહલાલી કરી, ચાકરપણાના હોદ્દાને શોભાવ્યો અને કેટલાક બાગી નિકળ્યા. ત્યાં ત્રણ મહાયોદ્ધાઓ તુંગની તરફેણ મોટિ લડાઇ કરી મરણ પામ્યા. પદ્મ રાજે મોટિ લડાઇ કરી પણ તેને એક પણ ઘા વાગ્યા નહીં એમ તે નાકળી ગયો. કેટલાકે પોતાના સ્વામીના મરણનો તાપ તીર્થાશ્રમે જઇ શાંત કર્યો.

બીજાઓ બેય લોકની રક્ષા કરવામા મિત્રરૂપ શસ્ત્ર છોડી દેવા વડથી અને કીર્તીથી જુદા પડ્યા. આવી રીતે અષાઢ શુદ ૧૨ ને દીવસે તુંગને તે દુષ્ટ લોકોએ કતલ કર્યો. (અપુરૂ.)

## દેશના વેપારની પડતી અને દેશી જનોની દુર્દશા.

દેશ કાળ હવે દહાડે દહાડે એવો તો બગડતો જાય છે, કે, દેશમાંથી

ઘણા દિવસનું જાળવી રાખેલું દેવાતન* તે ધિમે ધિમે જવા લાગ્યુ છે. જાણે દૈવ્યનું કાળચક્ર નજીકજ આવી, પોતાનો અમલ એકદમ કરવા વખતની વાટ જોતુ હોય, તેમ કેટલાંક કારણો દેખાતાં આવે છે. હિંદુસ્થાનના લોકો દરિદ્રી ઘણા થવા લાગ્યા. તેમનામાંથી શક્તિ ઘટવા માંડી. અને છેક નિર્માલ્ય અવસ્થામાં આવવા લાગ્યા.

ભવિષ્ય કાળને માટે વિચાર કરતાં મોટિ ધાસ્તી ઉપજે છે, કે રખેને ઇશ્વરની દેશીઓ ઉપર અવકૃપાજ ના થઇ હોય ! જો આમ હોય અને આપણે આપણા સ્વદેશીઓને હાલ જે હાલતમાં ઘેરાએલા દેખીએ છીએ, તેજ હાલતમાં જો વધારો થતો ગયો. તો એતો ખચીતજ છે કે દેશમાંથી સંપત્તિનો નાશ થઇ દેશ નિસ્તેજ થઇ જવાનો, એમાં કાંઈ પણ સંશય નહીં. આવી સ્થિતી કાંઇ આગળનીજ ચાલી આવે છે, એમ નથી; પણ તે વિષે પુરી રીતે જ્યારે ઊંડા ઉતરી બારિક વિચાર કરીએ છીએ, તો કારણ એજ જડી આવે છે કે, ઇંગ્રીશ લોકોનો ઉદય થયા પછી, અને પેશવાઇનો લય થયા કેડે, આ ઘાણ દેશીઓમાં પેઠો હોય, એમ નિરાકરણ થાય છે. પ્રથમની જુની વાતો ખોળીએ છીએ તો તે દહાડામાં અને આજના જમાનામાં આપણને અશમાન જમીન જેટલો ફેર માલમ પડશે. હિંદુસ્થાનના દેશીઓના વડિલો જે જે થઇ ગયા તે આજની પેઠે આવા અપોચીયા, નિરૂદ્યમી, અને નાકોવત તથા શુસ્તાઇથી ભરેલા ન હોતા. પણ ઘણી ખેદકારક બીના છે કે, આજ કાલની પ્રજા એવી તો નિવડી છે, અને નિવડતી જાય છે, કે, તેમાં કાંઇ પણ પરાક્રમનો લેશ જોવામાં આવતો નથી. જાણે એમજ ધારણા ધારી હોય કે થોડા ઘણા જ્ઞાનથી, જે કડકો દોર અનાયાસે અને વગર પરિશ્રમ મળી આવ્યું, તે ચાવી ખાઇ ઘરના એક ખુણામાં પથારીએ પડી રહેવું એજ મોટું સુખ. એમ સંતોષ માની બેઠી હોય એમ અનુમાન થાય છે. પોતાને કેટલું કરવાનું છે તેનો કોઇ પણ દેશી, વર્તમાન કાળની રીત ભાત અને તેમના કાર્યોપરથી જોતાં સમજી શકતો હોય એમ દેખાતું નથી. પણ તેથી વિપરીત એટલે એવા તો અજ્ઞાનતાના પડદામાં અંતરાયા છે,

---

* સમૃદ્ધિ.

કે, તેમના અંતઃકરણ ઉપર તે અજ્ઞાનતા રૂપ બળવાન અને જબરજસ્ત શત્રુએ સજ્જડ છાપ મારી છે. તેથી તેમને કંઈજ સુઝતુ નથી.

પોતાના દેશનું, પોતાના બાપદાદાઓએ પૂર્વે કીધેલા પરાક્રમોનું, પોતાના અસલી ધર્મનુ, પોતાના કસબ ધંધાનુ, એ રીતે અભિમાન રાખનાર હિંદુસ્થાનમાં દેશી પ્રજામાથી સોમાં એક પણ પુરૂષ ચાલતા સમયમાં ખોળીશું તો ભાગ્યે જડી આવશે. ઇશ્વરી નિયમ એવો છે કે, કોઈ પણ પરાક્રમ અભિમાન વિના નિપજતુ નથી, હરેક બાબતમાં જો અભિમાન રાખી મેહેનત કરે તો, તે પાર ઉતરે; અને તેમાં જરૂર ફત્તે પમાય એ બે શક છે. પરંતુ આપણા દેશીઓમાં બીજા દેશના લોકોની પેઠે તેમ નથી તેથી ઘણાજ નબળા પડતા જાય છે. આ ઉપરથી કાંઇ એવું કહેવું નથી કે, પોતાનામાં શક્તિ નહીં છતાં ખોટું અભિમાન રાખવું પણ કહેવાની મતલબ એવી છે કે, તેવી શક્તિ સંપાદન કરવાને અથવા મેળવવાને ઉપાય કરી શકનીવાન થવું જોઇએ. વિદ્યાની બાબતમાં, ધંધાની બાબતમાં અને એ વિગરે કેટલીક બાબતોમાં ચડસા ચડસી હોય તોજ તેથી આગળ વધાય છે. "ફલાણો મારા કરતાં આગળ છે અને મારા કરતાં વિશેષ ચઢીયાતો છે, માટે મારે તેથી વધવું" આવા પ્રકારનો એક ચડસ, એ દરેક પુરૂષને જોઇએ. અને તેજ ખરૂ અભિમાન કહેવાનુ છે, પરદેશના લોકોમાં આ વાત ઘણીજ દસેલી છે. તેમ તેમાનુ કાંઈ હિંદુસ્તાનના વતનીઓમાં જોવામાં આવતું નથી. આ બધાં વાનાં એકજ જણને નહીં પણ આખા દેશને એક બારે હાની પોહોચાડનારાં અને દેશને ડુબાડનારાં છે. હરેક આપત્તિ આવતા પેહેલાં જો તેને ચેતીને અટકાવે તો, તેથી જે માઠા પરિણામ ભોગવવા પડે છે, અને નઠારાં ફળ ચાખવા પડે છે, તે કદી ચાખવા પડે નહીં. હિંદુસ્તાનના રેહેવાસીઓ એમ ધારે કે આપણા બાપદાદાઓ જોઇએ તેટલી પુંજી મુકી ગયા છે, માટે આપણે શી ફીકર છે. તો તેથી તેમણે ખુશી થવાનું નથી. એ ખુશી જે તેઓ દેખે છે તે જો તેઓ આ સ્થિતીમાંજ મગ્ન રહ્યા તો તે ઝાઝા દહાડા ટકી શકવાની નથી. એક રાજાનો ખજાનો ગમે તેટલા પૈસાથી ભરપુર હોય પણ એક તરફથી તેની ઉપજને ખલેલ લાગે અને ખરચ ધમધુકાર થતું જાય તો તે ખજાનો જેમ આવક

વિના થોડા દિવસમાં ખાલી થઇ જાયછે. તેમ દેશમાં કદી અગણિત દોલત ભરેલી હોય પણ દેશના લોકો પડ્યા ખાઉ હોય તો તે ઝાઝા દહાડા ચાલી શકે નહીં. દેશની મજબુતાઈ, દેશની ચઢતી પડતી, દેશનો વૈભવ અને દેશની સઘળી વાતની સરસાઇ દેશના રોજગાર ઉપર ટકી રહે છે. એ પેહેલો પાયો દેશની આબાદાનીનો છે. એનું બંધારણ પાકું અને ઠીક જોઇએ. કાચું લુલું કે બેહાલ સ્થિતીમાં હોય તો દેશની એઈઇ અને મજબુતાઇ એ કંઇજ લેખામાં ગણાય નહીં. એવા બંધારણવાળા દેશની સાહેબીનો અંત ટુંકી મુદતમાં આવે છે; અને દેશ પાયમાલ થઇ જાયછે. માટે મનુષ્ય પ્રાણીને પરમ કૃપાળુ પરમેશ્વરે ખરૂ ખોટું, નફો નુકસાન, લાભ અને ગેરલાભ સઘળાની તુલના કરવાને બુધ્ધિરૂપી સદસાધન આપેલું છે. એવડે કરીને દરેક મનુષ્યે લાભ, અલાભનો ધડો બાંધવો એ દરેક જણની ફરજ અને કામ છે. પણ તેને સાધનો મળ્યા છતાં પોતાને શું કર્તવ્ય છે, તે વાત ધ્યાન ઉપર ના લે તો તે જાણી બુજીનેજ દુઃખનું વાદળ પોતાના શિરે ખેંચી લે છે; એમ કહેવાય. સાધનો તૈયાર છતાં તેને કામે નહીં લગાડી કંટાળો આણે તો તે અસમર્થમાં લેખાય. અને ભુખે મરે; એમાં કાંઇ નવાઇ નહીં. જેમકે સુતેલા સિંહના મોંમાં ઉદ્યોગ કર્યાવિના શિકાર આવતો નથી, તેમ દરેક લાભ ઉદ્યોગવિના પ્રાપ્ત થતા નથી. એ નિયમ સ્વાભાવિક અને જાણીતો છે. તથાપિ આપણા દેશી ભાઇઓ તો જાણે એ વાતથી કેવળ અજાણ્યાજ હજું છે. કેવી કંબખ્તી!! કોઇએ એમ સમજવું નહીં કે દુર્બળ વર્ગજ આમ છે; પણ બલકે એક ગરીબથી માંડીને તે ગૃહસ્થ લગી અને તેથી દિર્ઘ દૃષ્ટી કરીને વધાએ, એટલે આગળ ચાલીએ, અને જોઇએ તો, દેશી રાજા સુધી તમામ વર્ગ અજમારા કરતાં, અને ખોળ કરતાં, એવીજ રીતે નજરે આવેછે. આનું મૂખ્ય કારણ તો ચારે તરફથી જોઇએ છીએ તો બીજું કંઇજ નહીં. પણ એજ કે આળસ અને કાંઈ બેપરવાઈ, આ બે વાતે તેમનામાં ઊંડામાં ઊંડાં મૂળ ઘાલી એક ઘર કર્યું છે. આ મૂળને ખણી નાંખી, તેનો નાશ કરી, તેને જડ મૂળમાંથી કાઢી નાંખવાને તેમની પાસે જોઇએ તેટલાં સાધનો ખોળે તો તૈયાર છે. પરંતુ તેમનાથી તેને ખોળવાને ઉદ્યોગ

થતો નથી, એટલે સઘળાં સાધનો એક નકામાં અને વગર ઉપયોગનાં પડી રહી, કટાઇને ખરાબ થંઈ જવા લાગ્યાં છે. આનાં ફળ સારાં તો નથીજ. પણ તેનો વિચાર કરવાની શુભેચ્છા કયા દેશાભિમાની પુરૂષમાં છે? અને કોણ જાણે છે? અગમ્ય પરિક્ષા કરવાનું તેમનામાં ડહાપણ અને ભાન ક્યાં છે! દેશનો વેપાર રોજગાર પડી ભાગવા લાગ્યો છે. આવદાની ઘટવાથી અને ખરચમાં વધારો થવાથી, કેટલાક લોકો કરજમાં ડુબતા જાય છે, તેને લીધે વખત જતો જાય છે, તેમ તેમ ક્રમે કરીને અનેક શાહુકારો એક પછી એક તુટતા આવે છે, ઘણા ખરા ગરીબો પરાણે પેટનું પોષણ કરતા દ્રષ્ટીએ પડે છે. અને કેટલાક તો એવી સ્થિતીમાં આવી ગયા છે, કે, તેમનાં વહાલાં છોકરાઓને પેટ પુર ખાવા પણ મળવું કઠણ પડતું હશે. શું દેશનું દુરભાગ્ય!!! હિંદુસ્થાનને માથે મોટી નામોશી છે, કે, પરદેશી લોકો પોતાની કળા કૌશલ્ય વડે દેશની દોલત ખેચી જાય છે. અને દેશીઓ બેઠા બેઠા બગાસાં મારે છે. એ કેવું અને કેટલું બધું દલગીરી ભરેલું છે. જેમનામાં કાંઇપણ કરવાની શક્તિ રહેલી છે, એવા જનો "પીડામાં ક્યાં પડીએ" એમ માની પોતાનુંજ ઘર સંભાળી બેશી રહી, કાળ ગાળે છે. પણ સ્વદેશની ચડતી કળા થવાગમ જે લક્ષ આપવું જોઇએ, તે લક્ષ કોઇ અમલમાં આણતા નથી. એ ઘણીજ અફસોસ કારક બીના છે.

દેશમાં દેશી કારીગરીને ઉત્તેજન આપનાર પરોપકારી જનોની અછત એટલે દેશી કારીગર તો કંગાળીમાં આવી પોતાના ધંધામાં પછાત પડી ગયા, અને વધી શક્યા નહીં. આમ થવાથી દુરદેશી પ્રજાને લાભ લેવાનો એક ધોરી રસ્તો ખુલ્લો થયો, અને તેમાં તેઓ ઘણુંજ ફાવતા ગયા. આજ કાલ આ પ્રજા હિંદુસ્થાનનું ખરૂ દૈવત ખોળી ખોળીને અનેક રસ્તે ખેચતી જાય છે. પણ આપણા હિંદુસ્થાનના વતનીઓએ તો એવી કુંભકરણની પેઠ ઉંઘી લીધી છે, કે, તેમાંથી તેઓ જાગૃત ક્યારે થશે? તે માલમ પડતું નથી. જેમ એક વહાણ મહાસમુદ્રમાં તોફાનથી ડુબવાની છેલ્લી ઘડી ઉપર આવી ઝોકાં ખાતું હોય તેમ દેશના વેપારનાં તુટ થવાથી દેશની હાલત થવા લાગી છે. તે છતાં તેના ઉપાય યોજતા નથી, અને

દેશના લાભ તરફ કશું વિચારતા નથી. પ્રાચિન કાળથી કિર્ત્તીને પામેલા દેશની દોલત અને તેમાં રહેલું ખરૂં નુર, જે કાંઇ છે તે, તેને તદન ખોઇ બેસવાની અણી ઉપર હવે આવ્યા છે. જે પ્રજાનો ઉદય હાલ આપણે જોઇએ છીએ તે પ્રજા કાંઇ અસલવારે સારી હાલતમાં ન હતી; પણ ઉદ્યોગ અને મેહેનતથીજ તે ઉંચ પદ્વિએ પોંચી છે. તો આપણે તેમનો દાખલો કેમ ના લેવો જોઇએ ? હિંદુસ્થાન જેવા વિશાળ અને વિસ્તીર્ણ દેશમાં જે તેમનો પ્રકાશ દિપી નિકળ્યો એ શું ? તે એજ કે, તેમની અગાધ કેળવણી અને બોહોળો વેપાર. આ વડે કરી તેમણે પોતાની ભુખ તરશને પૂર્ણ રીતે શાંત પાડી એટલુંજ નહીં પણ તેઓ શ્રેષ્ઠતાએ કરી સ્વતંત્રતાઇ પદ પામ્યા. આપણા પૂર્વજો આપણા કરતાં ઘણે દરજ્જે સારા હતા. તેની સાખ જુના ઇતિહાસો પુરે છે. આપણામાંથી તદન દેશાભિમાન જતું રહ્યું. અને પડતીમાં આવવા લાગ્યા, ત્યારે આપણે આપણા ભલાને ખાતર મેહેનત કરીએ નહીં, તો પછી આપણે તે કઈ રીતે ઉત્તમ પંક્તિમાં આવવાના ? માટે સઘળી દુર્દશામાંથી મોકળા થવાને અને આપણું કલ્યાણ ઇચ્છિએ તો ખરેખરૂં અને પેહલું એજ કરવાનુંછે, કે, ઉત્તમ પ્રકારની વિદ્યાઓ શિખી તેમાં પ્રવિણ થવું. દરેક સારી બાબતનું અવલોકન કરવું, અને હિંમત અને મરદાઈ કરી આખી આલમને ફાયદો થાય તેવા પરોપકારના કામમાં આગળ પડવું, અને દેશના વેપાર ધંધામાં સુધારો વધારો કરી તેને ચઢતી પાયરીએ આણવાને અહોનિશ તન, મન, ધનથી તેના પાછળ મંડવું જોઇએ. દેશી કારીગરોને ઉત્તેજન આપવું. મોટિ મોટિ વેપારી મંડળીઓ થઇ દેશના દરેક ભાગમાં અને દરેક શેહેરમાં કોઠીઓ ઘાલવી જોઇએ. જેથી મેનચેસ્ટરના કાપડે અને વિલાયતથી આવતા સામાને જે આપણા દેશના વેપારને સજ્જડ હાર ખવરાવી છે, તે પાછો ટટાર થઇ જય પામે, દેશની સમૃદ્ધિમાં વધારો થાય. લોકોને ઉદ્યોગ પુષ્કળ મળે. અને દેશમાંથી આળસ અને દરિદ્રતાનો નાશ થાય. તથા રાજ્ય કારભારને પણ લાયકની કેળવણી મેળવી તેમાં તેમની સલાહ લેવાના હક જે આપણી ન્યાયી સરકાર, જેમ તેમની બીજી પ્રજાને આપે છે તેમ તમો માગી લ્યો. આમ થાશે તોજ દેશી જનોની સઘળી દુર્દશા જડ મૂળથી જશે. Y.

सूत्रितत्वात् । अतिरात्रे प्रथमे पर्यायेऽच्छावाकशस्त्रे ऽयमेव तृचोऽनुरूपः । सूत्रितं च । इंद्राय मद्वने सुत मिंद्रमिद्गाथिनो बृहत् । आ० ६।४। इति ॥

तत्र प्रथमा मृचमाह.

इंद्रमिद्गाथिनो बृहदिंद्रमर्केभिरर्किणः । इंद्रं वाणीरनूषत ॥ १ ॥

पदपाठः

इंद्रं । इत् । गाथिनः । बृहत् । इंद्रं । अर्केभिः । अर्किणः । इंद्रं । वाणीः । अनूषत ॥ १ ॥

माधव भाष्यं.

गाथिनो गीयमानसामयुक्ता उद्गातार इंद्रमिदिंद्र मेव बृहत् । त्वामिद्धिहवामहे । ऋ० वे० ४।७।२७। इत्यस्यामृच्युत्पन्नेन बृहन्नामकेन साम्नानूषत । स्तुतवं तः । अर्किणोऽर्चनहेतुमंत्रोपेता होतारोऽर्केभिर्ऋग्रूपै र्मंत्रैरिंद्रमेवानूषत । येत्ववशिष्टा अध्वर्यवस्ते वाणी र्वाग्भिर्यजूरूपाभिरिंद्रमेवानूषत । अर्कशब्दस्य मंत्रपरत्वं यास्केनोक्तं । अर्को मंत्रो भवति यदनेनार्चंति । नि० ५।५। इति श्लोकइत्यादिषु सप्तपंचाशत्सु । वाङ्नामसु वाणी वाणीति पठितं ॥ गाथिनः । उपिकपिगातिभ्यस्थन् ।

उ० २।४। इति गायतेस्थन्प्रत्ययः। नित्त्वादाद्युदात्तः। गाथा एषां संतीति गाथिनः। व्रीह्यादिभ्यश्च। पा०।५। २।११६। इतीनिः। प्रत्ययस्वरेणेकारउदात्तः। स च सति शिष्टः। बृहत्। बृहता। तृतीयैकवचनस्य सुपां सुलुगितिलुक्। पृषद्बृहन्महज्जगच्छतृवत्। उ० २।८१। इत्यंतोदात्तो निपातितः। अर्कैभिः। अर्च पूजायां। अर्च्यंत एभिरित्यर्का मंत्राः। पुंसि संज्ञायां घः प्रायेण। पा० ३।३।११८। इति घः। चजोः कु घिण्यतोः पा० ७।३।५२। इति कुत्वं। प्रत्ययस्वरेणांतोदात्तः। बहुलं छंदसि। पा० ७।१।१०। इति भिस ऐसादेशो न भवति। अर्का स्तुतिसाधनभूता मंत्रा एषां संतीत्यर्किणः। वाणीः। वृषादीनां च। पा० ६।१।२०३। इत्याद्युदात्तः। दीर्घाज्जसि च। पा० ६।१।१०५। इति पूर्वसवर्ण दीर्घनिषेधस्य वा छंदसि। पा०।६।१।१०६। इति विकल्पितत्वाद्दीर्घत्वं। तृतीयार्थे प्रथमा। अनूषत। णु स्तुतौ। णो नः। पा० ६।१।६५। इति नत्वं। लुङिव्यत्ययेनात्मनेपदं। झस्यादादेशः। पा० ७।१।५। सिच इडभाव उकारस्य दीर्घत्वं च छांदसं। धातोः कुटादित्वात्। पा० १।२।१। सिचो ङित्त्वेन। पा० १।१।५। गुणाभावः ॥ १ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

गवाता सामें सहवर्तमान उद्गाताओ बृहत् नामना सामवडें, अर्चनना मंत्रयुक्त होताओ ऋचावडें, तथा अध्वर्युओ यजुरुप वाणीथी, इंद्रनीज स्तुति करता हता. ॥ १ ॥

## भाष्यनो भावार्थ.

गवाता सामयुक्त उद्गाताओ "त्वामिद्धिहवामहे" (ऋ० वे० ४।७।२७) ए ऋचामां उत्पन्न थयेला सामवडें, इंद्रनी स्तुती करता हता, तेमज अर्चनना मंत्रयुक्त होताओ ऋचारुपी मंत्रवडें, इंद्रनुं स्तवन करता हता. ए बन्नेनी पछी अवशिष्ट अध्वर्युओ पण यजुरुप वाणीथी इंद्रनीज स्तुती करता हवा. निरुक्तमां कहेलुं छे के "अर्कथी अर्चन करेछे" माटे अर्क ए शब्द मंत्रवाचक छे. ॥ १ ॥



॥ द्वितीया मृचमाह ॥

इंद्र॒ इद्धर्योः सचा॒ संमि॑श्ल॒ आ व॑चो॒युजा॑ ।
इंद्रो॑ व॒ज्री हि॑र॒ण्ययः॑ ॥ २ ॥

पदपाठः

इंद्रः। इत्। हर्योः। सचा। संऽमिश्लः। आ। वचःऽयुजा। इंद्रः। वज्री। हिरण्ययः॥ २॥

## माधव भाष्यं.

इंद्र इदिंद्र एव हर्योर्हरिनामकयोरश्वयोः सचा सह युगपदा संमिश्लः सर्वतः सम्यग्मिश्रयिता। कीदृशोर्हर्योः। वचोयुजा। इंद्रस्य वचनमात्रेण रथे युज्यमानयोः सुशिक्षितयोरित्यर्थः। अयमिंद्रो वज्री वज्रयुक्तः। हिरण्ययः। हिरण्मयः सर्वाभरणभूषित इत्यर्थः॥ हर्योः। हरत इति हरी। इन्। नित्त्वादाद्युदात्तः। सचा। सहेत्युक्तं। संमिश्लः। मिश्रणं मिश्रः। मिश्रयतेर्घञ्। पा० ३।३।१८ सम्यक् मिश्रो यस्यासौ संमिश्रः। लत्वं छांदसं। सम्यक् मिश्रयितेत्यर्थः। बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्वरत्वं। वचोयुजा। वचसा युज्येते इति वचोयुजौ। तयोः। षष्ठी द्विवचनस्य सुपां सुलुगित्याकारादेशः। युज्शब्दो धातुस्वरेणांतोदात्तः। कृदुत्तरपदप्रकृतिस्वरेण स एव शिष्यते। वज्री। वज्रमस्यास्ति। अत इनिठनौ। प्रत्ययस्वरः। हिरण्ययः। ऋत्व्यवास्त्व्यवास्त्वमाध्वीहिरण्ययानि छंदसि। पा० ६।४।१७५। इति हिरण्यमयशब्दस्य

मकारलोपो निपात्यते। अकारः प्रत्ययस्वरेणोदात्तः। पूर्वेणानुदात्तेन सहैकादेश उदात्तेनोदात्त इत्युदात्तः॥२॥

( गुजरातीमां )

## मंत्रनो भावार्थः

वजनयुक्त तथा सर्व आभरणोथी शोभायमान इंद्रज, मात्र केहेवांथी जोडाइ जतां एवा तेना हरी नामना घोडाने साथे जोडनार छे. ॥ २ ॥

## भाष्यनो भावार्थ.

वजनयुक्त तथा सर्व आभरणथी सुशोभित आ इंद्रज, केहेवा मात्रथी जोडाता एवा पोताना हरी नामना बे घोडाने (पोताने रथे) साथे जोडनारछे ॥२॥

॥ तृतीया मृचमाह ॥

इंद्रो दीर्घाय चक्षस आ सूर्यं रोहयद्दिवि।
वि गोभिरद्रिमैरयत् ॥३॥

पदपाठः

इंद्रः। दीर्घाय। चक्षसे। आ। सूर्यं रोहयत्। दिवि। वि। गोभिः। अद्रिं। ऐरयत ॥३॥

# माधव भाष्यं.

अयमिंद्रो दीर्घाय प्रौढाय निरंतराय चक्षसे दर्शनाय दिवि द्युलोके सूर्यमारोहयत्। पुरा वृत्रासुरेण जगति यदापातितं तमस्तन्निवारणेन प्राणिनां दृष्टिसिद्ध्यर्थमादित्यं द्युलोके स्थापितवानित्यर्थः। स च सूर्यो गोभिः स्वकीयरश्मिभिरद्रिं पर्वतप्रमुखं सर्वं जगद्वैरयत्। विशेषेण दर्शनार्थं प्रेरितवान्। प्रकाशितवानित्यर्थः। अथवा। इंद्र एव गोभिर्जलैर्निमित्तभूतैरद्रिं मेघं व्यैरयत्। विशेषेण प्रेरितवान्। पंचदशसंख्याकेषु रश्मिनामसु खेदयः किरणा गाव इति पठितं। त्रिंशत्संख्याकेषु मेघनामस्वद्रिर्ग्रावेति पठितं॥ दीर्घाय। प्रातिपदिकस्वरेणांतोदात्तः। चक्षसे। चक्षेः सर्वधातुभ्योऽसुन्नित्यसुन्। बहुलग्रहणात्ख्याञादेशाभावः। नित्त्वादाद्युदात्तः। सूर्यं। सुवति प्रेरयतीति सूर्यः। षू प्रेरणे। धात्वादेः षः सः। राजसूयसूर्येत्यादिना। पा० ३।१।११४। क्यप्प्रत्ययः। तस्य रुडागमश्च निपात्यते। क्यपः कित्वाद्गुणाभावः। पित्त्वादनुदात्तत्वं। धातुस्वर एव शिष्यते। रोहयत्। रुहेर्ण्यंताल्लङि बहुलं छंदस्यमाङ्योगेऽपि। पा० ६। ४।७५। इत्यडभावो निघातश्च। दिवि। ऊडिदमित्यादिना विभक्तेरुदात्तत्वं। अद्रिं। अदिशदिभूशुभिभ्यः

क्निन्। उ० ४।६६। इति क्निन्प्रत्ययः। अद्रीति पश्वस्तृणादिकमत्रेत्यद्रिः। नित्वादाद्युदात्तत्वं। ऐरयत्। ईर गतौ। ण्यंताल्लङ्। निघातः॥ २॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

आ इंद्रें जगतमां घणो प्रकाश पाडवासारु आकाशमां सूर्यने स्थाप्यो, ते सूर्ये पोताना किरणोवडें पर्वत आदि समस्त जगतने प्रकाशित कर्युं. (अथवा ते इंद्रें जळ वरसाववासारु मेघने प्रेरणा करी.) ॥ २ ॥

## भाष्यनो भावार्थ.

पूर्वें वृत्रासुरें आखा जगतमां अंधारुं फेलावी दीधुं हतुं ते टाळवासारु आ इंद्रें आकाशमां सूर्य स्थाप्यो ते सूर्यें पोताना किरणो वडें पर्वत आदि समस्त जगतने प्रकाशित कर्युं. (अथवा ते इंद्रें जळ वरसाववासारु मेघने प्रेरणा करी) किरणनां पंदर नामोमां "गावः" ए किरणनुं नाम छे. ॥ २ ॥



॥ चतुर्थीमृचमाह ॥

इंद्र वाजेषु नोऽव सहस्रप्रधनेषु च। उग्र उग्राभिरूतिभिः ॥ ४ ॥

पदपाठः

इंद्र। वाजेषु। नः। अव। सहस्रऽप्रधनेषु। च। उग्रः। उग्राभिः। ऊतिऽभिः ॥ ४ ॥

## माधव भाष्यं.

हे इंद्र!। उग्रः शत्रुभिरप्रधृष्यस्त्वमुग्राभिरप्रधृष्याभिरूतिभिरस्मद्विषयरक्षाभिर्वाजेषु युद्धेषु नोऽस्मानव। रक्ष। तथा सहस्रप्रधनेषु च। सहस्रसंख्याकगजाश्वादिलाभयुक्तेषु महायुद्धेष्वपि रक्ष ॥ वाजेषु। वृषादीनां च। पा० ६।१।२०३। इत्याद्युदात्तत्वं। नोऽव। नसः सकारस्य रुत्वोत्वगुणेषु प्रकृत्यांतःपादमिति प्रकृतिभावो न भवति। अव्यपर इति निषेधात्। पा० ६।१।११५। अव रक्षणे। तिङ्ङतिङ इति निघातः। यद्यपि सहस्रप्रधनेष्ववेत्यध्याहृतां क्रियामपेक्ष्य प्रथमायाः श्रुयमाणाया अवेति क्रियायाश्चवायोगे प्रथमा। पा० ८।१।५९। इति निघातनिषेधः प्राप्तः तथापि वाजेष्वित्यत्र चकारस्य लुप्तत्वाच्चादिलोपे विभाषा। पा० ८।१।६३।

# आर्य धर्म प्रकाश.

THE

# ARYA DHARMAPRAKASH.

## પુસ્તક ૫ મું

સંવત ૧૯૩૩.

॥ शार्दूलविक्रीडित ॥

॥ यावत्स्वस्थमिदंशरीरमरुजं यावज्जरादूरतो ॥

॥ यावच्चेंद्रियशक्तिरप्रतिहतायावत्क्षयो नायुषः ॥

॥ आत्मश्रेयसितावदेव विदुषाकार्यःप्रयत्नोमहान् ॥

॥ संदीप्ते भवनेतुकूपखननंप्रत्युद्यमः कीदृशः ॥ १ ॥

છપાવી પ્રગટ કરનાર,
વેદ ધર્મ સભાની કાર્યભાર મંડળી.

મુંબઈ મધ્યે ;
ઓરીયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૭૭.

# अनुक्रमणिका.

## જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્ય ધર્મ પ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લીધામાં આવશે નહીં.

આ ચોપાનીયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ – ૮ – ૦. એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહી તથા એક ચોપાનીયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકટો મોકલે તેમણે પોસ્ટની અર્ધા આનાવાળી મોકલવી.

---

## સૂચના.

અમારા સજ્જન ગ્રાહકોને સૂચના કરવામાં આવે છે કે સંવત ૧૯૩૩ ના આશ્વિન શુદી ૧૦ ને રોજ અમારૂં દવાખાનું, બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માનું અમારૂં ઘર ત્યાં લઇ જવામાં આવશે, માટે તે દિવસથી સર્વે લોકોએ તે જગ્યા ઉપર આવવું અને દેશાવરના સાહેબોએ પણ કાગળો, તેવીજ રીતનું સરનામું કરી મોકલવા તસ્દી લેવી જેથી તે અમોને પહોંચશે.

મથુરામ જીવનરામ,

Registered No. 1[illegible]3 of 1877.

# આર્ય ધર્મપ્રકાશ.

## ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૬ ઠું. કાર્તિક, સંવત ૧૯૩૪. અંક ૧ લો

॥ शिखरिणी ॥

॥ अघौघंप्राचीनंविघटयतिपुन्यंप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिंनवनवकलांपल्लवयति ॥
॥ ददत्यज्ञानाध्वंदिशतिपरमानंदपदवीं ॥
॥ सतांसंगःकल्पद्रुमइवकिंकिंनकुरुते ॥ १ ॥



છપાઈ [illegible],
વેદ ધર્મ સભાની કાર્યભાગ મંડળી.

મુંબઈ મધ્યે,
આદીશ્વર છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૭ ઈસવી

---

## हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવી ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

જે ગૃહસ્થો તરફથી અમને લવાજમનાં નાણાં હજુસુધી મળ્યા નથી તેમણે કૃપા કરીને હવે જલદી મોકલી દેવાં જોઇએ.

---

## विशेष सूचना.

આ ચોપાનિયાનો આ અંક જે સજ્જનો ઉપર નવા ગ્રાહક દાખલ મોકલવામાં આવે તેમણે રાખવાની ખુશી ના હોય તો પાછો વાળતી વખતે એક આનાની ટીકટ લગાવી બુક પોસ્ટ કરી મોકલવો. અને પોતાનું નામ અને ઠેકાણું પણ કવરની બાજુએ જણાવવું કે કોની તરફથી પાછો આવ્યો તે અમને માલમ પડે.

**એડિટર.**

# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૬ ઠુ. કાર્ત્તિક, સંવત ૧૯૩૪. અંક ૧ લો.

## धर्मो रक्षति रक्षित:

आर्या

धिषणादपिधिषणावान्परदूषणभूषणमतः कुरुते;
तस्मादप्यधिकतरं स्वदूषणयोविजानाति ॥

જે માણસ બીજાના દોષોને ઢાંકી દઇ, તેજ દોષોને ઘરેણા રૂપ કરેછે, (મતલબ કે બીજાના અવગુણ ઢાંકીને તેને બદલે ગુણનો પ્રકાશ કરેછે) તે દેવતાના ગુરૂ બ્રહસ્પતિ કરતા બુદ્ધિવાન ગણાય છે પણ જે પોતાના દોષોને ઓળખનારો છે. તે (બ્રહસ્પતી) કરતા પણ અધિક બુદ્ધિવાન ગણાય છે

આ જગતમા ઘણા રત્નોવાળી પૃથ્વિ છે, માટે એવા પુરૂષો પણ પડ્યા હશે કે, જે બીજાનામા દોષ હોય તે દોષને ઢાંકી દઇ તેને બદલે તેના ગુણોનો પ્રકાશ કરેછે પરંતુ પોતાનામા રહેલી ખામીને જાણનાર કોઇકજ હોય, કારણ કે, એવિ રીતે જાણવુ ઘણુંજ મુશ્કેલ છે. સર્વના જોવામા પણ આવતુંજ હશે, કે, કોઇ પણ માણસ પોતાનો કદી વાંક, દોષ કે દુર્ગુણ હોય, તેને જાણતો નથી કદી જાણે તોપણ તેમા વધારો થાય તેવિ રીતે તેને છુપાવીને પ્રયત્ન કરે માટે પ્રથમ પોતાનો દોષ જાણવો એટલે તેને જાણીને છોડી દેવો જોઇએ, જેથી ઉંચામા ઉંચા વિશેષણને લાયક થઇને, કેટલાક અલભ્ય લાભ અને સદ્‌ગુણોનો સ્વાદ લેવાને વખત મળે. તથાસ્તુ.

---

## ईश्वर प्रार्थना.

### નારાચ છંદ

અરે દયાળુ નાથ અર્જ આટની સુણી
તમારૂ નામ સત્ય રાખવા દિલે દયા ધરી



અજાણ આર્યલોકનાં, અમાપ પાપને હરો;
અનાદિ નાથ આપની પ્રજા પરે કૃપા કરો. ૧.

થયેલ હોય જાણથી અજાણથી ચઢી મદે;
હજાર વાંક બાળકો તણા ધરો નહી રૂદે;
અનાથ આર્ય લોકના તમામ તાપને હરો;
અનાદિ નાથ આપની પ્રજા પરે કૃપા કરો. ૨.

અહીં તુ એક પાળનાર ઇશ લોક સૌ કહે;
"અરે પ્રભૂ ઉગાર" એમ સાહ્ય આપની ચહે;
સુણી સ્તુતી દુખો હજાર હોય તો હરી હરો;
અનાદિ નાથ આપની પ્રજા પરે કૃપા કરો. ૩.

અનેક આંખથી તમારિ જોઇ સૃષ્ટિ શું કહું?
વિચાર સાગરે વિવેક વ્હાણ જાય ડૂબતું;
અખંડ જ્ઞાનનો બતાવિ એક નેક દાદરો;
અનાદિ નાથ આપની પ્રજા પરે કૃપા કરો. ૪.

હરેફરે કરેછ કામ ધામધૂમથી બહૂ;
ભુલી ગયાછ તોય લોક માર્ગ આર્યનો સહૂ;
સહૂનિ બુદ્ધિમાં બતાવવા સુ પંથ પાધરો;
અનાદિ નાથ આપની પ્રજા પરે કૃપા કરો. ૫.

---

## કવિત મનહરછંદ.

આર્યધર્મપ્રકાશથી,[૧] આર્યધર્મપ્રકાશતો[૨],
આર્યધર્મપ્રકાશના[૩], આશરેથી થાય છે,
આર્યધર્મપ્રકાશના[૪], લોભી લાભ લેવા માટે,
આર્યધર્મપ્રકાશના[૫], ગ્રાહક ગણાય છે,
આર્યધર્મપ્રકાશથી[૬], આર્ય અર્વાચિન સ્થીતી,

---

૧ આ ચોપાનિયું. ૨ આર્ય લોકોના ધર્મનો પ્રકાશ. ૩ ઇશ્વર. ૪ આ લોકોના ધર્મના પ્રકાશના. ૫ આ ચોપાનિયાના. ૬ આર્યધર્મના પ્રકાશાવાર

આર્યધર્મપ્રકાશની[૭], સાહ્યથી પમાય છે,
આર્યધર્મપ્રકાશમાં[૮], આર્યધર્મપ્રકાશના[૯],
માટે નાના પ્રકારના, ગુણ તો ગવાય છે ૧

આર્ય બધુ! આર્ય ભાષા, આર્ય ધર્મ, આર્ય રીતી,
છોડી આજે શાને માટે, પ્રાચીનને પાળે છે?
આર્ય, આર્ય ભાષાને ના! જાણે તો કયાં ધર્મ રીતી?
શિખે ભાઇ પુછનારા?, પ્રત્યુત્તરને પામે છે,
એવુ જ્યારે જાણ્યું ત્યારે, સારા સારા શાહુકારે,
વેદધર્મ સભા સ્થાપી, સાહ્યતા એ આપે છે
જેથી તે તમારી શેવા, આર્ય ધર્મપ્રકાશ આ,
યથામતી યથા શક્તી, બજાવાને ધારે છે. ૨

આર્ય ધર્મપ્રકાશને, વેદધર્મ સભા—શાળા,
બંનેનો ઉદેશ એક, વેદધર્મ ધારવા
ધીમે ધીમે બોધ કરી, બુદ્ધી રાગી હોય તેને,
ધર્મ મર્મ સમજાવી, પાખંડ તજાવવો;
જુદા જુદા મતવાદી, તણુ સમાધાન કરી;
સાચો મત સ્થાપી સૌને, માને તો મનાવવો;
માટે આર્ય બધુઓને, વિનયથી વિનતીએ,
ભારશા છે? સાહ્ય થાઓ, જીતી લેએ માળવો. ૩. A.

---

# ગતવર્ષની સમાપ્તિ, અને નવા વર્ષનો પ્રારંભ

હે જગતને ઉપ્તન્ન કરનાર ઇશ્વર! આપનુ સ્તવન કરવાને, બે જીવ્હા-વાળા પાતાળમાં રહેલા, શેષભગવાન નવા નવા સ્તોત્રોથી સ્તુતી કરેછે; તોપણ પાર પામ્યા નથી, એમ શાસ્ત્રથી અનુમાન થાયછે, ત્યારે સાધારણ

---

૭ આ ચોપાનિયાની. ૮ આ ચોપાનિયામા ૯ ઇશ્વરના

બુદ્ધિના માનવીઓ તે ક્યાંથીજ પાર પામી શકે? તથાપિ જે કાંઇ આપની સત્તાથી હૃદયમાં વિચારો આવે છે, તે વિચારોથી કરેલી, જેવી તેવી પ્રાર્થના ગમે તેવી હોય, તોપણ આપે આપના માયાળુપણા સામું જોઇને, પૂર્ણ રીતે માની લઇ સર્વને સારો રસ્તો આપો. એજ અમારી પ્રાર્થનાછે. અને તેનીજ સાથે એટલું માગી લઇએ છીએ કે, અમારા સદ્‌ગૃહસ્થ સુગ્ન સાહેબોને અને આ ઉછરતાં બાળક ચોપાનિયાને સારી સ્થિતિમાં આણવામાં કૃપાકરીને દીર્ઘાયુષ્ય કરો.

અવિનાશિ ઇશ્વર! આપે આ વૃદ્ધિ પામવાને ઇચ્છનાર ચોપાનિયાને તેના સઘળા વિચારોમાં નિર્વિઘ્નપણે ગયા વર્ષમાં પાર પાડ્યુંછે તેમજ આ નવું વર્ષ તેવિજ રીતે પાર ઉતરે અને આર્ય લોકોના મનમાં તેની ખરી મતલબની અસર થાય, જેથી તેઓ નીતિવાળા, વિવેકવાળા, દયાવાળા, સદ્‌ગુણી, સંપીલા, ધર્મીષ્ટ અને સાહસિક પુરૂષો બની આર્ય ધર્મના રસ્તાને સારી રીતે ઉત્તેજન આપે; અને આર્ય લોકોની પડતી સ્થિતિને ચડિયાતી કેહેવરાવે.

પરમ દયાળુ પરમેશ્વરની કૃપાથી અમે અમારા સુગ્ન ગુણીજન ગ્રાહકોની ગયેલા વર્ષમાં અમારાથી યથામતી પ્રમાણે બની તેટલી સેવા બજાવી છે, અને તેમાં કાંઇપણ વિઘ્ન નડ્યું નથી, એથી જગન્નાયક પ્રભુનો પાડ માનીએ છીએ. આ વખત એટલુંજ બોલવાનું કે, તેજ ઇશ્વરની સાહ્યતાથી, જેવી રીતે સર્વ સાહેબોને બનતી કોશેશ કરી પ્રસન્ન રાખેલાછે, તેવીજ રીતે અમે આ આરંભ થતા વર્ષમાં પણ જેમ બનશે તેમ સર્વ સજ્જનોની સેવા બજાવવાને ચુકશું નહીં. અને આ અમારા ધારેલા શુભ હેતુમાં અમને ઇશ્વર મદદ કરો. તથાસ્તુ.

---

# વેદધર્મની સર્વોત્કૃષ્ટ મહત્તા વિષે.

(સાંધણ પૃષ્ઠ ૧૮૨ થી.)

આપણે કદી કોઇ બાપાનું જ્ઞાન મેળવી ભણેલા થયા, તેણે આપણી વિદ્વત્તા કેહેવાય નહીં. અનેક સદ્‌ગુણોનું ગ્રહણ અને દુર્ગુણોનો ત્યાગ

થયા જોઇએ, ત્યારેજ મેળવેલું માન તે માન ગણાય. એ વિષે આર્યવેદમાં એક ઠેકાણું નિચે મુજબ અભિપ્રાય આપેલા છે.

यथाखरश्चंदनभारवाहीभारस्यवेत्तानतुचंदनस्य
एवंहिशास्त्राणिबहुन्यधित्यचार्थेषुमूढाःखरवद्वहंति ॥ १ ॥

અર્થ—ગધેડા ઉપર ચંદનનાં સુગંધી કાષ્ટો ભર્યા હોય છે, પણ તેનો ગુણ તેના જાણવામાં આવતો નથી. ફક્ત મારીપર ભાર ભરેલા છે. એટલુંજ તેને માનછે તેમજ કોઇ કદી વિદ્યાવાન થયો, તોપણ પોતાની મતલબ પાર પાડવામાં પરોવાયેલા, સારાસારને નજાણનાર, શાસ્ત્રાદિક ભણેલા હોય તોપણ તે ગધેડાની પેઠે ભાર ઉપાડેછે. એમ ગણાય.

જે તેવાછે તે શાસ્ત્રાદિકના ખરા હુકમોને, તેના ખરા અભિપ્રાયોને, અને તેની ખરી રીતભાતને જાણતો નથી. જે બાબત પોતાને ગમતી હોય તે ગમે તો સારી કે ગમેતો નરસી હોય, તો પણ તેને પ્રેમથી ગ્રહણ કરેછે. અને પોતાને અનુકૂળ ન પડતી બાબતો છોડી દેછે. તેટલુંજ નહીં પણ તેના સામી નજર કરવાને પણ ઇચ્છતો નથી. જાણતા હોઇએ કે, અમુક વાક્યનો અર્થ આવોછે, પણ તે ગમતો ન હોય, અથવા તેનો ખરો મર્મ જાણવામાં ન આવતો હોય તો, તેથી તેને અપમાન કરીએ, પછી આપણી વિદ્વત્તા શા કામની? પોપટપક્ષિની પેઠે કવિત કાંઇ ગોખી મોહોડે કરી કાઢ્યું હોય, તો તેથી કાંઇ વિદ્વત્તા ગણાઇ શકાતી નથી.

પણ ખરા ખોટાનું વિવેચન કરવું અને સદ્ગુણોને સન્માન આપી મેળવેલું સારૂં માન, ઉપયોગમાં લેવું જોઇએ; ત્યારેજ વિદ્વત્તા ગણાયછે. સારાસારને જાણનાર વિવેકી અને સદ્ગુણને ગ્રહણ કરનાર થયા કે ભલે બાપા માન કદી ઓછું રહ્યું તો તેથી કાંઇ વિદ્વત્તા ઓછી ગણાશે નહીં. સદ્વિદ્યા અને સદ્ગુણના ઘરેણાથી જેવું માણસ શોભે છે, તેવું એકે અલંકારથી શોભતું નથી. બીજાં વ્યવહારિક ઘરેણાંથી ઉલટું પોતાનું અમુલ્ય શરિર મહા સંકટોમાં આવી પડે છે. પણ આ ઘરેણાથી તો સંકટો ટળી જઇ અમુલ્ય લાભ પેદા થાય છે. એ એના અનુભવિઓને સમજવામાં આવી ગયું હશેજ, જ્યા સુધી અમુલ્ય લાભ પેદા ન થયો, અને

સદ્દગુણાદિક આભૂષણો પ્રાપ્ત ન થયાં, ત્યારે તે ભણેલું તે ભારજ એમાં શી નવાઇ !

विद्यया विनयावाप्तिर्विनयाद्याति पात्रतां
पात्रत्वाद्धनसंप्राप्तिर्धनाद्धर्मस्ततः सुखं ॥ २ ॥

એનો અર્થ એવો થાય છે, કે, વિદ્યાથી વિનય આવે છે, વિનયથી યોગ્યપણું આવેછે, યોગ્યપણાથી ધન પ્રાપ્ત થાય છે, ધનથી ધર્મ થાય છે, અને ધર્મથી છેવટ સુખ થાય છે.

એ ઉપરથી કોઇને એમ શંકા થાય જે, વિદ્યા ભણવાથી એની મેળે વિનય આવે છે. તો તે વિચાર ભુલ ભરેલો છે. કોઇ ઠેકાણે તેવું બની આવેછે, પણ પણ બધે ઠેકાણે તેમ બનેજ નહીં. પ્રયત્ન કર્યા વગર વિદ્યાથી વિનય આવવો મુશ્કેલ, પ્રયત્ન વગર વિનયથી યોગ્યપણું આવવું મુશ્કેલછે. પ્રયત્ન વગર યોગ્યપણાથી ધન મળવું મુશ્કેલ છે. ધન મળ્યા પછી પ્રયત્ન વગર ધર્મ થવો મુશ્કેલછે, અને ધર્મ થયા પછી પ્રયત્ન વગર સુખ મળવું તેપણ મુશ્કેલછે. જો કે અનુક્રમે એક બીજાં એક બીજાને પેદા કરનારાં છે, તોપણ તેવાં યત્ન વગર થઇ શકનાર નથી.

માટે વિદ્યા ભણીને તેનો બરોબર ઉપયોગ કરો, અને વિચારો તો સર્વગુણોસહિત વિદ્યા, વિનય, યોગ્યતા, ધન, ધર્મ, અને સુખ, એ બધું નજર આગળ આવી ઉભું રહે. અને એમ જ્યારે ન થયું, ત્યારે ભણેલું ભારરૂપ આગળ કહેલું છે, તેમાં શું ગેરવાજબી ?

આ ઠેકાણે લખવાનું કે, વિદ્યા ત્યારેજ સંપાદન કરી કહેવાય કે, જ્યારે સઘળી જાતના દુર્ગુણો દૂર કરતાં, સઘળા સદ્દગુણો નજરે જોવામાં આવે. અનેક રીતે વિવેકી આગળના વિદ્વાનોએ ખરા રસ્તો બતાવવામાં જરાય ખામી રાખી નથી. પછી આપણને ન સુજે એમાં કોઇનો દોષ ગણાય નહીં. માટે એવાં વિદ્વાનોનાં વચનો કાન ઉપર લેવાને આદરવાન થવું જોઇએ.

જુઓ આ શ્લોક ઉપર ધ્યાન આપશો તો તેમાં કેટલી ખુબી રહેલી છે, તે જણાઇ આવશે.

मातृवत्परदारेषु परद्रव्येषुलोष्ठवत्
आत्मवत्सर्वभूतेषु यःपश्यतिसपश्यति ॥ २ ॥

જેવી નિર્મળ નજર પોતાની માતામાં રહે, તેના જેવી પોતાની સ્ત્રિ શિવાય પારકી સ્ત્રિઓમા રાખવી, જેવી નજર ધુળ અને કાંકરામાં નિસ્પૃહ રહે, તેવી નજર પારકા દ્રવ્યમા રાખવી જેવી નજર પોતાના સુખમા અને લાભમા રહે, તેવી સર્વ પ્રાણીમાત્રને માટે રાખવી એવીજ રીતે જે રાખે છે, તેજ આ દુનિયામા દેખતો છે, એવો એક વિદ્વાનનો અભિપ્રાય છે

આવા અમુલ્ય ગુણો આર્ય લોકોને ગ્રહણ કરવા લાયક છે જો ખરો વિચાર કરીએ તો આગળના વિદ્વાનોના એવાં વચનો છે કે, એકેકા બોલમા સઘળા સદ્ગુણોનો સમાવેશ થઈ જાય જુવો ને ઉપરના રત્નરૂપ શ્લોકમા કયા સદ્ગુણનો સમાવેશ નથી થતો

માટે આર્ય લોકોએ ગ્રહણ કરવા લાયક તેવા વાક્યોને સંપાદન કરી, સદ્ગુણી થવુ જોઇએ, અને પોતે હોઇએ તો બીજાને કરવા જોઇએ

કેટલાક સમજુ લોકો તે પ્રમાણે વર્તતા હશે, અને તેમ હોય તો ઉછરતી પ્રજાને સારા વાક્યોના બોધ આપી, સારે મારગે ચડાવવી, જેથી આર્ય ધર્મ અને આર્ય લોકનુ ઉત્તેજન ચડીયાતુ થવા લાગે

સારો બોધ પામેલો આશામી પોતાની ધર્મ પત્નીમાંજ આસક્ત રહેછે, તેથી તે બ્રહ્મચારી પણાને પ્રાપ્ત થાયછે માટે એ ઉત્તમમા ઉત્તમ રસ્તાથી આપણી જાતીનો કોઇપણ અજાણે પણ આડો ન જાય એ આર્ય લોકોએ યાદ રાખવુ જોઇએ

પોતાના પૈસા પણ સારે રસ્તે વપરાયતો ઠીક અને તેમ નહીં થવુ તો તે પૈસો કાંઇ ઉપયોગી ગણાઈ શકાતો નથી. પણ આ ઠેકાણે પારકા ધનમા તો ધુળની બરોબર નજર રાખવી જોઇએ. જુઓને જે પારકા ધનમા લાલચ રાખનારા લોભીઓ છે તે કેવા દુખી થાય છે, અને તેઓના કેવા દુર્દશા ફેલાયછે પારકુ ધન અને પારકી સ્ત્રિ એ ઝેર કરતા પણ તિક્ષ્ણ નાશ કરનાર પદાર્થછે એ યાદ રાખો. એ બે બાબતોથી

ઘણા લોકો પોતાના અમુલ્ય પ્રાણને ખોઇ હેરાન થઈ ગયાછે. જેનો પાછો પત્તો પણ લાગ્યો નથી. માટે એ બાબત ઉપર સદ્ગુણી લોકોએ નજર પણ કરવી નહીં; શાસ્ત્રોના આધારે તેમાં નિસ્પૃહ થઈ રેહેવું, એ સારામાં સારો સુખી થવાનો અને ધર્મની રીતીનો રસ્તો છે. તેને હૃદયમાં ઉતારી રાખવો જોઇએ.

એવો વિચાર રાખવો જોઇએ કે, જેવું દુઃખ આ દુનિયાંમાં મને થાય છે, અને જેવા કલેશ પામું છું, તેવું દુઃખ સર્વપ્રાણી માત્રને થતું હશે; અને તેવા કલેશને પામતાં હશે. તેમજ જેવું સુખ મને થાય છે. અને વધારે મેળવવાની ઇચ્છા રાખુંછું, તેવું સઘળાને થતું હશે. અને વધારે મેળવવાની ઇચ્છા રાખતા હશેજ; માટે સહુ પ્રાણીપર દયા રાખી, જેવો પોતાપર વિચાર કરવો તેવોજ બીજા ઉપર કરવો જોઇએ. અને બને તેટલું કોઇનું ભલું કરવામાં દયા શબ્દને ટેકો આપવાને તત્પર રેહેવું જોઇએ.

ઉપર લખેલા (मातृवत्परदारेषु) શ્લોક મુજબ જે વર્તનારા છે તેજ દેખતા છે; બાકીના એટલે તેમ જે નથી વર્તતા તે આંધળા છે. એવો એના કર્તાનો અભિપ્રાય જણાય છે; તે વાજબી ગણવાને કાંઈ હરકત જણાતી નથી. જેણે જાણી જોઇને પોતાના દેહને, યશને, જીવતરને, અને લાભને, હાની પોંચાડી તે દેખતાં પણ નથી દેખતો, એમ બેધડક કહી શકાય. અને જેણે ખરા અભિપ્રાયથી પોતાના દેહને, યશને, જીવતરને, અને લાભને, વખાણવા લાયક કરી, આર્ય ધર્મને ઉત્તમ માન આપ્યું, તે કદી આંખોવિનાનો હોય, તોપણ દેખતો ગણવાને કાંઇ હરકત જણાતી નથી. તેને હૃદયનું ચક્ષુ હોય એટલે જે શાસ્ત્ર જ્ઞાનથી ખરા રસ્તાને જાણતો હોય, તે આંખો વગરનો હોય તોપણ પ્રજ્ઞા ચક્ષુ એવું તેને વિશેષણ અપાયછે.

આવી સારી બાબતો વિષે સદ્ગુણી આર્ય લોકો જો કોઇ અજાણ હોય તેને આગળના મહાન પુરૂષોનાં વચનથી વાકેફ કરવા અને તેની મતલબ મનમાં ઉતારવા પ્રયત્ન કરે તો ધિરે ધિરે મેહેનતનું ફળ ઇશ્વર તેમને આપ્યા વગર રેહેનાર નથી. (અધુરૂં.)

---

આ લેખ અંબેડકર દેવીદાસ ... નો ... છે
...



# સ્વદેશાભિમાન વિષે.

## ॥ શાર્દૂલવિક્રીડિત છંદ ॥

દુ:ખો દેશતણાં બધાં જન બિચારા સર્વ માથે ખમે,
ટાળો તે અભિમાન અંકુર થકી આ દેશના-ઓ તમે;
જાતીનુ અભિમાન જે નવ રહ્યો ચિત્તે ચતુરાઇથી,
તો જાણો નબળા નકી સહુ થયા સેંજે ગરીબાઇથી. ૧.

સ્વદેશાભિમાન શક્તિથી સર્વે લોકો સંપૂર્ણ લક્ષ્મી મેળવી શકે છે. મોટામા મોટાં કામો આરંભી અને પાર પાડી શકે છે. ઊંચામાં ઊંચી મનની શક્તિને ધારણ કરી શકે છે. કળા કૌશલ્યાદી કરવામાં ફત્તેહ મેળવી ઊંચે દરજ્જે પહોંચી શકે છે, અને ઉત્તમમાં ઉત્તમ વિદ્યા સપાદન કરી શકે છે. પરંતુ કોઇ જાતના કમનસીબને લીધે, હાલમાં કેટલાએક આર્ય લોકોને એનાથી સદાયનો વિયોગ થયો છે, અને તેથી તેઓને જે નુકસાન થાય છે, તે ઊંદરના,કરડનો પેઠે જાણી શકતા નથી.

આર્યાવર્ત્તના આર્ય લોકો! અભિમાન શબ્દને કોઇ પ્રસગે કાંઇ તિરસ્કાર કરીએ તે વાજબી છે. પણ તેની આગળ "દેશ" એવા બે અક્ષરનો વધારો કરવાથી તે એક મોટા કીમતી અને સારા ફાયદા દેખાડનાર થઇ પડે છે.

આપણે સઘળા પૈસાથી ખાલી થયા, હુન્નરમાં હારી ગયા, કળા કૌશલ્યની બાબતમાં છેક પછાત પડી ગયા, અને સદાચરણને રસ્તે ચઢવાની રીતિ તદન વિસરી ગયા. એ બધુ એક દેશાભિમાનના વિયોગથીજ. સારૂં છે કે, સુખદાયક રાણી સરકારનું રાજ્ય તપે છે, તેથી એના વિયોગનું દુ:ખ જણાતું નથી, નહીં તો કેવા પરિણામ નિપજતે તે નક્કી કરી શકાતું નથી.

દિનપર દિન સુધરવામાં આર્ય ભાઇઓ! જરા વિચાર કરો કે, આપણે ગમે તેમ ખાઇ ખુશીમાં રહી, આવેલા પૈસામાંથી ગુજરાન ચલાવીએ પણ આપણો ધર્મ, આપણી રીતભાત અને આપણા સ્વદેશાભિમાન ઉપર નજર નથી કરતા, તેથી ગમે એવા આપણે ડાહ્યા અને ભણેલા કેહે-

વાઇએ પણ તેમાં કશું વળે નહીં, એટલુંજ નહીં પણ બીજા દેશના દેશાભિમાનીઓ પણ આપણી એ રીતનો ધિઃક્કાર કરી પોતાના સ્વદેશીયોમાં માંહેમાંહે આપણી મજાગ કરતા હશે.

આજ કાલના ઇંગ્રેજી શિખેલા કેટલાક જુવાનિયાઓ બુટ, મોજા પેહેરી ગળાને ફરતો રૂમાલ વીંટી, કાળા ડગલા પેહેરી, હાથમાં એક નાજુક અને પાલિસ કરેલી ચળકતી લાકડી લઇ જે વખત મજા મારે છે, અને દરિયાની સુંદર હવા ખાવા નિકળી પડે છે, તે વખતે તેને દેશ, જાત, કે કુળનું જરાપણ અભિમાન મનમાં આવી, તેમના મનસ્વી સ્વભાવે કરી ક્ષોભ લાગતો નહીં હોય. ઘણા ખરા સ્વદેશીયો ધંધારોજગારવિના ભુખે મરે છે એવા પોતાના દુઃખ પામતા નજીકના સંબંધોનો વિચાર નહીં આવે ત્યારે તે વખત આ દેશનું અભિમાન તો ક્યાંથીજ હોય?

કેટલાક પાટલુન પેહેરે છે, કેટલાક માથા ઉપર ટોપીઓ ઘાલવાની તજવીજમાં છે. કેટલાક મનસ્વીયો કહેછે કે, "દેશી ઢબથી તો આપણે કાઇ ગયા, જેમ શરીરને સારૂં લાગે તેમ કરવું; દેશી રીતિને વળગી રેહેવામાં જરાપણ ફાયદો નથી પણ નુકસાન છે; જેને જેમ ખુશીમાં આવે તેમ વર્તે તેમાં વળી અભિમાન શાનું રાખવું? અને કદી એકલા ડાહ્યા થવા જઇને ટેટે કરીએ તેથી શું થવાનું? જે કાળમાં જેમ બનવાનું હોય તેમ બનેછે. તેમાં કોઇનાથી ફેરફાર થઇ શકતો નથી. આવા સંકલ્પ વિકલ્પ મનમાં કરે છે, અને ધારેછે કે આપણે એવા વિચારો કરીએ તેમાં કાંઇ વળે નહીં." પરંતુ એમ કોઇએ અંતઃકરણમાં વિચાર્યું? કે, અતિ સુધરેલા લોકો પોતાના દેશનું અને જાતનું જેટલું અભિમાન રાખે છે, તેનો શતાંશ પણ આપણને આપણા દેશનું કે જાતિનું અભિમાન નથી. એ કેવું આશ્ચર્ય છે! ખરા સુધરેલા ટોપી પેહેરનારા લોકો પોતાના દૂર દેશથી અહીં આવ્યા છતાં ટોપીના પેહેરવેશથી કદી નારાજ હશે, તો પણ પોતાના દેશના અપમાનની બીકે, તે રીવાજ છોડી શકતા નથી. એટલુંજ નહીં પણ પીવાનું પાણીને ખાવાનો ખોરાક પણ પોતાના દેશનો વાપરવાને પ્રીતીવાન હોય છે. શું? હવે તેને મોટિ અડચણ આવી પડી? પોતાની કળા કૌશ-

લ્યમા અને વિદ્યા હુન્નરમા તેઓ કેટલુ અભિમાન ધરાવે છે. અને તેથી કેવા અસખ્ય સુખને સપાદન કરી બેઠા છે? આપણે તો સાધારણ ચીજ વાપરવી હોય તેમા પણ આપણી દેશી ચીજથી આપણી ગરજ સરે એવુ હોય તે છતા બીજા દેશની ચીજ, વપરાશમા લઇએ છીએ આ ઉપરથી એમ અનુમાન થાયછે, કે જો આર્ય લોકોમાજ સ્વદેશાભિમાનનો અંકુર હોત તો નક્કી આર્યાવર્ત્ત દેશની પડતી દશા જે જણાય છે તે જણાત નહીં. પણ રાજા અને રૈયત બન્નેમા તેનો છાંટો મુદ્દલ રહ્યો નહીં, પછી તેનો જે પરિણામ યોગ્ય હોય તેજ થાય એમા નવાઇ શી?

તમારા દેશની ચઢતી આબાદી જે થવી તે તમારાજ હાથમા છે, ત્યારે એ અપૂર્વ લાભ થા માટે લેવો નહીં? કેટલાક મનસ્વી છોકરાઓ અધકચરી કેળવણી પામીને કહે છે કે, દેશપણ સુધરેલ છે, અને આપણે પણ સુધરેલા છીએ, પરન્તુ તેઓનો એ વિચાર તદન ભૂલ ભરેલા છે

બુટ, મોજા અને કાળા ડગલા પહેરી, હાથમા રૂમાલ ને લાકડી રાખી રોફથી ચાલતા આવડયુ અને અધકચરી ઇંગ્રેજી ભાષા બોલતા શિખ્યા, તેણે કે પાટલુન પહેરતા શિખ્યા, તેણે સુધરેલા થયા એમ જાણવુ નહીં પણ પોતે બહારથી સારૂ સારૂ નહીં દેખાડતા અંદરથી સુધરી બીજાઓને સુધારવા પ્રયત્ન કરો અને દેશનુ હરેક રીતે ભલુ કરવા ચાહો ત્યારેજ ખરા સુધરેલા ગણાઓ પરન્તુ જ્યા સુધી એ વાત સમજ્યા નથી ત્યા સુધી તો ચાલુ તેટલુ દેખાડો પણ તે ડોળ છે એમ લોકો કહ્યા વિના તમને રહેશે નહીં. હાલની રીતભાત મુજબ એવા વેશને અંગિકાર કરતા હો તોપણ ત્યારે સુધરવાની કાળજી રાખો અને તમારૂ પોતાનુ ને પોતાના દેશનુ અભિમાન રાખો એટલે ધિરેધિરે સુધર્યા કહેવાશો

તમે તમારા અંતઃકરણમા ખૂબ દેશાભિમાનનો ચીતાર ઉતારો, દેશીઓના દુઃખો દેખી દિલમા દયા લાવો દેશીકારીગરીને ઉત્તેજન આપો, અને આપણા જાતીને એવી બોધકારક અને અસરકારક કેળવણી આપો કે તેની મતની આગળ આર્ય લોકોના નામને દેશાભિમાનપણાથી પ્રકાશિત કરનારી થાય મતલબ કહેવાની એટલોજ છે કે, તમે દેશાભિમાનથી

તમારામાં વધતા જાઓ, એટલે જેવી રીતે તમને બીજાનો ખપ પડેછે. અને બીજાની રીત ભાત ચાહો છો. તેમ બિજાઓને તમારો ખપ પડશે અને તમારી રીત ભાત તેઓ ચાહાશે. એમ થવાથી તમે મોટા માનને પામશો અને તમારી શ્રેષ્ઠતામાં એકદમ વધારો થશે.

જુઓને એક સાધારણ પ્રાણી પણ જેના આશ્રય નિચે ઉછરેલું હોય છે, અને જેમાં પોતાનો જીવ બાંધી બેઠું હોય છે, તેના રક્ષણને માટે રાત દિવસ કાળજી રાખ્યા કરેછે. કદી કોઇ જાતની પોતાના પાળનાર પર આફત આવી પડે તો તે પોતાનો જીવ આપતાં સુધી પણ તે આફત નિવારણ કરે છે. ત્યારે સરસમાં સરસ બુદ્ધિવાળાં પ્રાણિઓ જે દેશમાં પોતે પેદા થયાં છે, અને જે દેશમાં પોતાનું જીવન છે, તેના રક્ષણને માટે જરા પણ અભિમાન ન રાખે એથી બીજું ખેદકારક શું છે?

અરે! હિંમત ધરીને આગળ પડો તો દેશાભિમાનથી આખા દેશનો સુધારો થઇ શકશે. જે પુરૂષોના મગજમાં દેશાભિમાનનો નિશો ભરેલો હશે તેના વિચારો દેશને માટે ઘણાજ વખાણવા લાયક હશે. દેશને સુધારવાને તમો ઘણો વખત લાગે એવી ધાસ્તીથી પાછળ નહીં પડો, કારણ કે જે મોટાં કામો છે તે થોડા વખતમાં કદી થઇ શકતાં નથી અને વખતે તેમાં મોટાં સંકટો પણ આવી પડેછે. માટે તેવાં વિઘ્નો દૂર કરતાં થોડે થોડે પરિણામને પોંચવાની ઇચ્છા રાખશો તો તે કાંઇ ન થઇ શકે તેવું દુઃસહ નથી. કારણ કે મનુષ્ય પ્રાણી કાંઇપણ ન કરી શકે એવું નથી. ઇશ્વરે તેનામાં અત્યંત તીક્ષ્ણ બુદ્ધિ મુકી છે, અને અનેક સાધનો આપેલાં છે. તે બુદ્ધિનો અને સાધનોનો ઉપયોગ સુતાં સુતાં કે બગાસાં ખાતાં ખાતાં થઇ શકતો નથી. જુઓને તમારીજ નજરે કોઇ કોઇ નહીં બની શકે એવા અનેક તરેહના ચમત્કારિક બનાવો મનુષ્યોના બનાવેલા જોવામાં આવેછે. એ શક્તી ઇશ્વરની આપેલી નહીં ત્યારે કોની? માટે તમારાજ મનમાં દેશાભિમાનથી દેશાનું ભલું કરવાને, અને તમારૂં પણ રાખવા ચાહતા હો તો આરંભથી તે અંત સુધી વિચાર કરો. આપણા સ્વદેશની પૂર્વે સ્થિતી કેવી હતી? અને તેની જાહોજલાલીથી કેટલાક

પરદેશી સાહેબ કેવા મોહિત થઈને આ ઉત્કૃષ્ટ દેશની દોલતને હરણ કરી લેવાને આવતા? પણ તેમનું કાંઈજ વળતુ નહીં, એ બધું દેશાભિમાન વિના બીજુ કઈજ નથી. (અધુરૂં.)

પ લેખ ઉશદલાલ હરિરામ ભાઈ છે લ જોતા ગારાજી

# સ્ત્રિયોના નીતિ ધર્મ વિષે.

જે ધર્મ સર્વ સંપત્તિઓનું મૂળ છે, જે ધર્મ સઘળાં સુખોને સંપાદન કરાવનારો છે, જે ધર્મ ભૂલોકમાં બારે યશને ફેલાવનારો છે, જે ધર્મ સ્વર્ગલોકાદિ પરલોકમાં જવાનું ઉત્તમ પગથીયું છે, જે ધર્મ આર્ય લોકોના ધર્મને અત્યત ઉત્તેજન આપનારો છે, જે ધર્મ ઉત્તમમાં ઉત્તમ નીતિની નિશાની રૂપ છે, જે ધર્મ સંસારિક સર્વ શ્રેષ્ઠ રીતીને બતાવનારો છે, જે ધર્મ સર્વ સત્કર્મોમાં પેહેલામાં પેહેલો છે, જે ધર્મ આ દેશને ઉંચામાં ઉંચી સ્થિતિએ પોંચાડનારો છે, જે ધર્મ સર્વ ધર્મનાં આચરણનો આધાર રૂપ છે, જે ધર્મ સર્વ સદાચાર અને સદ્ગુણોનો ભંડાર છે, અને છેવટ એટલું કે જે ધર્મ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થનારી સઘળી સ્ત્રિયોને આ દુઃખ રૂપ અસાર સંસાર તરી જવાને વાહાણ રૂપ છે, તેઓના જન્મને સફળ કરનારો અને ટુંકામાં કહીએ તો તેઓનુ સર્વ સ્વરૂપ છે.

સ્ત્રિ જાતિ રૂપ પરમાણુંએ હજારો પેદા થઈ ગયા છે, થશે, અને થાય છે, પણ તેમા જેઓએ પોતાના ધર્મનો રસ્તો બરાબર રીતે ખરા અંતઃકરણથી રાખ્યો હશે તેજ ઉત્તમ. તેજ સર્વ સુખને સંપાદન કરનારી અને તેજ સ્ત્રિ બેય કુળનો ઉદ્ધાર કરનારી છે; એમ કેહેતાં જરા પણ આંચકો ખાવો નહીં જોઈએ.

આટલી વાર સુધી નામ નહીં આપેલો તે એજ કે, સ્ત્રિધર્મ, તે હાલના ચાલતા વલ્લભ મહારાજના પુષ્ટિ માર્ગના સંપ્રદાયથી તદન નાશ થઈ જવા આવ્યોછે, એથી બીજું કયુ ખેદકારક છે? એથી બીજું કયું દુર્જનોને હાસ્યકારક છે? એથી કયું બીજુ સજ્જનોને દિલગીરી ઉપજાવનાર છે! એથી કયું બીજું નિચી સ્થિતિમાં નાંખનારૂં છે? એથી કયુ બીજું નર્કના દ્વારને

ઉઘાડનારૂં છે? અને એથી કયું બીજું ફળ, કીર્ત્તિ, દ્રવ્ય, જીવિત પુણ્ય અને પરલોકનો નાશ કરનારૂ કૃત્ય છે.

આચાર્યનો અધિકાર માની લઈ પોતાના જીવિત ઉપર અને કેટલોક વૃથા ભરમાએલી ભોળી સ્ત્રિયોના ધર્મ ઉપર ધુળ વાળી છે. એ સર્વ સજ્જનોના જાણવા બહાર નથી એટલે વધારે તે વિષે કાંઈ નહીં કેહેતાં ખરા રસ્તાને ઉત્તેજન આપનારા બોલો બોલવાને ઇચ્છા ધરી, અધર્મને પ્રવૃત્તાવનાર તથા આ દુનિયાંમાં મનુષ્ય પ્રાણી જેવો ઉત્તમ જન્મ પામીને જેઓ સારાસારનો કંઈ તોલ કરી જાણતા નથી. જેઓમાં ઉત્તમ કામ કરીને જગતમાં કીર્ત્તિ લેવાની ઉલટ નથી. તથા જેમના હૃદયમાં સદ્ગુણ રૂપી અમૂલ્ય રત્નોએ સ્થાન કર્યું નથી. અને હજારો દુર્ગુણથી ભરપૂર હોઈ તેમાં મગ્નપણું માની રહી જેઓ બીજાને રૂડો ઉપદેશ મુદ્દલ કરતા નથી. તથા જેઓના આચરણ સ્વધર્મથી અને સંસારિક કર્મથી કેવળ ઉલટાંજ અને નિંદા કરવા જોગછે, તેવા દુષ્ટ લોકોનો હજારો વર્ષ સુધી કલ્યાણ થવાનો અસંભવ રહો. આવિ રીતની કમકમાટ પામતા અંતઃકરણથી આશીશ આપતાં બે કલમો આગળ લખી જણાવુંછું.

સ્ત્રિયોનો કેવો ધર્મ છે, એ વિષે મોટું પુસ્તક રચવા બેશીએ તો પણ પાર આવે તેમ નથી. પરંતુ આ વખત સંક્ષેપથી કેટલીક હકીકત આર્ય લોકોની સેવામાં મુકું છું જેથી તે વાંચીને સહુ વાકેફગાર થશે.

કુળવાન કન્યા વિવાહ મેળવીને પોતાના પતિને સ્વાધિન થઈ ત્યારથી તેણે પીયરની પ્રીતિનો સંબંધ પૂર્ણ કરી, પોતાના સ્વામીની સાથે રહી, તેમની પ્રિતિ મેળવવી, "તે મારા ઈશ્વર છે" એવિ બુદ્ધિથી તેમના સર્વ હુકમ ઉઠાવવા જોઈએ. બે ઘડી રાત હોય તે વખત ઉઠી, હમેશની સઘળી પોતાની ક્રિયા કરીને પછીથી સ્વામીને જગાડી તેમને દાતણ પાણી તથા સ્નાન શુદ્ધિ કરાવી, તેમની આજ્ઞાપૂર્વક ઘરના કામકાજમાં પોતાનું ચિત્ત પરોવવું. રસોઈ કરવી, પોતાનાં બાળકોની સંભાળ રાખવી, ઘરનાં સઘળાં માણસોની યોગ્ય રીતે ખબર લેવી, અને પોતાના સ્વામીનાં કહેલાં કામોને તે બહારથી આવે તે પેહેલાં કરી મુકવાં. સ્ત્રિએ પોતાનો પતિ એજ પોતાનો ઈશ્વર એમ અંતઃકરણમાં ધારવું. પ્રે-

તાના સ્વામીને જમાડી પછીથી સ્ત્રિએ જમવું. તેમણે કહેલી સારી શિખામણો વિષે મનન કરવું. નવરૂં નહીં બેશી રહેતાં જે પોતાના ઘરનું કામ હોય તે કર્યા કરવું. પોતાના સ્વામીને બનતાં સુધી ઘરના કોઇ કાજમાં દિલગીર થવુ ન પડે તેમ કાળજી રાખવી હમેશાં તેઓની પ્રસન્નતા મેળવવાને ખંતી રહેવું. કોઇ વખત પોતાનો વાક થયો હોય તો નમ્રવચન વડી જાહેર કરી, તેમની પાસેથી તેની ક્ષમા માગવી અને તેઓને ગજી રાખવાને હજારો પ્રયત્ન કરવા, હમેશાં સર્વ સુખને આપનારા પોતાના પતિ પ્રત્યેનો જે પોતાનો ધર્મ તે જે સ્ત્રિએ જાણ્યો નહીં તે સ્ત્રિ દુર્ભાગ્ય વાળી જાણવી. તેણે અમુલ્ય મનુષ્ય દેહ ફોગટ ગુમાવી કશું જાણ્યુ નહીં એમ સમજવું.

સ્ત્રિએ પોતાના પતિ શિવાયના બીજા પુરૂષો છે તેમને ભાઈ, બાપ તુલ્ય ગણી પોતાની મનેચ્છામાં કોઇપણ વિકાર આણવો નહીં. એમ શાસ્ત્રમાં કહેલુ છે. પોતાની મતિ સદૈવ નિર્મળ રાખવી. આ પ્રમાણે જે સ્ત્રિની મતિ હોય છે, તેજ મોક્ષના માર્ગને પામેછે. અને અખિલ બ્રહ્માંડના ઇશ્વરની તેજ પ્રસન્નતા મેળવેછે. જુઓ સ્ત્રિઓના ધર્મ કેવા કહ્યાછે. તેમણે કેમ વર્ત્તવું? તે વિષે મહાન જનોનાં વચનો પણ સાખ પુરેછે.

स्त्रीणाचपतिदेवानांतच्छुश्रुषाऽनुकूलता

तद्बंधुष्वनुवृत्तिश्चनित्यतद्व्रतधारण ॥

મતલબ પોતાના પતિ એજ પોતાનો ઇશ્વર છે, એમ માની, પોતાના પતિની પાદસંવાન આદિથી પુજા કરવી, સર્વ બાબતમા તેને સદાય અનુકુળ રહેવું, તેના સબધીઓ ઉપર સ્નેહ રાખવો, અને હમેશા પોતાને સ્વોના જે જે વ્રતો તે કરવા.

આ શ્લોકમા કહ્યા પ્રમાણે પતિએજ સ્ત્રિયોને પોતાનો ઇશ્વર છે. નાગર કે બીજો કોઇપણ તેઓનો ઇશ્વર નથી. એમ નિશ્ચયથી લખેલું છે, અને તેજ માટે પતિના વિષે ઇશ્વર ભાવથી વર્તવુ એમ બતાવ્યુંછે. ત્યારે પૂર્વે પતિવ્રતા થએલી સ્ત્રિયોના અને મહાન પુરૂષોના વચનોના



દાખલા લેઇ હાલની સ્ત્રિઓએ તેઓના પેઠે સદાચાર ગ્રહણ કરવો જોઇએ અને તે પતિવ્રતા સ્ત્રિયોના જેવાં થવાને શાસ્ત્ર મર્યાદા મુજબ પોતાની નીતિ જાળવવી એજ તેઓનો ખરો ધર્મ છે.

---

# पुस्तकोंनी पहोंच.

**"विचार माळा, सूर्य पुराण, तुळसीदास कृत कवितरामायण"** આ નામની ત્રણ નાના કદની ચોપડીઓ હિંદુસ્થાની ભાષામાં બાળબોધ લીપીથી બાપુ હરશેઠ દેવળેકરના છાપખાનામાં છપાએલી, તે શેઠ તલકચંદ વાસણજી તરફથી અમને ભેટ દાખલ મળી છે. પેહેલીમાં તેના કર્ત્તા સો સંપ્રદાયિ સાધુ અનાથદાસજીએ ગુરૂ શિષ્યના સંવાદ રૂપે સાધુનાં લક્ષણ, સત્સંગ મહિમા, ગ્યાન સાધન વિગરે અષ્ટ પ્રકાર બતાવ્યા છે. અને છેલ્લે ગીરધર કવિ કૃત ૩૨ કુંડળીઆ છે. પાનાં ૨૩ અને કિમ્મત લખી નથી,

બીજીમાં પ્રથમ સૂર્યનો મહિમા, અને પેટા ભાગમાં, ગણેશ પુરાણ, સ્નેહ લીલા વિગરે છે. પાનાં ૭૮ અને કિમ્મત છાપી નથી.

ત્રીજીમાં રામચંદ્રજીની કથા છે. પાનાં ૧૦૨ કિંમત જણાવી નથી. એ રીતે ત્રણે આવેલી ચોપડીઓ ઉપકાર સાથે કબુલ કરીએ છીએ. ત્રણ પ્રત અમને ભેટ મળ્યા શિવાય બીજી કેટલીક વધારે નકલો તે સાથે મળીછે, તે તેના ભક્તજનોને ધર્માદા આપી દેવા માટે છે માટે તેના વાંચવાને ચાહાનાર કોઇને જોઇશે તો મફત આપવામાં આવશે.

તેમજ "અદ્ભૂતરામાયણ" નામનો સંસ્કૃત ભાષાનો ગ્રંથ, તેની બે પ્રતો તેવિજ રીતે તે મજકુર શેઠ તરફથી બક્ષીસ મળેલીછે. તે પુસ્તકમાં સિતાજીનું શ્રેષ્ઠપણુંજ બતાવ્યુંછે. અને હજાર માથાના એરાવણના વધ વિષેની વાત છે તેના જાડા કાગળનાં પાનાં ૭૦ છે. કિંમત લખી નથી, અને તેની પાછળ કૃષ્ણ કર્ણામૃત નામનું પુસ્તક ત્રણસેંક શ્લોકની સંખ્યાનું પાનાં ૨૪ ને આશરેનું તેવાજ કાગળ અને અક્ષરથી છપાયેલું સાથે જોડેલું છે. તેમાં શ્રીકૃષ્ણ વિષેની કેવળ કથા છે.

इति निषेधस्य विकल्पितत्वादत्र निघातः प्रवर्तते। सहस्रशब्दः कर्दमादीनां च फि० ३।१०। इति मध्योदात्तः। सहस्रप्रधनेषु वाजेषु। बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्वरत्वं। उग्रः। उच समवाये। चस्य गः। ऋज्रेंद्रेति रन्। व्यत्ययेनांतोदात्तः। ऊतिभिः। ऊतियूतीत्यादिना क्तिन्नुदात्तः ॥ ४ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र! तुं उग्रछो माटे तारां उग्र रक्षणवडें युद्धमां अथवा जेमां हजारो हाथि घोडाओ मळी शके तेवां महायुद्धमां अमारुं रक्षण कर. ॥ ४ ॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र! तुं उग्रछो माटे तारां उग्र रक्षणवडें युद्धमां अथवा जेमां हजारो हाथि घोडा मळी शके तेवां महा युद्धमां अमारुं रक्षण कर. ॥ ४ ॥

---

॥ पंचमी मृचमाह ॥

इंद्रं व॒यं म॑हाध॒न इंद्र॒मर्भे॑ हवामहे। युजं॑ वृ॒त्रेषु॑ व॒ज्रिणं॑ ॥ ५ ॥

पदपाठः

इंद्रं । व॒यं । म॒हा॒ऽध॒ने । इंद्रं । अर्भे । ह॒वा॒म॒हे॒ ।
युजं । वृ॒त्रेषु॑ । व॒ज्रिणं ॥ ५ ॥

## माधव भाष्यं.

वयमनुष्ठातारो महाधने प्रभूतधननिमित्तमिंद्रंहवामहे । आह्वयामः । अर्भेऽर्भके स्वल्पेऽपि धने निमित्तभूते सतींद्रं हवामहे । कीदृशमिंद्रं । युजं । सहकारिणं समाहितं वा । वृत्रेषु शत्रुषु धनलाभविरोधिषु प्राप्तेषु तन्निवारणाय वज्रिणं वज्रोपेतं ॥ महाधनशब्दो यद्यपि संग्रामनामसु पठितस्तथापि महाधनवचनमत्र संग्राम इति बहुव्रीहित्वे सत्यंतोदात्तत्वासिद्धेर्नात्र तद्गृहीतं । महाधने महच्च धनं चेति समासस्येत्यंतोदात्तः। अर्भे । अर्तिगृभ्यां भन् । उ० ३।१५०। नित्त्वादाद्युदात्तः। हवामहे । ह्वेञ् स्पर्द्धायां शब्दे च । ञित्त्वात्कर्त्रभिप्राये । पा० १।३।७२। आत्मनेपदं । लटः स्थाने महिङ् । टितआत्मनेपदानां । पा० ३।४।७९। इति टेरेत्वं । कर्तरि शप् । पा० ३।१।६८। ह्वः संप्रसारणं । पा० ६।१।३२ । इत्यनुवृत्तौ बहुलं छंदसि पा० ६। १।३४। इति संप्रसारणं । वकारस्योकारः । परपूर्वत्वं।

गुणावादेशौ । अतो दीर्घो यञि । पा० ७।३।१०१। इति दीर्घत्वं । तिङ्ङतिङ इति निघातः । युजं । युज समाधावित्यस्य क्विप् । युजेरसमासे । पा० ७।१।७१। इति नुम् न भवति । स हि युजेरिति निर्देशादिकाररहितस्य न भवति । अनित्यमागमशासनमिति वा युजियोंग इत्यस्यापि नुम् न भवति । वृत्रेषु । वृतु वर्तने । प्रतिकूलतया वर्तत इति वृत्राणि शत्रुकुलानि । स्फायितंचीत्यादिना रक्प्रत्ययः । उ० २।१३। कित्त्वाद्गुणाभावः । प्रत्ययस्वरः । वज्रिणं । अत इनिठनाविनीनः प्रत्ययस्वरः ॥ ५ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

अमें घणां धनसारु तथा थोडां धनसारु पण शत्रुनो नाश करवामां वज्र धरनार इंद्रने बोलाविए छीए.

## भाष्यनो भावार्थ.

धननो लाभ थवामां विरोधि शत्रुओने दूर करवा वास्ते वज्रधारी इंद्रने घणां धनवास्ते तेमज थोडां धन वास्ते पण बोलाविए छीए.

आ टेकाणे माहाधन शब्द युद्धवाचक छे पण

बहुव्रीहि समास होवाथी "अंतो दात्त" न थइ शके माटे उपर प्रमाणे अर्थ लीधोछे.

॥ इति प्रथमस्य प्रथमे त्रयोदशो वर्गः ॥



इंद्रमिद्गाथिनइतिसूक्ते षष्ठीमृचमाह.

स नो॑ वृषन्न॒मुं च॒रुं सत्रा॑दाव॒न्नपा॑ वृधि ।
अ॒स्मभ्य॒मप्र॑तिष्कुतः ॥ ६ ॥

पदपाठः

सः । नः॒ । वृ॒षन् । अ॒मुम् । च॒रुम् । सत्रा॑ऽदावन् । अप॑ । वृ॒धि॒ । अ॒स्मभ्य॑म् । अप्र॑तिऽस्कुतः ॥ ६ ॥

माधव भाष्यं.

हे सत्रादावन् । अस्मदभीष्टानां सर्वेषां फलानां सह प्रदातः । अतो व्रीह्यादिनिष्पत्त्यर्थं हे वृषन् वृष्टि प्रदेंद्र नोऽस्मदर्थममुं दृश्यमानं चरुं मेघमपावृधि । उद्घाटय । तथैवास्मभ्यमस्मदर्थमप्रतिष्कुतः प्रतिशब्द रहितः । यद्यदस्माभिर्याच्यते तत्र सर्वत्र नेति प्रति शब्दं नोच्चारयति । अतोऽस्मद्विषये कदाचिदप्यप्रति स्खलितः । एतदेवाभिप्रेत्य यास्क आह । अप्रतिष्कु

तोऽप्रतिष्कुतोऽप्रतिस्खलितो वेति ॥ वृषन् । आमंत्रितनिघातः । अमुं । प्रातिपदिकस्वरेणांतोदात्तः । चरुं । चरतीति चरुः । भृमृशीतृचरित्सरितनिधनिमिमस्जिभ्य उः । उ० १।७। इत्युप्रत्ययः । प्रत्ययस्वरेणांतोदात्तः । सत्रादावन् । सत्राशब्दः सहार्थे । अभिमतफलजातं सकलं सह ददातीति सत्रादावा । आतो मनिन्क्वनिब्वनिपश्च । पा० ३।२।७४। इतिवनिप् । आमंत्रितस्य चेत्युदात्तत्वं । पादादित्वान्न निघातः । अप । निपातस्य चेति दीर्घः । निपात आद्युदात्तः । वृधि । वृञ् वरणे । लोटः सिप् । तस्य सेर्ह्यपिच्च । पा० ३।४।८७। इति हिः । स्वादिभ्यः श्नुः । पा० ३।१।७३। तस्य बहुलं छंदसीति लुक् । श्रुशृणुपृकृवृभ्यश्छंदसि । पा० ६।४।१०२। इति हेर्धिरादेशः । तस्य ङित्त्वात्पूर्वस्य गुणाभावः । निघातः । अस्मभ्यं । अस्मच्छब्दाद्भ्यसो भ्यं । पा० ७।१।३०। इति भ्यमादेशः । शेषे लोपः । पा० ७।२।९०। इति दकारलोपः । बहुवचने झल्येत् । पा० ७।३।१०३। इत्येवं न भवति । अंगवृत्ते पुनर्वृत्तावविधिर्निष्ठितस्येत्युक्तं । म० भा० ७।१।३०। प्रातिपदिकस्वरेण भ्येत्यकार उदात्तः । भ्यसोऽभ्यमित्यभ्यमादेशपक्षे शेषे लोप इति मपर्यंतशेषस्यास्मद्शब्दस्य

लोपः। तदोदात्तनिवृत्तिस्वरेणाभ्यमादेरकारस्योदात्तत्वं। पा० ६।१।१६१। अप्रतिष्कुतः। केनचिदप्रतिशब्दितः। कुङ् शब्दे। निष्ठेति कर्मणिक्तप्रत्ययः। प्रतेः। प्राक्प्रयोगः। पारस्करादेराकृतिगणत्वात्सुडागमः। पा० ६।१। १५७। सुषामादेराकृतिगणत्वात्षत्वं। पा० ८।३।९८। नञ्समासेऽव्ययपूर्वपदप्रकृतिस्वरत्वं ॥ ६ ॥

## मंत्रनो भावार्थ.

अमारां इष्ट फलने एकी वखते आपनार तथा वृष्टि करनार हे इंद्र! आ मेघने अमारे वास्ते खुल्लो करो (वरसावो) तमे अमारी याचनानो भंग नहीं करो एवा छो. ॥ ६ ॥

## भाष्यनो भावार्थ.

अमारां सकळ इष्ट फळने एकी वखते आपनार तथा डांगर आदि अन्न निपजवासारु वृष्टिने आपनार हे इंद्र! तमे अमारेवास्ते आ दृष्टिएपडता मेघने खुल्लो करो (वरसावो). तमे अमारी याचनानो भंग नहीं करो एवा छो अथवा जे अमे मागीए ते आपवा तत्पर छो. "अप्रतिष्कुतोऽप्रतिष्कृतोऽप्रतिस्खलितोवा" ए यास्क मुनिनां वचनथी "अप्रति

प्कृत:" ए शब्दनो ना नहीं पाडनार तथा तत्पर एम बन्ने रीते अर्थ संभवे छे.



सप्तमी मृचमाह.

## तुंजेतुंजे य उत्तरे स्तोमा इंद्रस्य वज्रिणः। न विंधे अस्य सुष्टुतिं ॥ ७ ॥

पदपाठः

## तुंजेऽतुंजे। ये। उतऽतरे । स्तोमाः। इंद्रस्य । वज्रिणः। न। विंधे। अस्य। सुऽस्तुतिं ॥७॥

## माधव भाष्यं.

तस्मिन्तस्मिन्फलदातरि देवांतरे ये स्तोमाः स्तोत्रविशेषा उत्तर उत्कृष्टाः संति तैः स्तोमैः सर्वैरपि वज्रिणो वज्रयुक्तस्येंद्रस्य सुष्टुतिं योग्यां शोभनस्तुतिं न विंधे। न विंदामि। इंद्रस्यात्यंतगुणबाहुल्येन देवांतरे पूत्तमत्वेन प्रसिद्धान्यपि स्तोत्राणि न पर्याप्तानीत्यर्थः॥ एतामृचं यास्क एवं व्याचष्टे। तुंजस्तुंजतेर्दानकर्मणः। दाने दाने य उत्तरे स्तोमा इंद्रस्य वज्रिणो नास्य तैर्विंदामि समाप्तिं स्तुतेः। नि० ६।१८। इति॥ तुंजे।

तुंजे । तुंजतिर्दानकर्मेत्युक्तं । ततः कर्त्तरि पचाद्यच्
पा० ३।१।१३४। चित इत्यंतोदात्तत्वं । नित्यवीप्सयो
पा० ८।१।४ इति द्विर्भावः । तस्य परमाम्रेडितं । पा
८।१।२। इति द्वितीयस्याम्रेडितसंज्ञा अनुदात्तं च पा
८।१।३। इत्यनुदात्तत्वं । दातरि दातरीत्यर्थः । निरुक्ते
दाने दान इत्यर्थतो व्याख्यानं । उत्तरे । तॄप्लवनतर
योः । भावे ऋदोरप् पा० ३।३।५७। उच्छब्द उत्कृष्टव
नः । उत्कृष्टस्तरो यस्येति बहुव्रीहिः । उच्छब्दो निपात
आद्युदात्ता इत्याद्युदात्तः । बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्
रत्वं । स्तोमाः । अर्तिस्तुस्वित्यादिना उ० ।१।१३
स्तोमशब्दो मनंतो नित्त्वादाद्युदात्तः । विंधे । विद्
लाभे । लट् । स्वरितेत्त्वादात्मनेपदं । उत्तमैकवचनमि
पा० ३।४।७८। तुदादिभ्यः शः । पा० ३।१।७७।
मुचादीनामिति नुम् । पा० ७।१।५९ । दकारस्य व्य
येन धकारः । अस्य । प्रकृतस्येंद्रस्य परामर्शादन्वादे
इदमोऽश् । पा० २।४।३२। शित्वात्सर्वादेशोऽनुदात्त
सुष्टुतिं । ष्टुञ् स्तुतौ । धात्वादेः षः सः । पा० ६।१।६
इति सत्वं । स्त्रियां क्तिन् । पा० ३।३।९४। इति भ
क्तिन् । सुरित्युदात्तेनोपसर्गेण प्रादिसमासः । उपस
सुनोतीत्यादिना षत्वं । पा० ८।३।६५। अत्राव्ययपूर्व

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



---

## हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવી ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

# परचुरण.

## संस्थान श्री मांगरोल.

અમને લખવાને અતિ આનંદ થાય છે કે, સદરહુ સ્ટેટના મેહેરબાન શેખ શ્રીમહમદ બદરૂદીન સાહેબે રૂ. ૨૫ હાલ એક વર્ષના બક્ષીસ તરીકે આપીને હવેથી એજ પ્રમાણે દર વર્ષે બક્ષીસ તરીકે આપવાની ઉલટ બતાવી છે. અને તેથી અમારા આ ચોપાનિયાને એક સારૂં ઉત્તેજન મળ્યું છે. એ વિષે આ ચોપાનિયાની કાર્યભાર મંડળી શેખ શ્રીમહમદ બદરૂદીન સાહેબનો મોટો ઉપકાર માને છે.

દેશી રાજવંશીયોમાં હવે થોડે થોડે સારાં સુ ચીન્હો દેખાવા લાગ્યાં છે. એ ઘણી સંતોષ ઉપજાવનારી બીના છે. આ સંસ્થાનના પાટવી શાહાજાદા મેહેરબાન હુનસેમીયાં સાહેબ રાજકુમાર કોલેજમાં અભ્યાસ કરે છે. અને તેમણે ઇંગ્રેજી વિદ્યાનું જ્ઞાન સારૂં મેળવેલું કેહેવાય છે. માટે મોટી ઉમેદ રખાય છે કે, મજકુર શાહાજાદા સાહેબ પૂર્ણ કેળવણી લઇ ઉમ્મર લાયક થયે આ સ્ટેટને દીપાવ્યા વિના રહેશે નહીં. એટલુંજ નહીં પણ પોતાના કામથી પ્રજાનો પુરતો પ્યાર મેળવી. કીર્તિમાં વધારો કરશે.

તથાસ્તુ. એડિટર.

# आर्य धर्म प्रकाश.

पुस्तक ६ ठुं.　　माર્ગશિર્ષ, સંવત ૧૯૩૪.　　અંક ૨ જો.

## धर्मो रक्षति रक्षितः

### आर्या

नीतिज्ञानियतिज्ञादैवज्ञाअपिभवंतिशास्त्रज्ञाः
केचित्परावरज्ञाःस्वाज्ञानज्ञानिनोविरलाः ॥ १ ॥

ભાવાર્થ—આ દુનિયામા જેમ નીતિને જાણનારાઓ, વ્યવહારને જાણનારાઓ, પ્રારબ્ધને ઓળખી કાઢનારાઓ અને શાસ્ત્રોને જાણનારાઓ હોયછે, તેમજ કેટલાક ભુત ભવિષ્યને પણ જાણી શકે એવા હોયછે; પરંતુ એક પોતાના અજ્ઞાનને ઓળખી શકે એવા કોઇકજ હોયછે.

સઘળી જાતનું જ્ઞાન હોય, પરંતુ જ્યાં સુધી પોતાનું સર્વ જાતનું અજ્ઞાન મટ્યુ ન હોય, ત્યાં સુધી તે જ્ઞાન ઉપયોગી ગણાતુ નથી, અને તે જ્ઞાનથી જે કેટલાક થવાના ફાયદા તેનો લાભ પણ લઇ શકાતો નથી. માટે હમેશાં સુજ્ઞ જનોએ પોતાના દોષો વિષે તથા પોતાના અજ્ઞાન વિષે તપાસ કરી તેનો ત્યાગ કરવો જોઇએ. જેથી સઘળી જાતનાં જ્ઞાનો તેમને લાભ કારક થાય.

---

## ईश्वरनी रचना विषे.

### वसत तिलका वृत्त.

તારી રચેલી રચના ઇશ આ રુપાળી,
જોતાં અતીશ ઉપજે મનમાં ખુશાલી;
સાદ્યંત અત્ર લખવા ગતી મોરી થોડી,
માટે હુ જૂજ લખિને નમુ હાથ જોડી.—૧

સંસાર સાગર રચ્યો અદ્દભૂત આપે,
તારા વિના ત્રિવિધિનાં દુખ કોણ કાપે?
સાચો સગો સહુ તણો તુજ છું મુરારી,
સંપૂર્ણ સંકટ થકી લઉ તું ઉગારી.—૨
પ્રાણી ભુમી તળ વિષે બહુ ઊપજાવ્યાં;
ઝાડો અને જળ ઝરા ગીરી સૌ બનાવ્યાં;
તારા અને તિમર ચંદ્ર રવી પ્રકાસે,
તે ખૂબ ખાસ રચના તુજનીજ ભાસે.—૩
પુષ્પો રચ્યાં વિવિધ ચીત્ર વિચીત્ર રંગે,
તે તે તમામ રીઝવે અમને ઉમંગે;
કારીગરો પણ ધરે કદિ હામ તોયે,
તારો ચિતાર ચિતરી ન શકેજ કોયે.—૪
પક્ષી પ્રચંડ પ્રગટ્યાં વળિ વન્હિ વાયુ,
તારા થકી જગતમાં સહુએ ઘડાયું;
છે તારિ ન્યારિ ગતિ ગુહ્ય દિસે દયાળુ,
જ્યાં જોઉ ત્યાં તુજ વિના નહિ અન્ય ભાળું.—૫
છાંના બનાવ છળથી પ્રગટેજ પાપી,
તે તૂજથી નવ અજાણ રહે કદાપી;
તેને અઘોર દુખના બહુ દંડ દેછે,
અજ્ઞાનિ તે અધમ કૃત્ય કર્યાથિ સ્હેછે.—૬.
તું દાસને દમિ ઘણું કસઆજ ક્યારે,
ઝાઝાં જરૂર જગમાં દુખ નાંખુ ભારે;
જો તેડગેન મનથી નિજ ધર્મ ધારે,
તું નીજ દાસ ગણિને ચહુ તેનિ વ્હારે.—૭
વ્યાપીક છું વિમળ વિશ્વપતી ધિવાળા,
તારી જપે જગતમાં સહુ જાપ માળા;
લીલા કથ્યે તુજ તણી કદિ પાર નાવે,
છું તારનાર ભવનો ભજતાં તુ ભાવે.—૮ म. म.

# विदुरनीति.

(સાંધણ પૃષ્ઠ ૧૬૫ થી)

आत्मनोबलमज्ञाय धर्मार्थपरिवर्जित ॥
अलभ्यमिच्छन्नैष्कर्म्यान्मूढबुद्धिरिहोच्यते ॥ ३८ ॥

અર્થ—ધર્મ અને અર્થ વગરનું પોતાનુજ બળ તેને જાણ્યાવિના જે માણસ પ્રયત્ન વગર ન મળવાની વસ્તુને ઇચ્છે છે તે આ દુનિયામાં મૂઢ બુદ્ધિવાળો કેહેવાય છે. ॥ ૩૮ ॥

अशिष्यंशास्तियोराजन्यश्चशून्यमुपासते ॥
कदर्यंभजतेयश्चतमाहुर्मूढचेतस ॥ ३९ ॥

અર્થ—હે રાજા! જે માણસ શિષ્ય થવાને યોગ્ય ન હોય તેને શિષ્ય કરી ઉપદેશ આપે છે; જે કોઇને ખબર ન પડે તેમ છાની રીતે રાજાની સ્ત્રીઓ આદીની સેવા કરે છે, અને જે દાતાર ન હોય તેને ભજે છે; તે માણસ મૂઢ બુદ્ધિવાળો કેહેવાય છે. ॥ ૩૯ ॥

अर्थंमहातमासाद्यविद्यामैश्वर्यमेववा ॥
विचरत्यसमुन्नद्धोयःसपंडितउच्यते ॥ ४० ॥

અર્થ—જે પુરૂષ કોઇ વિદ્યા, સંપત્તિ, અથવા પોતાની મોટિ મતલબને મેળવીને, છકેલો બની ગયા વિના સરખી રીતે રહે છે, તે પંડિત એવિ રીતે કેહેવાય છે. ॥ ૪૦ ॥

एकःसंपन्नमश्नातिवस्तेवासश्चशोभनं ॥
योऽसंविभज्यभृत्येभ्यःकोनृशंसतरस्ततः ॥ ४१ ॥

અર્થ—જે પુરૂષ પોતે એકલો સારા સારાં કપડાં પેહેરીને, જે કાંઇ પ્રાપ્ત થયેલું હોય, તેમાંથી નજીકનાં માણસોને વેંચી આપ્યા વિના ખાય છે, અને બીજા ભોગોને ભોગવે છે; તો તેથી બીજો, નિંદા કરવા લાયક માણસોથી પણ અત્યંત દુષ્ટ કોણ છે? કોઇજ નથી. ॥ ૪૧ ॥

एक:पापानिकुरुतेफलंभुक्तेमहाजन:
भोक्तारोविप्रमुच्यंतेकर्तादोषेणलिप्यते ॥ ४२ ॥

અર્થ—કોઇ એક માણસ પાપ કર્મને કરેછે, અને તેનાં ફળો વખતે કોઇ મહાન પુરૂષને ભોગવવાં પડે છે. પરંતુ તે ખોટાં કામનો કરનાર તે પાપ કર્મોથી દોષિત થાયછે, પણ તેનાથી થયેલાં ફળોને ભોગવનાર જે મહાન પુરૂષ તે તેથી મુક્ત થઇ જાય છે. ॥ ४२ ॥

एकंहन्यान्नवाहन्यादिषुर्मुक्तोधनुष्मता
बुद्धिर्बुद्धिमतोत्सृष्टाहन्याद्राष्ट्रंसराजकं ॥ ४३ ॥

અર્થ—કોઇ ધનુષના ધારણ કરનારે મુકેલું એક બાણ કોઇને હણે અથવા ન પણ હણે, પરંતુ બુદ્ધિવાન પુરૂષોએ વાપરેલી એક બુદ્ધિ રાજા-સહિત આખા દેશને નાશ કરી નાંખે છે. ॥ ૪૩ ॥

एकयाद्वेविनिश्चित्यत्रींश्चतुर्भिर्वशेकुरु
पंचजित्वाविदित्वाषट् सप्तहित्वासुखीभव ॥ ४४ ॥

અર્થ—માટે હે રાજા!* એક બુદ્ધિથી કરવાનું અને ન કરવાનું એ બેય વિચારી, મીત્ર, ઉદાસી, અને શત્રુ એ ત્રણેને સામ, દાન, ભેદ, અને નિગ્રહ એ ચાર રીતીઓથી વશ કરો. (મિત્રને સામ ભેદ એટલે સમજાવીને વશ કરો. ઉદાસીને સામ અને દાન એટલે કાંઇ આપીને વશ કરો. અને શત્રુને સામ, દાન, ભેદ અને નિગ્રહ એ બધાય ભેદોથી વશ કરો.) અને પાંચે ઇંદ્રિયો (કાન, ચામડી, આંખ, જીભ, અને નાસીકા) ને જીતીને છ પ્રકારના સંધી તથા વિગ્રહ જાણીને સ્ત્રી,

*બીજો અર્થ—માટે હે રાજા! એક બુદ્ધિથી નિત્ય અને અનિત્ય એ બેયનો વિચાર કરી કામ, ક્રોધ, અને લોભ, એત્રણેને શમ, દમ, ઉપરમ અને શ્રદ્ધા એ ચાર પ્રકારોથી વશ કરો. અને પાંચે ઇંદ્રીયોને જીતીને (વશ રાખીને) ખાવું, પીવું, શોક, મોહ, ઘરડપણ, અને મૃત્યુ એ છ વાનાને જાણીને, તેમ શ્રોત્ર, ત્વક્ ચક્ષુ, જીભ્હા, અને ઘ્રાણ એ પાંચ ઇંદ્રીયો તથા મન અને બુદ્ધિ એ સાત પદાર્થોને મેલી દઇને સુખને ભોગવો આ પ્રમાણે જ્ઞાનનો બોધ આપેલો જણાઇ આવે છે. ॥ ૪૪ ॥

મૃગયા, મદીરાપાન, કઠણ વચન, તીક્ષ્ણ અને મોટો દંડ, અને ખરાબ મતલબ, એ સાત વાનાનો ત્યાગ કરી સુખને ભોગવો. ॥ ૪૪ ॥

एकंविषरसोहंतिशस्त्रेणैकश्चवध्यते
सराष्ट्रंसप्रजंहंतिराजानमंत्रविप्लवः ॥ ४५ ॥

અર્થ—ઝેર એકજ માણસને મારી શકે છે. અને હથીયાર એ એકજ પ્રાણીનો જીવ લઇ શકે છે, પણ રાજાઓનો બહાર પડિ ગયેલો છાનો વિચાર પ્રજા સહિત અને દેશ સહિત રાજાને નાશ કરેછે. ॥૪૫॥

एकःस्वादुनभुंजीत एकश्चार्थान्नचिंतयेत्
एकोनगच्छेदध्वानं नैकःसुप्तेषुजागृयात् ॥ ४६ ॥

અર્થ—કાંઇ પણ સારૂંસારૂં એકલા ખાવું નહીં, એકલાં કોઇ પદાર્થ આદિ દ્રવ્યાદિકના વિચારો કરવા નહીં, એકલાં, બહાર ગામ જતાં રસ્તે ચાલવું નહીં, અને સઘળાં સુતેલાં હોય તેમા એકલાં જાગવું નહીં

एकमेवाद्वितीयंतद्यद्राजन्नावबुध्यसे
सत्यंस्वर्गस्यसोपानंपारावारस्यनौरिव ॥ ४७ ॥

અર્થ—હે રાજા!* સમુદ્રને તરીને પેલી પાર જવાને વહાણ એ એક જેમ પગથીયાની માફક સાધન છે. તેમ સ્વર્ગે જવાને એકજ અદ્વિતીય "સત્ય" એટલે સાચું બોલવું એ આની લઇને સર્વ, આચાઇ, પગથીયાની બરોબર છે. તેને તમે જાણતા નથી (મતલબ એક પગથીએ પોંચ્યાવિના મૂળસ્થાનકને પમાતું નથી. ॥ ૪૭ ॥

एकःक्षमावतांदोषो द्वितीयोनोपपद्यते ॥
यदेनंक्षमयायुक्त मशक्तमन्यतेजनः ॥ ४८ ॥

અર્થ—ક્ષમા રાખનાર પુરૂષને, કોઇ સાધારણ માણસ, તેને અશક્ત

---

*બીજો અર્થ—એ છે કે, હે રાજા! સમુદ્રને તરી પેહેલી પાર પોંચવામાં વહાણ એ એક-પગથીયુ છે. તેમ સંસાર સમુદ્ર તરી મોક્ષને પામવાને પગથીયા રૂપ એક અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ છે. તેને તમે ઓળખતા નથી. (મતલબ કે બ્રહ્મસ્વરૂપને જાણ્યાવિના મોક્ષ મળવો કઠણછે.)

છે, એવિ રીતે ગણી કહાડેછે. એજ એક ક્ષમા રાખનારને અવગુણ છે. બીજો કાંઈજ નથી. ॥ ૪૮ ॥

सोस्यदोषोनमंतव्यःक्षमाहिपरमंबलं
क्षमागुणोह्यशक्तानांशक्तानांभूषणंक्षमा ॥ ४९ ॥

અર્થ—અજ્ઞાની માણસો ક્ષમા રાખનારમાં અશક્તપણાનો જે દોષ બતાવે છે. તે કદી માનવા લાયક નથી. કારણ કે "ક્ષમા" એ અતિ સુરસ બળરૂપજ છે. કદી કોઈ અશક્ત પુરૂષો હોય તેને "ક્ષમા" એ ગુણ રૂપ થાય છે, અને શક્તિવાન પુરૂષો હોય તેને તે એક અલંકાર રૂપ થઈ પડે છે. ॥ ૪૯ ॥

क्षमावशीकृतिर्लोकेक्षमयाकिंनसाध्यते
शांतिखड्ःकरेयस्यकिंकरिष्यतिदूर्जनः ॥ ५० ॥

અર્થ—આ લોકમાં "ક્ષમા" એજ સૌને વશ કરનાર સાધન છે માટે એનાથી શું શું નહીં થઈ શકે તેવું છે? જે શુરવીર પુરૂષને શાંતિરૂપ શસ્ત્ર હાથમાં હોયછે; તેને દુર્જન કાંઈ પણ પરાભવં કરી શકતો નથી.

अतृणेपतितोवह्निःस्वयमेवोपशाम्यति
अक्षमावान्परंदोषैरात्मानंचैवयोजयेत् ॥ ५१ ॥

અર્થ—ક્ષમા નહીં રાખનાર માણસ ક્ષમાવાન પુરૂષને દોષમાં નાખવા જાય તથાપિ તે તેને બદલે પોતે તેના દોષથી યુક્ત થઈ જાય છે. અને ખડ વગરની જગ્યામાં પડેલા અગ્ની જેમ પડીને પોતાની મેળે ઠરી જાય છે. તેમજ અક્ષમાવાન માણસ પોતાની મેળેજ નિસ્તેજ થઈ જાય છે. (અધુરૂં.)

---

## સ્વદેશાભિમાન વિષે.

(સાંધણ પૃષ્ઠ ૧૮૨ થી.)

જો તમે તમારા મન સાથે આમ આપણે કરવું છે એવું નક્કી કરો, અને એક દૃઢ વિચાર કરી હિમ્મત કરો તો તે કામ જરૂર થાય છે, જે પુરૂષો

એ દેશાનું ભલું કરેલું છે અને કરે છે તે એવાજ હોય છે. જુવો શાસ્ત્રમાં પણ તે વિષે કહે છે.

अंगनवेदीवसुधाकुल्याजलधिःस्थलीचपातालं
वल्मीकश्चसुमेरुःकृतप्रतिज्ञस्यधीरस्य ॥

અર્થ—જે ધીર પુરૂષે પ્રતિજ્ઞા લિધેલી છે. તેને આખી પૃથિ પોતાના આંગણા સરખી છે. મહાસાગર એક ખાબોચીયા જેટલા છે, પાતાળ એક અરણના ભાગ જેટલે જણાય છે, અને મેરૂ પર્વત તેને માટીના રાફડા બરોબર છે.

એજ પ્રમાણે જો તમે ધીરજ અને પ્રતિજ્ઞા લઈને તમારૂં કામ કરવાને ચહાશો તો કાંઇ પણ અશક્ય નથી. દેશાભિમાનથી દેશાનું અને દેશિઓનું ભલું કરવું તેમાં ધિરજ અને પ્રતિજ્ઞાનું કામ છે જ્યારે મોટા કામનો આરંભ કરીએ ત્યારે તેમાં ઘણો વખત જોઈએ છીએ. માટે તેમાં ધિરજ રાખવી જોઇએ.

જો તમે વિચાર કરો તો કશું તમારાથી નહીં બને તેવું નથી અને એમછે ત્યારે શા માટે વિનાકારણે, હજાર કાળ સુધી પોતાના દેશાને અને દેશીભાઇઓને, દુબળી સ્થિતિમાં ડુબાવી રાખવાના કારણ રૂપ આપણે થવું? જુઓને અનાદિ કાળથી ઉત્પન્ન થતા જગતમાં કેટલા કેટલા પુરૂષો જાતિનું અને દેશાનું ભલુ કરવાને મેહેનત કરી ગયાછે! હવે જો તેઓ પણ આપણીજ પેઠે ધિરજ અને બીજાનું ભલું કરવામાં ઇચ્છાવાળા ન હોત તો તેઓનું અમરનામ રહેત નહીં. માટે આપણે જ્યારે આ જગતમાં જન્મ લઇ અમુલ્ય આવો માણસ જાતિનો દેહ વૃથા ગુમાવ્યો અને સ્વદેશના હિતને સારૂ કાંઇજ કરી શક્યા નહીં, ત્યારે આપણે હાથે કરીને ગણતરી ન કરી શકાય તેટલો ગેરફાયદો દેશાને કર્યો એમાં કાંઇ શક નહીં.

किमत्रचित्रंयत्संतःपरानुग्रहतत्पराः
नहिस्वदेहशैत्यायजायंतेचंदनद्रुमाः

મતલબ ચંદનનાં વૃક્ષો બીજાને ઠંડક ઉપજાવનારાંછે. તેમ સજ્જન પુરૂષો પણ બીજાની ઉપર અનુગ્રહ કરવાને તત્પર હોય છે. એમાં કાંઇ આશ્ચર્ય નથી,

આપણે મોટાં મોટાં ચોપડિઓનાં થોથાં વાંચી પંડિતનું ડોળ ઘાલવા લાગ્યા, પોતાના સમવયી દોસ્તોને ભેળા કરી મનગમતાં ભાષણો કરવા લાગ્યા, અને જેમ બને તેમ મોટાઇનો ડોળ ઘાલી સ્વચ્છંદ પણે વર્તવા લાગ્યા, તેથી કાંઇ સારા પણું ગણાય નહીં. સત્પુરૂષોનાં લક્ષણો મેળવવાં ઘણાંજ મુશ્કેલ છે. સારામાં સારો એક-ગુણ પણ જો માણસમાં આવે તો તેથી તે ઘણું વખાણવા યોગ્ય વિશેષણને લાયક થાયછે. ત્યારે સર્વ સદ્ગુણોથી યુક્ત હોય તેનું નામ અમ્મર રેહેવાને તો આગળથીજ પાયાની માફક સલકું બંધાઇ જાય છે. બીજાના અનુગ્રહને માટે જે ઉપકાર કરે તે સત્પુરૂષ ગણાય છે. માટે તમારા દેશને અને દેશીઓને દુઃખમાંથી તારીને તમો સત્પુરૂષોની સંખ્યામાં ગણાવાને તૈયાર થાઓ. આ વાત તમારા અંતઃકરણમાં ઉતારો અને જાતી અભિમાનનો તમારામાં ઉભરો લાવો. કેમકે દેશાભિમાન અને જાત્યાભિમાનનો નિકટ સંબંધ છે, અને તે દરેક પુરૂષે જાળવી રાખવું જોઇએ, કારણ દેશાભિમાન અને જાત્યાભિમાન એ જાતનો એક નિશો એવા ટેકવાળાં માણસને કોઇ વખતે કોઇ જુદીજ જાતનો ફાયદો આપનારાં થઇ પડે છે. જાતિનું અભિમાન જે વખત ગયું તે વખત સઘળું જવા લાગે છે, અને દેશાભિમાન તેની સાથેજ રહેલું છે માટે જાતી અભિમાન પણ જોઇએ, જો જાતી અભિમાન ન હોય તો ન કરવાનું નીચ કામ પણ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલું માણસ કરી નાંખે છે. અરે તમો તમારા પાછળના વડવાઓની વિદ્યાને તેઓના હુન્નરોને, તેઓની કળા કૌશલ્યતાને, તેઓના દેશાભિમાન તથા જાત્યાભિમાનને વિચારી કરીને તે સઘળાંને ટેકો આપવાને ઇચ્છા કરો. જેથી તે તમારા વડવાઓની સાથે મોટી નિદ્રામાં પડેલાં પાછાં જાગતાં થાય. જુઓને દેશ અને જાતિના અભિમાનની ખાતર હજારો આર્યાવર્તના અલંકાર રૂપ ગુણવાન પુરૂષો અનેક આપત્તિઓને ભોગવી ગયા છે. અતિ ઉપયોગી અમૂલ્ય દેહ સેહેજવારમાં મુકી ગયા છે. સારાં સારાં કામો કરી પોતાનું અમ્મર નામ રાખી ગયા છે. સારા ધર્મોના ધોરી રસ્તાઓ બાંધી ગયા છે. મોટાં મોટાં કળા કૌશલ્યનાં કામો કરી ગયાછે. અતિ ભયંકર લડાઇઓના મેદાનમાં ઝઝૂમીને પોતાના પ્રાણોને આપી ગયા છે. હાલની ઉતરતી પ્રજાને ટેકો

આપનારા કીર્તિરૂપ સ્થંભ રોપી ગયા છે. અને કેટલાક તેને માટે દુઃખ દાયક સ્થિતીમાં દેશ અને જાતિના અભિમાનથી વર્તિ ગયા છે. જે-ઓના ચરિત્રો શોધીને વાંચવા લાગીએ તો ઘણો વખત તેમાં વિતી જાય. એ બધુ દેશ અને જાતિના અભિમાનથીજ થયું છે; એમ સમજવું. વાસ્તે એજ દેશ અને એજ જાતિના આપણે છીએ તથાપિ તે વિષે વિચાર ન રાખીએ ત્યારે એથી બિજુ કયુ અજ્ઞાન વધારે ગણાય! આંબાના ઝાડમાંથી હમેશાં આંબાજ ઉત્પન્ન થવા જોઇએ એ વિષે ઇશ્વર સઘળો બંદોબસ્ત રાખેલો છે. તેવિજ રીતે એજ વૃક્ષના દૃષ્ટાંતથી કરવા ઇચ્છો તો શુ ન થઇ શકે? કારણ કે, બુદ્ધિરૂપી ઇશ્વરે જે માણસમાં ચૈતન્ય મુકેલું છે, તે કોઇ અજબએબજ છે. અને એ વડે તમે ધારો તો થઇ શકે, પોતાના દેશનો પુરૂષ જાતિ અને દેશના અભિમાન સહિત વિદ્યા, કળા અને હુન્નરમાં ઓછો ઉતરે નહીં પણ દાહાડે દીવસે ચઢતો જાય. પરન્તુ તેનું મૂળ દેશાભિમાનમા છુપી રહેલુંછે. તેને ઓળખવુ જોઇએ. જુઓ હજારો લાખો માણસો લડાઇના ભયકર મેદાનમાં કપાઇ જાય છે. એ પણ એક જાતના અભિમાનને માટે છે, શું આગળના વિદ્વાનો એવા અણસમજુ હતા? કે તેવિ રીતિએ વરતી ગયા અને યોગ્ય રસ્તાઓ બાંધી ગયા! ના તેમ ન હોતા. તે તો સમજુજ હતા માટે આપણને આગળના નિર્મળ મનના આર્ય લોકોના વિચારો વાજબી ન લાગે તો એમ જાણવું જોઇએ કે, આપણીજ બુદ્ધિમાં ફેરફાર રહે લોછે; અને આપણે બરાબર જાણી શકતા નથી. કોઇના મનમાં એમ શંકા આવે કે, હમેશાં સર્વ ઠેકાણે ઉદય અને અસ્ત થાજ કરેછે, માટે આપણા દેશ અને અભિમાનનો સર્વ રીતે અસ્ત થવાનો વખત છે તો તે તદન જુદું છે, કારણ કે, રાણી સરકારના હાથ નીચે રહેલા દેશને અને દેશના અભિમાનને જો મેળવતાં આવે તો જે વખત જાય છે, તે આપણા ઉદયનોજ વખત જાય છે, માટે જેટલો વખત ગયો, તેટલો તમારા લાભમાંથી ઓછો થયો, એમ સમજવું જોઇએ, માટે તમો તમારૂ કલ્યાણ કરવા જે પ્રયાસ કરશો તે સફળ થઇ શકે તેમ છે પરન્તુ એ સઘળુ બનવું સર્વના વિચારો અને સર્વની અકલ ઉપર આધાર રાખી રહેલુ છે. માટે સ્વજાતી ભાઇઓ

તમે જરા નિવૃત્તિનો આશ્રય કરી, સારાસાર વિચારશો તો તમારી મેળે તમે તમારી અજ્ઞાનતાને દેખી શકશો અને તમને સઘળું તરતજ જણાઈ આવશે. આપણે ઊંચામાં ઊંચી સ્થિતીના લોકોના વર્ગના છીએ તે જ્યારે સર્વ રીતે નિચી સ્થિતીમાં એટલે વિદ્યા, દ્રવ્ય, કળા, અને હુનરો આદીમાં પછાત રહીએ, ત્યાર એથી બીજું કયું નામોશી ભરેલું અને શરમ ઉપજાવનાર છે ? અને બિજાઓને હસાવનારૂં છે! જે લોકો તમારી રીતિ, તમારૂં દ્રવ્ય, તમારી વિદ્યા, અને તમારી કળા કૌશલ્ય પોતે સ્વાધીન કરી તમારી આગળની સ્થિતી કરતાં પણ ઊંચો દરજ્જો હાલ ભોગવે છે, તેઓની રીત ભાત, તેઓનું દ્રવ્ય, તેઓની વિદ્યા, અને તેઓની કળા કૌશલ્યતા જોઈને વર્ત્તમાન કાળમાં તમારે ક્ષોભ પામવો પડે એ થોડું નીચું જોવરાવનાર નથી! માટે આર્ય બાંધવો! એમ કરો કે, તમારી ગયેલી કળા કૌશલ્યતા જેની જેની પાસે હોય તેની તેની પાસેથી અક્કલ અને હુશીયારીથી સહુએ ગ્રહણ કરી લઈ પાછા તેવાને તેવા ચડિયાતા થાઓ તો સંતોષકારક ગણાય. સારૂં સારૂં ખાવામાં કે, ઈચ્છા મુજબ વરતવામાં કે, મોહેડેથી ખોટા ગપાટા મારવામાં જે કાળ ગુમાવો છો તે છોડી દ્યો, અને તમારા અંતઃકરણરૂપ રાજ્ય મંદીરમાં અભિમાનરૂપ રાજાની પ્રતિષ્ઠા કરો. અને તેની આજ્ઞા પ્રમાણે વરતો એટલે તેના પ્રતાપથી સઘળું બની શકશે. અને એમ બનશે ત્યારેજ તમે તમારી સંતોષકારક અસલ સ્થિતીને મેળવવાને યોગ્ય થશો. નક્કી સમજવું જોઈએ કે, જે બાબતનું પ્રયત્ન કરીએ તે બાબત પછી માણુસ જાતથી દુર રેહેતી નથી. ખરેખરૂં ધારોતો તે તમારૂં પોતાનુંજ કામછે, કારણ કે, જે દેશમાં તમે રહ્યા તે દેશ તમારોજ ગણાય. અને તે દેશમાં ઉત્પન્ન થનારા જાતિભાઈઓ પણ તમારા ભાઈઓ ગણાય. તમેજ જ્યારે તમારા કામમાં આળસુ થાઓ તો પછી તમારો અમુલ્ય લાભ તમને કેમ મળી શકે? માટે દૃઢ હિમતથી દેશના ભલાને માટે દેશાભિમાન લાવી કસકસાવીને કેડ બાંધવી જોઈએ. આપણે ઊંચી જાતિના અને ઊંચા દેશના આદમી થઈને આપણા નામને બટ્ટો બેસાડીએ એ ઘણુંજ ગેરવાજબી અને નુકસાનકારકછે, હાલ જે હાલતમાં આવી પડ્યા છીએ તે કરતાં પણ વધારે દુર્દશામાં આવી પડી દરીદ્રતાને ભોગવવાનો વખત આવી પડશે. માટે ઉતમછો, ત્યારે ઉત્તમ થાવું.

वनेपिसिंहामृगमांसभक्षिणो बुभुक्षितानैव तृणेचरंति ।
एवं कुलीनाव्यसनाभिभूता ननीचकर्माणिसमाचरंति ॥

મતલબ, મૃગનાં માંસને ખાનારા સાવજો ભુખે મરતા હોય, તો પણ કોઇ દીવસ ઘાસ ખાતા નથી, તેમ કુળવાન પુરૂષોને ઘણાં દુઃખોથી પરાભવ થાયછે, તોપણ તેઓ નીચ કામને કરતા નથી.

વાસ્તે કાયર થઇને પોતાનો આર્યમાર્ગે ચલાવાનો રસ્તો છોડીદેવો એ કાંઇ સારાં માણસનું કામ નથી. માટે તમો દેશ, અને દેશીઓના ભલાને માટે ભલું કરવાને ઉલટ લાવો, તેમાં કદી મોટાં મોટાં સંકટ આવી પડે તો પણ તેને સહન કરવા જોઇએ. કારણ કે, તેવિના ધારેલી મતલબ પાર પાડી શકાતિ નથી. જુઓને એક જંગલવાસી પ્રાણી સિંહ પણ પોતાના ટેક ઉપર રહીને ભુખે મરી જાયછે, તોપણ તે ઘાસને ખાવાની ઇચ્છા ન કરતાં મૃગાદીકનું માંસ મેળવવાને પ્રયત્ન કર્યા કરેછે. ત્યારે આપણને તો ઇશ્વરે બુદ્ધિવાન માણસની જાતમાં અને વર્ગમાં એટલે ઉચ્ચ વર્ણમાં અવતાર આપ્યોછે ત્યારે આપણું આપણે અભિમાન થા માટે વિસારી મુકવું!

માટે સુધરવાને ઇચ્છનારા ભાઇઓ! તમે કદી નિર્માલ્યતાને દૂર કરી તમારા નામને દિપાવવાને તન મન અને ધનથી મેહેનત કરો અને માનને લાયક થાઓ.

## માલિની વૃત.

અતિશય દુખિ થાતા લોકના શોક જાણી,
ફરિ ફરિ નવ આવે જન્મ આવો પ્રમાણી;
બહુ નબળિ દશામાં ડુબતો દેશ તારો.*
સુખ સહુ મળવાનો એક એ છે કિનારો. ૧
નિજ વડિલ તણી શા ટાળને કાં નમાવો?
પર હિત વિણ શાને દેહ હિરો ગુમાવો?
દુખરૂપ દરિયામાં ડુબતો દેશ તારો,
વખત ઉદયનો આ આવિયો છે તમારો. ૨ ક. દ.

---

* તારો કરો.

# हिंदुस्थानमां देशी राज्यो अंग्रेज सरकारने जे खंडणी आपे छे ए वगेरेनो जाणवाजोग हेवाल.

( આંધણ પેલા પુસ્તકના પૃષ્ઠ ૧૫૯ થી. )

## वडोदरा.

પશ્ચિમ હિંદુસ્થાનમાં આવેલાં હિંદુ રાજ્યોમાં વડોદરાનું રાજ્ય સર્વેથી મોટું નામીચું અને વિસ્તાર વાળું ગણાય છે. ત્યાં ગાયકવાડ મહારાજના વંશથી ઉતરેલા એક પછિ એક મહારાજાઓ રાજ કરતા આવ્યા છે. આ વંશનું મૂળ પ્રથમ દામાજી ગાયકવાડ નામના એક પ્રતાપી પુરૂષથી નં ખાએલું છે. ઈ. સ. ૧૭૦૮ માં જ્યારે મરેઠા મહારાજાઓના તખ્ત,સતારાની ગાદીએ શાહુ મહારાજનો અમલ ચાલતો હતો. ત્યારે તે વખતે તેમના લશ્કરમાં સેનાપતિની જગા ઉપર ખંડેરાવ દાભાડે કરીને એક જાણીતો પુરૂષ હતો. તેમનાથી બીજી પદ્વીએ દામાજી ગાયકવાડ કરીને સરદારીમાં હતા. તેમણે હિંમતમાં ઘણાં કામો કરવાથી તેમની હુશીયારીનાં કેટલાંક વખાણ ખંડેરાવ દાભાડેએ શાહુ મહારાજ પાસે કર્યા. તેથી શાહુ છત્રપતિની તેમના ઉપર અત્યંત પ્રસન્નતા થવાથી દામાજી ગાયકવાડને "समशेरबहादूर" એવો ઈલકાબ આપીને તેમનું ઘણુંજ માન વધાર્યું. જ્યારે ઈ. સ. ૧૭૨૧ માં ખંડેરાવ દાભાડે અને દામાજી ગાયકવાડ ગુજરી ગયા, ત્યારે ખંડેરાવ દાભાડેની જગા તેમના દિકરા ત્રિંબકરાવને મળી અને દામાજી ગાયકવાડને કાંઈ પ્રજા ન હોતી તેથી તેમના ભાઈ ઝીંગોજીરાવના દિકરા પીલાજીરાવને તેમની જગાએ ઠેરાવવામાં આવ્યા.

શાહુ મહારાજના મૂખ્ય પ્રધાનની જગાએ બાજીરાવ પેશવા કરીને હતા. તેમણે ગુજરાતમાં દાભાડેના કારભારમાં પગ ઘાલવા માંડ્યો; તેથી પેશવા અને દાભાડેને એક મોટિ લડાઈ ડભોઈ પાસે થઈ તેમાં પેશવાનો જય થયો.

ત્રિંબકરાવ ગુજરી ગયા ત્યારે તેમની જગા તેમના દિકરા જસવંતરાવને મળી પણ ઉમ્મર નાની હોવાથી, સેનાપતિનું કામ તેઓ મોટા થાય

જ્યાંહા સુધી પીલાજીરાવ કરે, એવું ઠરાવી પીલાજીરાવને સોપ્યું એ વખતથી "સેનાખાસખેલ" એ ઈલકાબ "સમશેરબહાદૂર" સાથે જોડાયો અને પછી "સેનાખાસખેલ સમશેરબહાદૂર" આ પ્રમાણે આખા ઈલકાબ-નુ માન તેમને મળ્યું. પેશવાએ ગુજરાતની ઉપજમાં પોતાનો અડધો હીસ્સો પીલાજીરાવ સાથે નક્કી કરી, ગુજરાતનો બધો રાજકારભાર પીલા-જીરાવના હાથમા સોપ્યો આ સમયે પીલાજીરાવનુ પ્રબળ ગુજરાતમાં ઘણું વધી પડ્યુ હતુ. તેથી દિલ્હીના પાદશાહે જોધપુરના મહારાજા અભેસિં-હજીને પોતાની તરફથી ગુજરાતમા સુબાની જગા ઉપર મોકલ્યો તેના જાગુમે ઈ. સ. ૧૭૩૨ માં પીલાજીરાવને ડાકોરમા* દગાથી મારી નાંખ્યા પી-લાજીરાવને ત્રણ દિકરા હતા. ૧ દામાજીરાવ ૨ જેસિંગરાવ. ૩ ખંડેરાવ તેમાંના પાટવી પુત્ર દામાજીએ વડોદરાનો રાજધાનીનુ મુળ રાખ્યું જેસિંહરાવને દિકરો હતો નહીં, પણ ખંડેરાવને દામાજીએ "હિંમત બહાદૂરનો" ઈલકાબ આપી કડી મહાલ સુપ્યો દામાજી રાવ ત્રણ રાણીઓ પરણ્યા હતા એકના કુંવર મુરારરાવ તથા માનાજી, એકના ગોવિંદરાવ અને એકના સિયાજીરાવ તથા ફત્તેસિંહ, એ રીતે પાંચ કુંવર હતા. સિયાજીરાવ જાતે સુસ્થિર સ્વભાવના હતા તેથી તેમની વતી ફત્તેસિંહ મહારાજ રાજ્યનુ કામકાજ કરતા હતા. એટલામા ગોવિંદરાવ મહારાજે પેશવા સરકાર પાસે ફરીયાદ કરીને ગાદીનો હક મેળવવા યત્ન કર્યો, તેથી રામશાસ્ત્રી કરીને જે ન્યાયાધિશ હતા તેમણે એવો હુકમ આપ્યો કે માટી રાણીના પુત્ર સિયાજીરાવ છે પણ ગોવિંદરાવનો જન્મ પહેલો થયો છે. માટે રાજ્ય ગાદી ગોવિંદરાવને મળવી જોઇએ. આમ ઠરાવી તેમને રાજ્ય સોપ્યું ગોવિંદરાવને ત્રણ પુત્ર હતા. આનંદરાવ ફત્તેસિંહરાવ તથા સિયા-જીરાવ આનંદરાવના વખતમા મલ્હારરાવના કડી પ્રગણાનું બંડ થયું હતું. તેનુ સમાધાન ગાયકવાડ મહારાજ તરફથી નહી થવાથી તેમજ પુનામા બા-જીરાવ પેશવાનો અમલ થયો કે એ રાજ્યની પણ સ્થિતી કંઇ સારી નહોતી તેથી કરીને આ બંડને શમાવવામા અંગ્રેજ સરકારની તેમાં મદદ મેળવી

* પીલાજીરાવનુ મર્ણ ડાકોરમાં આવા પ્રકારે થવાથી ગાયકવાડના વંશ જો અદ્યાપી સુધી પણ ડાકોર જતા નથી. એમ કહેવાય છે

પડીઅને તેમની તરફથી ઇ. સ. ૧૮૦૮ માં મેજર વાકર સાહેબે લશ્કર સાથે ચડાઇ કરીને બંડ શમાવી, મલ્હારરાવને* પકડી લીધા અને કેદ કરીને મુંબઇ તરફ મોકલાવ્યા હતા. આ કામના બદલામાં અંગ્રેજ સરકારને ગાયકવાડ મહારાજે લશ્કરની છાવણી રાખવાને માટે કેટલાંક પ્રગણાંની બક્ષીસ કરીને તેમ કરવાને પરવાનગી આપી. આનંદરાવ સને ૧૮૨૦ માં મર્ણ પામ્યા અને શિયાજીરાવ રાજગાદીઉપર આવ્યા† એ અર્સામા પેશવાઇ રાજ્ય ઇંગ્રેજ સરકારે લેઇ લીધું, અને એ સમયે અંગ્રેજ સરકાર અને ગાયકવાડ મહારાજ એ બંનેને પરસ્પર મુલકની વેંહેચણો થઈ અને બન્નેના ભાગ નક્કી થયા. શિયાજીરાવને ચાર દીકરીયો અને પાંચ પુત્ર હતા. તેમાં બે પુત્ર નાનપણમાંજ ગુજરી ગયા હતા અને બાકી ગણપતરાવ મહારાજ, ખંડેરાવ મહારાજ અને મલ્હારરાવ મહારાજ એ રીતે ત્રણ, તેમાંથી શિયાજી મહારાજની પછી ગણપતરાવ મહારાજ‡ અને ગણપતરાવ મહારાજની પછી ખંડેરાવ મહારાજ§ અને ત્યાર પછી મલ્હારરાવ મહારાજને ગાદી અનુક્રમે મળી. છેલ્લા મલ્હારરાવ મહારાજની વખતમાં આ રાજ્યની સ્થિતી વિષે એક ભારે પોકાર પ્રજામાં ઉઠયો હતો. વડોદરાની ગાદી ઉપર ઘણાજ મહારાજાઓ થઇ ગયા પણ મલ્હારરાવ મહારાજે આ રાજ્યની તવારીખને ઉઘાડી પાડવાનો જેટલો સબબ આપ્યો છે, તેટલો બીજા કોઇ એ રાજ્યના મહારાજાઓએ આપ્યો નથી.

મલ્હારરાવ ગાયકવાડની કેટલીક નઠારી વર્તણુક અને રાજ કાર-

---

* આ વખતથી વડોદરામાં અંગ્રેજ સરકારના લશ્કરસાથે, એક રેસીડેન્ટ રેહેવાનો ઠરાવ થયો અને પેહલવેલા રેસીડેન્ટના હોદ્દા ઉપર મેજર વાકર સાહેબ ત્યાં નિમાયા.

† વેણીરામભાઇ દિવાન જે થઇ ગયા તે તેમની વખતમાં હતા.

‡ ગણપતરાવ મહારાજ સને ૧૮૪૮ માં ગાદી નશીન થયા અને સને ૧૮૫૬ માં ગુજરી ગયા તેમના દીવાન ભાઉ ત્રાંબેકર હતા.

§ ખંડેરાવ મહારાજ તા. ૧૨ મી ડીસેંબર સને ૧૮૫૬ માં ગાદીએ બેઠા અને તા. ૨૮ મી નવેંબર સને ૧૮૭૦ માં ગુજરી ગયા. તેમના દિવાન ગોવિંદરાવ રાડાયા કરીને ઘણા હુશીયાર માણસ હતા. ત પછી ભાઉ સિંધિયાને દિવાનગીરી મળી હતી.

બાર ચલાવવાની બેઠી ગેતબાત, તેમજ કેટલાં એક કારણોને માટે એક વખત કમીશનથી તપાસ થઇ હતી. પણ બીજીવાર રેસીડેન્ટ કરનલ ફેરને ઝેર દેવાની વાત ઉડી તે સંબંધમાં મોટિ તપાસ ચાલી હતી. અને એક ખાસ મહારાણી સરકારતરફથી સને ૧૮૭૫ મા કમીશન નેમવામાં આવ્યુ હતુ.* આ કમીશનમાં તપાસને માટે મુખ્ય કમીશનરમાં કલકત્તાની હાઇ કોર્ટના માજી ચીફજસ્ટીસ સર રીચર્ડ કાઉચ સાહેબને ઠેરાવ્યા હતા અને એ શિવાય બીજા કમીશનરો મેલવીલ સાહેબ જે હાલ વડોદરામાં રેસીડેન્ટ છે, તે તથા સર રીચર્ડ મીડ સાહેબતથા દેશીયોમાં મહારાજા જીયાજીરાવ સિંધીયા જી. સી. એસ. આઇ. તથા જેપુરના મહારાજા રામસિંહજી જી. સી. એસ આઇ. અને ગ્વાલીયરના માજી પ્રતીનિધી સર દિનકરરાવ એઓને નેમવામાં આવ્યા હતા. આ કામનો મામલો ઘણોજ બારે થઇ પડયો હતો અને વિલાયતથી મોટો ખરચ કરીને મહારાજા મલ્હારરાવે પોતાના બચાવ સરૂ સારજંટ બેલેંટાઇન નામના હુશીયાર બારિસ્ટરને આ કમીશનની વખતે બોલાવ્યો હતો, તેમજ મુંબઇના કેટલાક વકિલ બારિસ્ટરોને પણ રોકયા હતા પણ છેવટે તેમને ગાદીએથી પદભ્રષ્ટ કરી રાજગાદી ઉપર એક જુવાન ગાયકવાડને મુકી કાઢી રાજ્યનો માલિક બનાવ્યોછે. અને તે હાલ ગાદી ઉપર છે.

મલ્હારરાવને લગતી એ ગડબડથી વડોદરાનું રાજ્ય અને તેનો ઇતીહાસ, દૂર તેમજ નજદીકના લોકોમાં એટલો તો જાણીતો થઇ ગયોછે કે, તે વીષે અતરે વધારે બોલવાની જરૂર નથી. આ રાજ્યની ગાદી ઉપર હાલ સિયાજીરાવ મહારાજા નામનો જે ગાયકવાડ રાજ કરે છે તે નાની ઉમ્મરનો છે. અને તેથી એ રાજની દેખરેખનું કામ ઘણું ખરૂં બ્રિટીશ સરકાર ચલાવે છે, સર ટી. માધવરાવ જેવા કામેલ પ્રધ-

* આ વખતે હિંદુસ્થાનના ગવરનર જનરલના અધીકાર ઉપર લાર્ડ નાર્થબ્રુક અને વડોદરાના રેસીડેન્ટના હોદ્દા ઉપર સર. લુઇસ પેલી નામનો અમલદાર હતો.

दप्रकृतिस्वरत्वेन सोः प्राप्तमुदात्तत्वं बाधित्वा गतिकार कोपपदात्कृत् । पा० ६।२।१३९। इत्युत्तरपदप्रकृति स्वरेण धातोरुदात्तत्वे प्राप्ते तदपवादत्वेन तादौ च निति कृत्यतौ ।पा०६।२।५०। इत्यनंतरस्य गतिसंज्ञस्य सोरेवोदात्तत्वेन भवितव्यं । तत्तु मन्क्तिन्व्याख्यानश यनासनस्थानयाजकादिक्रीताः पा० ६।२।१५१। इत्यु त्तरपदांतोदात्तत्वेन बाध्यते । तथा च सुहवा सुष्टुती हुवे। ऋ० वे०२।७।१५। तूर्णं चोदस्व सुष्टुतिं। ऋ० वे० ६।५।२५। यास्ते राके सुमतयः । ऋ० वे० २। ७।१५। इत्यादावंतोदात्तत्वमित्याहुः । यथा तु मन्क्ति न्नित्यादौ वृत्तावुक्त तथैव तन्न घटत इति लक्ष्यते ।तत्र हि कारकाद्दत्तश्रुतयोरेवाशिषि ।पा० ६।२।१४८। इ त्यतः कारकादित्यनुवृत्तेःपाणिनिकृतिरित्यादावेव मन् क्तिन्नित्यादिसूत्रमित्युक्त । कारकादित्येव प्रकृतिः प्र स्तुतिरिति प्रत्युदाहृतं । स्यादेतत् । स्तूयतेऽनयेति स्तुतिरिति क्तिना कारणभूतगीरभिधीयते । सुशब्देन च करणमेव विशेष्यते न धात्वर्थः ।तथा च सुष्टुतिरि त्यत्र सुशब्दः कारकपर एव भविष्यति। प्रकृतिः प्रस्तु तिरित्यादौ तु प्रशब्दो धात्वर्थं विशेषणमेवेति तत्प्रत्यु दाहरणोपपत्तिरिति ।न। एवं सति सुशब्दस्य क्रिया

योगाभावादुपसर्गाः क्रियायोगे । पा० १।४।५९। इ त्युक्ताऽउपसर्गसंज्ञा न स्यात्। तथा चोपसर्गात्सुनो तिसुवतीत्यादिना । पा० ८।३।६५। षत्वं न स्यात्। ननु क्तिना करणमभिधीयते । क्रियासाधनं च करणं। तथा च करणविशेषणस्यापि सुशब्दस्य करणांतर्गत क्रियायोगादुपसर्गता भविष्यतीति । न। तथा सति यत्क्रियायुक्तास्तंप्रत्युपसर्गसंज्ञका इति करोत्यर्थमेव प्रति सोरुपसर्गता न तु स्तुधात्वर्थं प्रतीत्यस्य षत्वं न स्यादेव । ननु स्तुधात्वर्थद्वारेव तत्करणस्य सुशब्दो विशेषणं भविष्यति । या हि शोभना स्तुतिस्तत्करणम पि शोभनमेवेति । एवं च स्तुधात्वर्थसंबंधात्तं प्रत्युपस र्गत्वेन षत्वमपि भविष्यतीति वृत्त्यविरोधेनैव मन्क्ति नादिसूत्रस्य सुष्टुतिशब्दोविषयो भविष्यति । प्रकृतिः प्रहृतिरित्यत्र भावे क्तिन्निति प्रत्युदाहृते इति । न । त त्र प्रशब्दस्य करणपरत्वं । करणे क्तिनुदाहरणेऽपि धात्वर्थमात्रविशेषणतैव विवक्षिता न तद्द्वारा प्रत्यया र्थविशेषणतापीति तत्प्रत्युदाहरणोपपत्तिरिति । सुष्टु तिरित्यत्र पुनः क्तिनभिधेयकरणपर्यंतं सुशब्दस्य व्या पार इत्युदाहरणतैव न प्रत्युदाहरणतेति । न । कि मत्र सुशब्दः श्रुत्यैव प्रकृतिप्रत्ययार्थोभयविशेषणपरः।

उत श्रुत्यैकं विशिनष्टि। अर्थादितरदिति। यदाप्युभयपरत्वं तदापि यौगपद्येन उत क्रमेणेति। आद्ये प्रति विशेष्यं विशेषणपदावृत्तिरिति प्रसंगः। द्वितीये विरम्य व्यापारापातः। न च शब्दबुद्धिकर्मणां विरम्य व्यापारः कस्यचिदृष्ट इष्टो वा। अतो न श्रुत्योभयपरत्वं। अथैकत्र श्रुत्या तात्पर्यं। अपरत्र त्वर्थादिति। तत्र धात्वर्थसंबंधस्यार्थिकत्वे षत्वासिद्धिः। प्रत्ययार्थसंबंधस्यार्थिकत्वे मंत्रक्तिन्नित्यादिस्वरासिद्धिः। आर्थिकेनापि कारकसंबंधेनोदाहरणत्वाभिधाने प्रकृतिः प्रस्तुतिरित्याद्युदाहरणं न स्यात्। श्रुत्या धात्वर्थमात्रसंबंधस्यापि प्रशब्दस्यार्थात्तत्करणसंबंधः केन वारयितुं शक्यत इत्येषा दिक्। अत इह प्रत्ययार्थमात्रसंबंधपरत्वांगीकारेण स्वरः सिध्यतु षत्वं तु छांदसमस्तु। शोभना स्तुतिर्यस्यामिति बहुव्रीहिर्वा भवतु। एवं च नञ्सुभ्यां। पा० ६।२।१७२। इत्यंतोदात्तं भविष्यति। अथवा सुष्टु स्तुवंतीति सुष्टुतय इति करणभूता ऋचः स्तुतिशब्देनोच्यंते। क्तिच्क्तौ च संज्ञायां। पा० ३।३।१७४। इति क्तिच्प्रत्यये सति चित्वादंतोदात्तता भविष्यति। न च करणभूतानामृचां कर्तृप्रत्ययेन क्तिचा कथमभिधानमिति। वाच्यं। काष्ठानि पचं

तीतिवत्तासामपि स्वव्यापारविवक्षया करणत्वोपप त्तेरिति ॥ ७ ॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

ते ते फळोने आपनारा बिजा देवोनी स्तुति करवा वास्ते जे उत्तम स्तोत्रो छे, ते सघळां स्तोत्रो वडे पण वज्रधारी इंद्रनी सारी स्तुति मने मळती नथी. ॥७॥

## भाष्यनो भावार्थ.

ते ते फळोने आपनारा बीजा देवोनी स्तुतीने माटे जे उत्तम स्तोत्रो छे, ते सघळां स्तोत्रो वडे पण वज्रयुक्त इंद्रनी जेवी जोइए तेवी सारी स्तुती मने मळती नथी. सारांश एके बिजा देवोनी स्तुतीने वास्ते जे उत्तम स्तोत्रो छे, ते समग्र पण इंद्रमां बीजा देवो करतां घणा गुणो होवाथी तेनी स्तुतीने वास्ते बस नथी. आ ऋचानु व्याख्यान यास्क मुनि नीचे प्रमाणे करे छे—(ते ते फळो) आपनारा (देवोनी) स्तुती वास्ते जे जे उत्तम स्तोत्रो छे, ते वडे वज्रधारी इंद्रनी स्तुतिनी समाप्तिने हुं मेळवतो नथी. ॥ ७ ॥

॥ अष्टमी मृचमाह ॥

वृषा यूथेव वंसगः कृष्टीरियर्त्योजसा ।
ईशानो अप्रतिष्कुतः ॥ ८ ॥

पदपाठः

वृषा । यूथाऽइव । वंसगः । कृष्टीः । इयर्ति ।
ओजसा । ईशानः । अप्रतिऽस्कुतः ॥ ८ ॥

## माधव भाष्यं.

वृषा कामानां वर्षितेंद्र ओजसा स्वकीयबलेनानुग्रहीतुं कृष्टीर्मनुष्यानियर्ति । प्राप्नोति । कीदृश इंद्रः । ईशानः । समर्थः । अप्रतिष्कुतः । प्रतिशब्दरहितः । याच्यमानं न परिहरतीत्यर्थः । इंद्रस्य दृष्टांतः । वंसगो वननीयगतिर्वृषभो यूथेव गोयूथानि यथा प्राप्नोति तद्वत् ॥ वृषा । कनिन्युवृषितक्षिराजिधन्विद्युप्रतिदिवः । उ० १।१५५। इति वर्षतेः कनिन्प्रत्ययः । कित्त्वाद्गुणाभावः । नित्त्वादाद्युदात्तः । यूथाऽइव । युवंति मिश्रीभवंतीति यूथानि । यु मिश्रणामिश्रयोः । तिथपृष्ठगूथयूथप्रोथाः । उ० २।१२। इति थप्रत्ययांतो निपातितः । निपातनाद्दीर्घत्वं । प्रत्ययस्वरेणाकार उदात्तः । शेश्छंदसि

वहुलमिति लुक् इवेन विभक्त्यलोपःपूर्वपदप्रकृतिस्वरत्त्वं च वक्तव्यं पा० २।२।१८।१०। इति समासेऽपि स एव स्वरः। वंसगः। पृष्टोदरादित्वादभिमतरूपस्वरसिद्धिः। पा० ६।३।१०९।कर्षतीति कृष्टयः। क्तिच्क्तौ च संज्ञायामिति क्तिच्। चित्त्वादंतोदात्तः। इयर्ति। ऋ सृ गतौ। तिप्। शपः श्लुः। श्लाविति द्विर्भावः। अभ्यासस्योरदत्वहलादिशेषौ पा० ७।४।६६।६०। अर्तिपिपर्त्योश्च। पा० ७।४।७७। इत्यकारस्यऽइकारः। अभ्यासस्यासवर्णे पा० ६।४।७८। इतीयङादेशः। अंगस्य गुणो रपरत्वं। ओजसा। उब्जेर्बले बलोपश्च। उ० ४।१९३ इत्यसुन्। तत्संन्नियोगेन बकारलोपः। लघूपधगुणः। नित्वादाद्युदात्तः। ईशानः। ईश ऐश्वर्ये। लटः शानच्। अदिप्रभृतिभ्यः शप इति शपो लुक्। चिदित्यंतोदात्तं बाधित्वानुदात्तेत्त्वाल्लसर्वधातुकानुदात्तत्वेन धातुस्वर एव शिष्यते। अप्रतिष्कुतः। अप्रतिशब्दितः। कु शब्दे कर्मणि क्तः। पारस्करादेराकृतिगणत्वात्सुडागमः। सुषामादित्वात्षत्वं नञसमासः। अव्ययपूर्वपदप्रकृतिस्वरत्वं ॥ ८ ॥

( गुजरातीमां. )

# मंत्रनो भावार्थ.

समर्थ, याचनाने भंग नहीं करनारा, तथा कामना

पूर्ण करनारा इंद्र जेम मनोहर गतिमान बळद, पोतानां टोळां पासे जाय छे तेम लोको पासे तेमने अनुग्रह करवा वास्ते जाय छे. ॥ ८ ॥

## भाष्यनो भावार्थ.

समर्थ, याचनाने भंग नहीं करनारा, तथा कामनाओने संपूर्ण करनारा इंद्र, जेम मनोहर बळद, पोतानां टोळां पासे जाय छे, तेम लोको पासे तेमनो अनुग्रह करवा वास्ते जाय छे. ॥ ८ ॥



नवमी मृचमाह.

य एकश्चर्षणीनां वसूनामिरज्यति ।
इंद्रः पंच क्षितीनां ॥ ९ ॥

पदपाठः

यः । एकः । चर्षणीनां । वसूनां । इरज्यति । इंद्रः । पंच । क्षितीनां ॥ ९ ॥

## माधव भाष्यं.

य इंद्रः स्वयमेक एव चर्षणीनां मनुष्याणामिरज्यति । ईष्टे । तथा वसूनां धनानामिरज्यति स इंद्रः पंच निषादपंचमानां क्षितीनां निवासार्हाणां वर्णाना

मनुग्रहीतीति शेषः ॥ एकः। इण् गतौ। इएभीकापा शल्यतिमर्चिभ्यः कन्। उ० ३। ४३। इति कन्। बाहुलकात्कलोपाभावः। नित्त्वादाद्युदात्तत्वं। चर्ष णीनां। प्रातिपदिकस्वरेणांतोदात्तः। अंतोदात्तादित्यनु वृत्तौ नामन्यतरस्यामिति विभक्तेरुदात्तत्वं। वसूनां। निदित्यनुवृत्तौ शृस्वृस्निहित्रप्यसिवसिहनिक्लिदिबंधि मनिभ्यश्च। उ० । १। १०। इत्युप्रत्ययः। नित्वादा द्युदात्तः। इरज्यति। कड्वादिष्विरज् ईर्ष्यायां। अत्रैश्व र्यार्थः। कंड्वादिभ्यो यक्। पा० ३। १। २७। प्रत्य यस्वरेणोदात्तः। पंच। पचि व्यक्तीकरणे। पंचेश्चेति कनिन्। नित्त्वादाद्युदात्तः। क्षितीनां। प्रातिपदिकस्व रेणांतोदात्तः। नामन्यतरस्यामिति विभक्तेरुदात्तत्वं॥ आश्विनं शंसिष्यन्निंद्रं वो विश्वतस्परीति जुहुयात्। संस्थितेष्वाश्विनाय स्तुवत इति खंडे बएमहांअसि सूर्येति द्वाभ्यामिंद्रं वो विश्वतस्परि। आ०। ६। ५। इति सूत्रितं ॥ चतुर्विंशेऽहनि प्रातःसवने ब्राह्मणाच्छं सिन इंद्रं वो विश्वतस्परीत्यारंभणीया। चतुर्विंश इत्युपक्रम्य ऋजुनीती नो वरुण इंद्रं वो विश्वतस्परि। आ०। ७। २। इति सूत्रितं। तामेतां दशमीमृच माह ॥ १ ॥

નિચે લખેલા સદ્‌ગૃહસ્થોના નાંણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|
| શેઠ કરશનદાસ માધવદાસ ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ઠાકરશી નારણજી ... . ... ... | ૧ | ૮ | ૦ |
| રા. રા. જીવણરામ પેહેલાભાઇ મુખ્યકારભારી સાહેબ કોટડા | ૦ | ૧૫ | ૦ |
| રા. રા રામરાવ સુખરાવ ... ... .. ... | ૦ | ૭ | ૬ |
| કવિ મોતિલાલ નાથજી ... ... ... ... | ૦ | ૧૨ | ૬ |
| રા. રા રણછોડલાલ કૃષ્ણલાલ રીડીંગ રૂમના સેક્રેટરી સાહેબ | ૧ | ૧ | ૬ |
| રા રા. જેશંકર નરસિંહરામ ... ... .. ... | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. દલપતરામ દયાશંકર ... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. પરમાનંદદાસ વૃંદાવનદાસ હા મે. આણંદજી વાહાલજી | ૧ | ૧૪ | ૦ |
| શેઠ તુળસીદાસ કરશનદાસ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ઠકર લક્ષ્મીદાસ હરિદાસ ... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| ઠકર જુઠા કાનજી ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ઠકર ગોવિંદજી સુંદરજી ... ... ... ... | ૨ | ૦ | ૦ |

## જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઈને કાંઈ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્ય ધર્મ પ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આ ચોપાનીયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ ૮ ૦ એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનીયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકેટો મોકલે તેમણે પોસ્ટની અડધા આનાવાળી મોકલવી.

જે ગ્રાહકો ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

---

## સૂચના.

આ ચોપાનિયાના સર્વે ગ્રાહકોને નમ્રતા પૂર્વક વિનંતી કરવામાં આવે છે કે, જે ગૃહસ્થોનું લવાજમ બાકી છે અને અમને મળ્યું નથી. તેમણે હવે કૃપાકરીને જલદી મોકલવું કેમ કે, જેથી અમને કાગળો લખવાની જરૂર પડે નહીં.

એડિટર.

---

## हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવો ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

## परचुरण.

### ललिता दुःखदर्शक नाटक.

રાજમાન રાજેશ્રી રણછોડભાઈ ઉદયરામનું રચેલું સદરહુ નાટક હમણાંજ ઉભી થયેલી ગુજરાતી નાટક મંડળીએ બહાર પાડ્યું છે. તે ઘણું કરૂણા રસવાળું સ્વાભાવોક્તી ભરેલું અને રૂવાટાં ઉભાં કરે એવું થાય છે. એ વખત જેનું ઘણું કઠણ હૃદય હોય તેપણ ગળી ગયા વગર રહે નહીં. એવું અનુભવથી જણાય છે. માટે સદ્ગૃહસ્થોએ અને કુળવાન સ્ત્રિયોએ એ અવશ્ય જોવા લાયક છે. જેથી એવાં દુઃખોનો આર્યલોકોને કોઈ દિવસ અનુભવ કરવો નહીં.

આ નાટક મંડળીને કેળવતાં રા. રા. રણછોડભાઈએ જેટલી જોઈએ તેટલી મેહેનત લીધીછે, અને એથીજ તે પોતાના વિચારોને પાર પાડી શકી છે.

એડિટર.

# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૬ ઠું. પોષ, સંવત ૧૯૩૪. અંક ૩ જો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

यौवनंधनसंपत्तिःप्रभुत्वमविवेकता

एकैकमप्यनर्थायकिमुयत्रचतुष्टय ॥ १ ॥

અર્થ—જુવાનીની અવસ્થા, નાણું મળવું, સમર્થપણું અથવા ઉપરીપણું, અને નિર્વિવેકપણું, એમાથી એક હોય તો પણ મોટું અનર્થ ઉત્પન્ન કરનારૂં છે, તો જ્યાં ચારે સાથે હોય ત્યાં તે શું ન કરે !

શ્લોકમાં કહેવા ચાહવાનો માહેતુ એક પણ અનર્થનું કારણ થઈ પડે છે માટે જેઓને તે પ્રાપ્ત થયું હોય તેણે વિચારવું જોઈએ કે જરા પણ અનર્થનો વખત આવે નહીં. તેમા પણ જેને યૌવન, ધન, પ્રભુપણું અને અવિવેકીપણું એ ચારે વાના હોય, તેણે તો અવશ્ય વિચારવું જોઈએ જેથી તે ચાર જાતના નિશામા કાંઈ પણ ખોટું કામ નહીં થઈ જતાં સારે રસ્તે ચલાય બધાં કરતા યૌવનને પ્રાપ્ત થતા પુરૂષોએ યાદ રાખવું કે, ઉપર કહેલા અનર્થકારક ચાર પદાર્થોમા યૌવન એ પહેલા નંબરનું છે માટે મુગ્ધ જનોએ તેને અવશ્ય જાણવી તેનાથી ન કરવાનું કાંઈ પણ કામ થઈ ન જાય તેને માટે ઘણીજ સંભાળ રાખવી અને બુદ્ધિના બળથી તેના ઝપાટામાં આવ્યા વિના ઉલટું તેને સન્માર્ગમાં જોડવું જેથી તે સર્વકામાં લેખાય

---

## आत्मबोध.

(पद धीमनाराणनुं.)

आतमरंग पतंगीरे, नजरात उडि जाते नहीं;



सगां सहोदर संगीरे, पाछळथी जसे तने पटकी. आत० टेक.
काची माटी तणो कुंभ आ काचो, तंतुना बांधेल तार,
पेसतां अंदर पाणीरे, मुरख गळी जशे मटकी. आत० १
घटमाळाथी घाट घडीने, घडी करी घडियाळ;
गमतां यंत्र अनुक्रमे गोठवी, चक्रथी चालती चाल,
कुदरति कळतो कटातांरे, अचानक गती जसे अटकी. आ० २
काया वाडी फलती करमातां, विखरातां नहीं वार,
काळ क्रूर तणा जतां करमां, लाग मळे न लगार;
पंजामां बिलाडीए पकडीरे, छछुंदर जसे क्यम छटकी. आ० ३
काच बिलोर तणो तन कूपो, पडी जतां परमाण,
फटकरी अफळाइने फुटतां, हरदम बनशे हाण;
सांपतां नव संधाशेरे, काच बिलोरनी कटकी. आ० ४
पाणि तणो पिंड आ परपोटो, मूरख मीथ्या मान,
झळक नीर समो झरी थाशे, पंथ पळाशे प्राण;
वांसेथी उडशे वानीरे, भवानी भमीश पछी भटकी. आ० ५

---

# वेदधर्मनी सर्वोत्कृष्ठ महत्ता विषे.

(સાંધણ પૃષ્ઠ ૧૯૨ થી.)

"माता पिता अने गुरुजन प्रत्ये."

જો આપણે આર્ય વંશીઓ છીએ એવિ જાતનું અભિમાન ધરાવી પોતે પોતાની ભેળેજ ધર્મને ઉત્તેજન આપવા ઇચ્છા રાખીએ તો હજારો ઉપાય મળિ આવે તેમ છે, પરંતુ—

किंकिनविस्मरंतीहमायामोहितचेतसः

અર્થ—માયામાં મોહ પામી ગયેલા પુરૂષો શું શું નથી ભુલતા ? મત-

સબબ કે, બધુ ભુલિ જાય છે હું કોણ? મારો ધર્મ શુ? મારે કેવિ રીતે વર્તવું જોઇયે? સંસાર સાગરની મુસાફરીમા પડ્યા પછી પરમેશ્વરના કયા હુકમો પાળવા જોઇયે? કરવાનુ અને ન કરવાનુ શુ છે? સારૂ અને નરૂં શું છે? અને કઈ બાબત ગ્રહણ કરવાની તથા કઇ મેલી દેવાની છે? ઇત્યાદિ વિષયોમાં અજાણપણાની માયા અથવા સ્ત્રી, છોકરાં ઘરબાર માલ ખજાનો મોટાં મોટાં સુખ મેળવવાની ઇચ્છાં ઇત્યાદીમા હું સુખી દુ ખી, હું કર્તા આ મારૂ, આ પારકું, એવિ હાવભાવથી ખરા કર્તવ્યના અજાણપણાની માયામાં મોહ પામેલાં (ખરા રસ્તાથી ચુકેલા અથવા બેભાન થઈ ગયેલાં) અંત કરણોથી માણસો શુ શુ નથી ભુલતા? મતલબ કે, બધુ ભુલિ જાયછે. જો કે, માયાના બંધનથી સદ્માર્ગ શોધવો ઘણો કઠણ છે. તો પણ ઇશ્વર એવા દયાળુ છે કે, તેણે આપણને માટે જાણી ગણીએ તો હજારો લાખો સાધનો આપેલા છે એ એક મોટો ફાયદો છે પણ તેને આપણે હાથે કરીને જવા દઇએ તેમા કોને દોષ દેવા જેવુ છે. હાથમા આવેલી સાકરને મુકીને ફોફસા લેવા જાય તો એથી બીજુ કયું બાળકપણુ!!! મહાસાગરમાં મુસાફરી કરતા વહાણમાથી સમુદ્રમા કુદી પડે એથી બીજી નુકસાનકારક કઇ વિકળતા? માટે અરે આર્ય વંશીઓ! તેમને ગમ પડે તેવિ રીતની વર્તણુક ઉપર ધીરે ધીરે ધ્યાન દો આપતા જાઓ. મહાભારતમા કહ્યુ છે કે,—

मातापित्रोर्गुरूणाचपूजाबहुमताभम

इहयुक्तोनरोलोकान्यशश्चमहदश्नुते

મતલબ માતા પિતા અને ગુરૂ જનોની પુજા મહા વખાણવા લાયક મને લાગે છે, કારણ તેની પુજા કરનાર પુરૂષ લોકોમા મોટા યશને મેળવે છે. જે માતા ગર્ભવાસમાં નવ મહીના સુધી ભાર ઉપાડી જન્મ આપે છે. ત્યાર પછી જે ભીના સુકામાંથી બચાવી દુ ખ મટાડે છે, જે તે પોતાના બાળકને થતું દુઃખ વખતે વખત પોતાને માથે ખમીને બાળકને સુખ કરવાને ઇચ્છે છે જે સારા માર્ગ બતાવવા અને સુખિયા કરવાને કાળજી રાખે છે, જે પોતાના બાળકની પીડા જલદી મટી જવાને કરતા એ

જેવાં ઓઝડો પોતાના પેટમાં ઘાલે છે, જે બાળકના બાળપણામાં તેની મા રખેને મારાં બાળકને કાંઈ દુઃખ થાશે; એવી ચિંતાથી જંપીને બેસતી નથી, અને નિરાંતથી અનાજ પણ ખાતી નથી, અને જે જીવતાં સુધી એક સરખા પ્રેમથી, બાળપણથી મોટી ઉમ્મરનાં થતાં બાળકોને જેમ સુખ થાય અને દુઃખો જાય તેવિ યોજના કર્યાં કરેછે; તેમજ પોતાના બાળકોને સારા ઉદયની વખતમાં અથવા કોઇ પડતી સ્થિતિમાં જોઇને જેના ખરા પ્રેમથી પોતાની આંખમાંથી હર્ષનાં અને ખેદનાં આંસુ પડેછે તે, માતાનો ઉપકાર કેમ ભુલવો જોઇએ? મનુષ્ય જન્મનાં તો શું પણ દેવતાના જન્મનાં સો વર્ષની આવરદા ભોગવિએ, તેટલા વખત સુધી તેના ગુણનો બદલો વાળ્યા કરીએ તો પણ તે વળી શકે નહીં ખરેખર એ માતા અને પિતાને, ઇશ્વરછે એવિ ભાવનાથી તેમના પ્રત્યે ભક્તિ રાખવી જોઇએ, જેમ સતી સ્ત્રીયોને પોતાનો પતિ એજ પરમેશ્વરછે' તે વિના બધું શુન્યછે. એમ જાણીને તેમને એક ભાવ અને ખરા અંતઃકરણથી સેવે છે તેજ તેઓનો ખરો ધર્મ છે: તેમજ પુત્રોનો ધર્મ માતપિતા વિષે છે. એ ઉત્તમ ધર્મ જ્યાં સુધી જે માબાપનાં છોકરાંએ જાણ્યો નથી તેઓએ કશો ધર્મ જાણ્યો નથી એમ બેધડક કહી શકાય છે.

માતા પિતાનો વિષય એક જુદોજ છે, એને અળગો રાખી સાસુ સસરા આદી માનવા લાયક માણસો પણ ગુરૂ જન લેખાય છે, પરંતુ ગુરૂ શબ્દ જે જ્ઞાનને આપનાર, વિદ્યા આપનાર, કળા કૌશલ્ય શિખવનાર, જનોઇ આપનાર અને છેવટ એકે બધી તરહેથી જ્ઞાનનો માર્ગ બતાવી હૃદયનું ચક્ષુ ઉઘાડે છે, તેને ગુરૂ કેહેવાય છે.

જુઓ મનુસ્મૃતિમાં કહેલું છે કે,—

निषेकादिनिकर्माणि यःकरोतियथाविधि
सभावयतिचान्नेनसविप्रोगुरुरुच्यते ॥ २ ॥

જે બ્રાહ્મણ ગર્ભાધાનાદિક સંસ્કારને વિધિ પ્રમાણે કરેછે અને જે અન્નવડે સંભાવના કરેછે તે ગુરૂ કેહેવાય છે. આવિ રીતનાં પ્રમાણથી

ધણી જાતના ગુરૂઓ પુજનીય છે. પરંતુ શિષ્યોને અવળે રસ્તે ચડાવી તેનું ધનદારાદીક સઘળું હરણ કરી પોતાને કૃતાર્થ માને એવા ઢોંગીઓને કદી પણ ગુરૂ કહિ શકાયજ નહીં. આ જગતમાં કાળે કરીને ઘણા પંથના આચાર્યો આચાર્યનાં શું લક્ષણ છે તે જાણ્યાવિના ગુરૂત્વપણાને ધારણ કરી પોતે પોતાને અને પોતાના ડંમડોળથી અંજાઇ ગયેલા શિષ્યોને બેય ભવના લાભમાંથી ચુકાવી નર્કના અધિકારી કરેછે, ગમે તેટલુ અભિમાન તેઓ રાખતા હોય તોપણ તે કદીપણ ગુરૂ કહેવાય નહીં. એવા-ઓનું પાસું પકડવાથી જેમ ગળે પાણો બાંધી સમુદ્રમાં તરવા પડિએ અને તે પાણાના ભારથી (ગુરૂત્વથી) બુડિ મરીએ તેમજ તે પોતાની મેળે ગુરૂત્વ ધરાવનારાઓથી ભવસાગરને તરતાં તેના ગુરૂ-ત્વથી બુડિ મરીએ એવા. એનામાં ચમત્કારછે માટે તેમને મેલીને શાસ્ત્રમાં કહેલા ગુરૂઓ અને ગુરૂજનો ઉપરજ અમારી પ્રેમછે એમ સર્વ જનોએ ધારવું જોઇએજ. જે શાસ્ત્રની અંદર વર્ણવેલાછે તેજ ગુરૂજ-નછે અને તેજ પરમેશ્વરની માફક પુજવા લાયકછે. જેને માતાપિતા અને ગુરૂજનમાં ખરો ભાવ અને ઇશ્વર બુદ્ધિ હોય તેને બીજા કોઇની પુજાની જરૂર પડતી નથી જુઓને શ્રવણ નામના પુરૂષે પોતાનાં વૃદ્ધ અને આંધળાં માબાપની કેવિ રીતે સેવા કરી-છે! પરમેશ્વર કરતાં પણ તેમાં તેની વધારે ભક્તિ હતી. પોતાના માબાપને ખવરાવ્યા વગર ખાધું નહીં. પાણી પાયા વગર પીધું નહીં. તેની આજ્ઞા વગર કાંઇ કર્યું નહીં. તેના મોઢામાંથી બોલ પડે તે ઝીલી લેવા અને ખભે કાવડમાં તેમને બેસાડીને તીર્થ યાત્રા કરાવવી. એ શું થોડું કહેવાય!! હાલના જમાનામાં કોણ એવો સદ્‌ગુણી છે, કે, ફક્ત એક વાક્યનું પણ ઉલંઘન નં કરતો હોય? આવિજ રીતે ગુરૂની સેવા કરનાર પણ જોતાં ઘણાએ જડી આવેછે. મર્યાદા પુરૂષોત્તમ રામચંદ્રજીએ પોતાના પિતા કરતાં પણ ગુરૂમાં વધારે ભક્તિ રાખી હતી અને પોતે રાજવંશી છતાં સાધારણ માણસની પેઠે કામ કરેલાં તેમ શ્રીકૃષ્ણ ભગવાને સાંદીપની ગુરૂની સારી સેવા બજાવી હતી એ તો ઇશ્વર હતા પણ લોકોને બતાવવાને આવે રસ્તે વર્ત્તિ ગયા છે. ત્યારે સર્વ

જનોએ એવા પુરૂષોના આચરણો જોઈને આંગણે આવેલી ગંગાની પેઠે માતા પિતા અને ગુરૂજનોની પુજા છે, તેનો લાભ લેવા શા માટે ચુકવું? જ્યારે નજરે દેખતા લાભને જાણતાં છતાં મુકી દઈએ ત્યારે એથી બીજું અજ્ઞાન કયું વધારે ગણાય? એ કાંઈ કહી શકાતું નથી. ચાલતા કળિયુગના જમાનામાં એવા પણ પડ્યા હશે કે, જે માબાપ એ કેવી ચીજ છે તે જાણતા પણ નહીં હોય, પોતાના માબાપને ક્લેશ ઉપજાવતા હશે, તીક્ષ્ણ બાણસરખાં વાક્યોથી તેમના હૃદયને તાપ ઉપજાવતા હશે, તેમની કલ્યાણકારક આજ્ઞાને સ્વપ્નમાં પણ માનતા નહીં હોય; અને જેમ બને તેમ દુઃખ દીધા કરતા હશે તે ત્યાં સુધી કે, એઓને પોતાનાં વેરી બરોબર ગણી પ્રહાર કરવાને પણ ચુકતા નહીં હોય. ઇશ્વરની માયા કેવિ છે, એ કાંઇ કહી શકાતુ નથી. કારણ કે, તેવિજ જાતનાં છોકરાં જ્યારે કાળના અને નસીબના યોગથી કોઈ પણ બાળકનાં માબાપ થતા હશે; ત્યારે પોતાને પેટ પડેલાં બાળકોને તેના જન્મ પછી મોટાં થાય ત્યારે દ્વેષ લાવતાં હશે, પોતાનો અર્થ નહીં સરતો હોય ત્યારે વઢતાં હશે, મારતાં હશે, ગાળો દેતાં હશે, ખાવાનું નહીં આપતાં હોય અને સર્વ રીતે તેને નુકસાન પોચાડી તેનાજ દોષ નજરે જોયા કરતાં હશે!! અરે, પણ એટલું નહીં હૃદયમાં વિચારતાં હોય કે, છોકરાં છોકરાં થાય પણ માવતર કમાવતર થાય તો સંસાર ચાલેજ નહીં. જે વખત માણસો પોત પોતાના મનમાં ગુણ દોષનો વિચાર કરે તે વખત જો તે માણસજ હોય તો ધીરે ધીરે દુર્ગુણ જવા માંડે છે, અને સદ્ગુણો આવવા માંડે છે. પણ પ્રથમ એ સમજવું એજ ઘણે દરજ્જે મુસ્કેલ છે. એવાં પણ વખતે હશે કે, જેમણે પોતાનું ઘર ઉઘાડું રાખ્યું હોય, દીકરા કરતાં પણ વધારે માયા રાખતાં હોય, અને જે પોતાના સુખ દુઃખની વખતે સંબંધને લીધે સુખ દુઃખને પામતાં હોય એવાં સાસુ સસરાને માન આપવું તો આઘુ રહ્યું પણ તેની સાથે વેર બાંધીને બેસતા હશે. પણ એમ નહીં વિચારતા હોય કે, શાસ્ત્ર રીતિથી તે માનવા લાયક છે. અને સંબંધીની રીતીએથી તેઓનો પાડ માનવા જોઈએ તેવાં

છે. આવિ જાતની જે જે શંકાઓ થાય છે, તેવિ જાતના અધર્મો કદી સમૂળા આપણા આર્ય લોકોમાં ન હોય તો એ જેવું એકે બીજું ખુશી-કારક નથી. અને કદી તેમ હોય તો એ જેવું બીજુ એકે, ખેદકારક નથી માટે બનતાં સુધી આર્યનુ અભિમાન ધરાવનારા પુરૂષોએ, માતાપિતા અને ગુરૂજન વિષે ઉત્તમ અને સેહેલા ધર્મને વધારે ઉત્તેજન આપવુ જોઇએ એ ખરા ધર્મને ઉત્તેજન મળ્યુ કે, ઈશ્વર પુજનની બરોબર ફળ આપનાર છે, એમાં કાંઇ સંદેહ નથી અમારી પણ દીન દયાળ પરમેશ્વર પાસે એવિ જાતની માગણી છે કે, તેવા સધળા ધર્મનો વિશેષ પ્રકાશ થાય અને અધર્મનો નાશ થાય જેથી બધુ આપણે સંપાદન કરી શકયા એમ કેહેવાને કશો વાધો રહી શકતો નથી. (અપુર્ણ)

---

# આપણું હાલનું કેળવણી ખાતું.

દેશીઓની માફક અગ્રેજો પણ ભુલ કરે છે ખરા અને તેથી તેમની અંગ્રેજી કેહેવત (Man is liable to err) પ્રમાણે માણસ ભુલ કરેછે. તે ખરી પડે છે, નહીં તો કોણ નથી જાણતુ કે, આપણા કેળવણી ખાતામાં ઉપરી અગ્રેજો છે? આપણા લોકો તો હાલમા મનની કેળવણી પોતાનાં છોકરાને આપવા લાગ્યા છે, પણ વિદ્વાન અગ્રેજો તો પોતાનાં છોકરાને મન અને તનની બને કેળવણી સાથેજ આપે છે, તેની સાથે વળી બીજી પણ કેળવણી આપવામાં તેઓ પછાડી રેહેતા નથી. એમ જેઓને કરવાનો શોખ હશે તેઓ અનુભવથી કહી શકશે. કેમકે, તેઓએ વારંવાર અંગ્રેજોનાં નાનાં છોકરાં કે, જેમને પુરૂ બોલતાં કે ચાલતાં પણ નહીં આવડતું હોય, તેમને તરેહવાર જાતની બેઠકો સહિત ઘોડાઉપર બેઠેલાં જોયાં હશે અને ચાલતાં આવડતા છોકરાંને દરીઆ કિનારે કે એવીજ બીજી ખુલ્લી હવાની જગાએ માંહોમાંહી તરેહવાર અંગ મેહેનત કરતા જોયાં હશે તો આપણા દેશીઓએ શા સારૂ પછાડી રેહેવું જોઇએ! તેનો વિચાર અમારા મનમા આવી શકતો નથી. શાણા અંગ્રેજો પોતાનાં છોકરાં સારૂં આટલા ચાલાક રેહે છે, તો દેશીઓના છોકરાં સારૂ શા

સારૂં બેદરકાર રેહેતા હશે ? તેઓ નથી જાણતા કે, મન, તનની કેળવણી સાથે કેટલો આધાર રાખે છે ? જાણતા તો હશેજ કેમકે, નહીં તો ઇગ્લાંડમાં દરેક સ્કુલ અને કોલેજ સાથે કસરત શાળા રાખી શું કરવા તેમાં બીજાં લેશનોની માફક કસરતનો કલાક જુદો નીમવામાં આવે ? હવે જો આ વાત ખરી ઠરે તો પછી જેઓએ એવી રીતે તન અને મનને સાથે કેળવણી આપેલી એવા કેળવણી ખાતાના અનુભવી ઉપરીઓ તેવી રીતની સગવડ અહીં દેશીઓને માટે કરવામાં શા સારૂં ભુલ કરે ? તે કહી શકાતુ નથી. તેમની મરજી શું એવી હશે કે દેશીઓને મન કેળવણી આપવી પણ તન કેળવણી આપવી નહીં ? પણ એમ તો હોય નહીં. પછી તો કોણ જાણે. અમારા ગ્યાની અંગ્રેજો ચોપડીઓમાં લખી ગયા છે કે, છોકરૂં જ્યારે સાત વર્ષનું થાયછે ત્યારે તેનું મન ખીલવા માંડેછે; અને ત્યાર બાદ તેના મનને કેળવણીમાં તેઓ નાંખે છે તો તેમ અમારા દેશીઓ કરતાં ક્યારે શીખશે ? તે જાણવું જરૂરનું છે; પણ જો તે બાબત વિચાર કરીએ છીએ તો માલમ પડેછે કે, હાલમાં હિંદુસ્તાનની સાથે તેની રૈયત પણ એટલી તો કંગાલ થઇ ગઇ છે કે, દરેક માબાપ મનમાં એમજ સમજે છે કે, ક્યારે છોકરો જલદી ભણી કમાતો થાય અને આપણને સુખી કરે, તેથી બીચારાં તેવી ઉમેદમાં છોકરૂં જરા બોલતું ચાલતું થયું કે, તરતજ ગામઠી મેહેતાજીઓની નિશાળે આંક ભણવા મુકે કે જ્યાં છોકરાંની કોઈ પણ માવજત લેવાય નહીં, કારણ મેહેતાજી બીચારો કમાવા આવ્યો હોય તે કોઇના એટલાં ઉપર તેના છોકરાને ભણાવાનું કબુલ કરી કે પછી થોડું ઘણું ભાડું આપી નિશાળ માંડે અને ઓટલો એટલે જમીન તો પથર કે, કોબાની હોયજ તેમાં વળી અમારા હિંદુઓના છોકરા નાંનપણમાં માત્ર અંગરખુજ પેહેરે અને તે જલદી મેલું ન થવાની લાહે માબાપે ઉચું તો બાંધ્યુ હોયજ તેવી અવસ્થામાં નાગાં નાગાં નિશાળે જાય તો ત્યાં ઉપર કહેલી જગામાં બેસવાનું હોય એટલે શરદી થતાં વાર શી ? તેમાં જો ભોગજોગે છોકરૂં માંદુ ગયુ હોય અને વરસાદના દહાડા હોય તો એક તો પલળેલું હોય અને છોકરાંના જ આવથી ભીનાશવાળી જગામાં મેહેતાજી કેહેશે બેશ કેમકે, જગા નાંના

અને છોકરાં વધારે પછી શું કરે ? ઓછા ભાડાની અને ઓરડો, એટલે કહેવુંજ શું ? અને પછી છોકરૂ માંદુ પડે તેમાં નવાઈ શી ? પણ જો આટલેથીજ પતતું હોય તો ઠીક. પરંતુ હજુ ક્યાં ? સવારના ૭ વાગતાં જવું તેમાં કલાકની રજા ખાવાને બાર વાગે મળે તેજ માફ બાકી પાછા જમીને આવવું પડે તે છેક સાંજના ૭ વાગ્યા સુધી ભોળાં બાપારા માબાપ મારા દરજ્જાની અને સગવડ વાળી સ્કુલ કરતાં ઓછું બાણામણ બેસે એટલે છોકરાની દરકાર કર્યા વગરજ તેવી ગામઠી નિશાળો-માં મોકલે અને છોકરૂં બીચારૂ જો કોઈ દિવસ મારા જીવને સારૂં નથી કહી ઘેર રહે તો તેને નિશાળે જવાનુ મન નથી, કહી પરાણે પણ તેવે ઠેકાણે મુકી આવે એટલે તનદુરસ્તીમાં ઉલટો વધારે બગાડો થાય અમારે આ ઠેકાણે જણાવવુ જોઈએ કે, એકલી ગામઠી નિશાળોમા આમ થાય છે, તેમ નથી પણ કેટલીક બીજી ખાંનગી નિકળેલી સ્કુલોમાં પણ તેમજ થાય છે, અને તેને અમારા અજ્ઞાની બંધુઓ મદદ આપ્યા વગર રેહેતા નથી આવી સ્કુલોનો મોટો નિયમ એજ હોય છે કે, જેમ બને તેમ છોકરાંનાં માબાપને રાજી રાખવાં અને તેઓને આડુ અવળુ સમજાવી છોકરાં વધારવાં કે, જેથા પોતાને વધારે પૈસા મળે, જેથી પેલાને બિચારાને જઈને સમજાવે કે, જુઓ સરકારી સ્કુલમાં છોકરાંની માસ્તરો બ-રોબર દરકાર રાખતા નથી. છોકરૂં ત્યા વનેચર થઈ જાય છે, મરજી પ્રમાણે કરે છે, અને અમારે ત્યાંથી તો તમને ત્રણ ત્રણ મહીને છોકરાંના અભ્યાસનો રીપોર્ટ મોકલવામાં આવશે અને તે શીવાય જો આપ સવારના અથવા સાંજના છોકરાંને મોકલશો તો ત્યાં અમારો માસ્તર રેહે છે તે તેનું લેસન પણ કરાવરાવશે અને ત્રણ મહીનામાં આપને અભ્યાસની ખબર પડશે આવી આવી વાતોથી બીચારાં ભોળા દીલનાં માબાપ ભોળ-વાઈ જઈ પોતાનાં છોકરાં ઘરમાં કંટાળો ન આપે એટલા સારૂં માસ્તરને કેહેશે કે માસ્તર સાહેબ ! આજે સવારથીજ મોકલીશુ અને એને તમે નવ વાગતાં ખાવાની રજા આપજો સાંજના ૭ વાગે ત્યારે ઘેર મોકલજો, બાકી લેસન ત્યાંજ કરાવજો, આપનો મોટો ઉપકાર થશે, અમો તમોને આટલા રૂપીઆ પગાર આપીશુ માસ્તર કેહેશે બહુ સારૂ, એમ કરી લઈ જાય અને

બીજાં તેવાં છોકરાં હોય તેમની ભેગાં તેને બેસાડી કેહેશે તું તારૂં લેસન વાંચજે હું હમણાં આવીને લઉછું, એમ કહી ઉપર રેહેતા હોય ત્યાં જાય તે દસ વાગ્યે નિચે ઉતરે તેટલામાં જો કોઇએ મસ્તી તોફાન કર્યું અને ઉપરથી ધાંટો કાઢતાં છતાં ન માન્યું તો હાથ ત્રણેક લાંબી નેતર લઇ ઉતરે નિચે, અને ન જુએ ગુનેગાર કે, ન જુએ બીન ગુનેગાર "છીંડે ચઢ્યો તે ચોર" કરી ક્યાં મારૂંછું કે, ક્યાં વાગશે તેનો વિચાર કર્યા કારવ્યા વગર દસ બાર ખેંચી કાઢે પછી વાંકની તપાસ. પણ તે વખત તો કસાઇની પેઠે આંખો મીચી દેવાજ માંડે, જોઇએ તો છોકરાની આંખ ફુટો કે, જોઇએ તો ચામડી જાઓ તેની તેમને તે વખત દરકાર નહીં, પછી જો કોઇનાં માબાપ સારાં હોય અને ઠપકો આપે તો પસ્તાઇ માફ માગે પણ પેહેલાં વગર વિચાર્યે ખેંચી કાઢે તે વાત ખરી. હવે હમો ખાનગી સ્કુલો વિષે આટલું બોલી સરકારી સ્કુલમાં ચાલતું કેટલુંક અંધેર અજવાળામાં લાવી છેવટ અમારો વિષય બંધ કરતાં પેહેલાં કેળવણી ખાતામાં ખામીઓ બતાવીશું. જે લોકોએ સરકારી સ્કુલોમાં અભ્યાસ કર્યો હશે અને છોકરાંને કરાવ્યો હશે તેઓ જાણતા હશે કે, ત્યાં કેવું ચાલે છે, છોકરાં સ્કુલના વખતે ત્યાં જાય તો માસ્તર આવ્યાજ ન હોય એટલે નજરમાં આવે તેમ કરે કોઇ અટકાવનાર નહીં; કેમકે, પેહેલા કલાસનાં છોકરાં એટલે બીજા માસ્તરોને ગાંઠેજ શાંના. કારણ કે, ઉપરી મેહેતાજીએ બીજાઓને ગાંઠવાની ટેવ પાડી હોય ત્યાર કેની ? અને જ્યારે ઉપરી એમ વખતસર ન આવે ત્યારે બીજા માસ્તરોને પણ તેમ કરવાનું સુઝેજ. તેમાં નવાઇ જેવું નથી અને તેમ થાય એટલે કામ શાંનું બરોબર ચાલે! અને કામ નચાલે ત્યારે છોકરાંઓને લેસન કરવાનું પણ શાંનુ મન થાય! એટલે આળસુ થાય તેમાંથી નવાઇ ? પણ આળસ પાછી આગળ પરિક્ષા વખત નડે એટલે સમજુ તો પોતેજ પોતાના કલાસના સ્ટેન્ડર્ડ પ્રમાણે લેસન કરે પણ જે નાંનાં અને કાચી સમજણનાં છોકરાં હોય તેમને બળાત્કારે કરાવવું પડે. નહીં તો પાછા કેળવણી ખાતાના ધારા પ્રમાણે વર્ગ બરોબર ન ઉતરે તો માસ્તરના ભોગ. માટે માસ્તર પોતાનો કલાસ સારો ઉતારવા સારૂ તેની પાછળ મચે; ન જુએ રાત કે ન જુએ દહાડો ન જુએ તેહેવાર કે ન જુએ

આડો દહાડો. છોકરાંઓને બોલાવીને વર્ગનું આપેલું બધું લેસન પુરૂં કરાવવાની વાત. છોકરાએ ખાધુ હોય કે ભુખ્યાં હોય તેની તેમને દરકાર નહીં, સ્કુલમાં આવ્યેથી અને આપેલું લેસન કર્યેથી છુટકો તે શિવાય નહીં. છોકરાં બિચારાં માસ્તર સવારના બોલાવે તો ભુખ્યાં જાય પણ નિર્દય માસ્તરોને પોતાના સ્વાર્થને અર્થે દયા ન આવે કે, આ છોકરાં સવારના પોહોરમાં આવ્યાં છે તો ખાધુ ક્યાંથી હશે, માટે લાવ જરા વહેલાં મુકું તો ખાઇ ક્લાસમાં આવે પણ તે તો મળે નહીં, જોઇએ તેટલા વાગો, રજાની વાત નહીં હવે જો છોકરો દશ વાગ્યે ખાવા આવે તો નંબર જાય અને નંબર ગયો કે, નામ નિચે આવે અને નામ નિચે આવ્યું કે, હુશીઆરી ઉપર પાણી ફરે તો પછી પ્રોમોશનની આશા ક્યાંથી! અને ત્યારે પ્રોમોશન ન મળે ત્યારે બીચારાની રાત દહાડો મેહેનત કરેલી બધી ફોગટ જાય અને સાથે માસ્તરનું પણ ઉંધુ વળે કેમકે, તેણે પણ તેની સાથે પોતાની ગાંઠનું તેલ બાળી રાત વેઠી હોય. હવે જો આ બધી બાબત ધ્યાનમાં લઇ વિચાર કરીએ છીએ તો સરકારી સ્કુલ માસ્તરોને છોકરાંઓને સવાર સાંજ બોલાવી મેહેનત કરાવવાનું કાંઇ પણ કારણ નથી, અને જો કારણ બતાવતા હોય કે, સ્ટેન્ડર્ડ (ધોરણો) ભારે અને વખત થોડો તેથી નીમેલ વખતે નીમેલાં પુસ્તકોનાં નીમેલાં પાંના પુરા થઇ શકતાં નથી તેથી તેમ કરવુ પડે છે, તો તેવાં નીમાતી વખતે તેઓએ તકરાર કરવી તે તેમની ફરજ છે કેમકે, છોકરાંઓની તરફથી બોલવાનો તેમનો હક છે, અને જો તે તેમનો તેવો હક બજાવી તેવાં પાંનાંને નીમનાર ઉપરીને જાહેર કરે તો અમે નથી ધારતા કે, ઉપરી તેમના બોલવા ઉપર ધ્યાન ન આપી પોતાનું ફાવતુ કરે અને જો કદાચ તેઓ (માસ્તરો) પોતાના બચાવમાં તેવું કાંઇ ન જણાવતા હોય તો નીમેલા વખતમાં નીમેલાં ધોરણના, નીમેલાં પુસ્તકો-નાં નીમેલાં પાંનાં પુરા ન થવામાં તેમની આળસ જણાઇ આવે છે કેમકે, તે શિવાય બીજુ કાંઇજ નહીં, તેઓ કદાચ છોકરાંઓનો વાંક કાઢે તો તે ખોટો છે, કારણ કે, આખા વર્ગમાં બહુ તો બે ત્રણ છોકરા આળસુ હોય કે, જેઓ પોતાનો પાઠ કરીને ન લાવી શકે હવે જો કદાચ માસ્તરોની આળસથી બિચારા મેહેનતુ છોકરાંઓને આટલુ ખમવું પડતુ હોય તો તેની

દાદ તેમણે ઉપરી પાસેથી મેળવવી જોઇએ પણ તેમ કરતાં તેમનાજ ભોગ. તેઓ બિચારા ડરે કારણ કે, પેલા દક્ષિણ કોલિજના વિદ્યાર્થીઓના જેવા હાલ થાય તો વળી નાહક માર્યા જાય માટે "ચોરની માકોડીમાં મોં ઘાલી રૂવે" એવું તેમને બિચારાઓને થાય પોતાની દાદ ક્યાં મેળવવી તે તેમને ખબર પડતી નથી, ત્યારે લાચારીએ મુગે મોંઢે બધું ખમે છે. હવે અમો આપણા કેળવણી ખાતામાં જે ખામીઓ અમારી નજરમાં આવે છે તે દરસાવી અમારો આ વિષય બંધ કરીએ છીએ. આપણે અગાઉના કેળવાયલા સખસોને પુછીશું તો તેઓ સાફ કેહેશે કે, અમારા વારામાં ચાલતી બુકોની બરાબરી તમારી હાલની બુકો કરી શકશે નહીં, શું તે વખતની બુકો અને તેમાંનાં નિતી અને જ્ઞાન સંબંધી લખાણો? તો હવે અમારે આપણા કેળવણી ખાતાના ઉપરીને પુછવાનું કે, અગાઉની તેવી બુકો કાઢી નાંખી હાલમાં નવી નવી દાખલ કરવાનું શું ગુપ્ત કારણ છે? તે જણાવશો? અમારા આ સવાલ ઉપરથી એમ ન માનવું કે, અમારો વિચાર બધો જુનીજ બુકો રાખી નવી કાઢી નાંખવાનો છે, તોપણ એટલું તો ખરૂં કે, જો જુની એવી વખાણવા જેવી ચોપડીઓ હોય તો તે કાઢી નાંખી તેને બદલે નવી દાખલ કરવાનો અમારો વિચાર નહીં; કારણ કે, ન્યાયની નજરે જોશો તો એવી સારી ચોપડીઓ કાઢી નાંખી પોતાના લાગતા વળગતાઓને ખુશી કરવા તેમનાં પુસ્તક જો કે, દાખલ કરવા જેવાં ન હોય તો પણ કેળવણી ખાતામાં દાખલ કરવાં એ ઉલટું કેહેવાય. માટે જો જુનાં પુસ્તકો સારાં હોય તો તે રાખી બીજાં નવાં જો તેનાથી ઉતરતાં હોય તો દાખલ ન કરવાં એ ઉત્તમ છે. જો ઉપર બતાવ્યું તેમ માસ્તરોની ગફલતીથી છોકરાઓને સોસવું પડતું હોય તો તેવાઓને દુર કરવા એ ઉપરીનો ધર્મ છે તે બજાવવામાં કદાચ પોતાના વાલેશરી મેહેતાજીને માઠું લાગે તેની દરકાર કરવી ન જોઇએ કારણ સોના કરતાં એકને નુકશાન થતું હોય તે વધારે સારૂં હાલમાં ધોરણોમાં દિનપર દીન વધારો થતો જાય છે તેનો અટકાવ થાય તો વધારે સારૂં કારણ કે આવાં ભાર ધોરણોથી તેની સાથે તન કેળવણી ન હોવાથી છોકરાઓનાં મન ખરાબ થાય છે, માટે કાં તો ધોરણ બદલવાં જોઇએ યાતો તેની સાથે છોકરાંઓને તન કેળવણી આપવી જોઇએ કે,

જેથી તન અને મન સરખી રીતે ખીલે કદાચ તન કેળવણીનો વધારો દરેક શાળા સાથે કરવાને નાંણાની જરૂર હોય તો તે માયાળુ સરકારને અરજ કર્યેથી ના કહે તેમ નથી, અગર બીજું નકામું ખરચ કેટલાંક ખાતાંમાં હોય છે, તે ઓછું કરવેથી પણ તેવું નભી શકે તેમ છે માટે તે ઓછું કરી બચાવના પૈસાથી તન કેળવણીને સારૂં દરેક શાળા સાથે કસરત શાળા ઉઘાડવામાં કામે લગાડવા અને તેમાં દરેક છોકરાને કસરત કરવાની ફરજ પાડવી પણ જો બીજા પાઠની માફક તેનો પણ "ટાઇમટેબલ" માં વખત રાખ્યો હોય કે, આટલાથી આટલા વાગ્યા સુધી કસરત કરવી તો પછી ફરજ પાડવાની જરૂર પડશે નહીં. સરકારી કોઇ કોઇ હાઈસ્કૂલોમા કસરત શાળા હોય છે પણ તેનો ઉપયોગ થતો નથી તે કરવાની ફરજ પાડવી જોઇએ. હવે કદાચ કસરતના જવાબમા એમ જણાવામાં આવે કે, તેમ કરવાને અડચણ નથી પણ દરેક સ્કુલ સાથે કસરત શાળા જોડતાં ખરચ વધી જાય કારણ કે તેને સારૂ નવો માસ્તર રાખવો જોઇએ અને વળી કોઇ ઠેકાણે તો માસ્તર મળે પણ નહીં, તો તેના જવાબમાં એટલું બસ છે કે ટ્રેનીંગ કાલેજમાથી માસ્તરો બીજી સ્કુલોમાં મોકલવામાં આવે છે તો એક કસરત શાળા ત્યાં સ્થાપવી જરૂરની છે, અને જેમ કોલેજમાં માસ્તરપણું શીખવવામા આવે છે તેમ અહીં કસરત શીખવવામાં આવે તો પછી તેવા માસ્તરનાં હાથ નીચેની સ્કુલમાં તેજ પોતે છોકરાઓને એક કલાક કસરત કરાવ્યાથી તેમને કાંઈ વધારે કરવું પડે તેમ નથી, કેમકે તેમ કરવાથી તેમના આખા દહાડાથી થાકી ગયલા મનને તન કસરતથી આરામ મળશે બાકી અલબત બિજી ઘણી ખરી ઇંગ્રેજી સ્કુલો જ્યાં હાલ માત્ર મનનીજ કેળવણી અપાય છે, ત્યાં તન કેળવણીની શાળા સ્થાપતાં ખર્ચ તો થાય તેમાં નવાઇ નથી, પણ જે રૈયત ઉપર આટલી રેહેમ કરી મન કેળવણી આપવાને આટલો મોટો ખર્ચ કરે છે તે તન કેળવણી પાછળ તેથી ઘણોજ થોડો ખર્ચ કરવાને ના પાડે એ માનવામાં આવતું નથી, માટે અમે અમારા કેળવણી ખાતાનાં ઉપરીઓને તે બાબત વડી સરકારને લખવા ભલામણ કરીએ છીએ અને જગાની તંગાશને લીધે અમારો આ વિષય આટલેથી અટકાવતા

એક અગત્યની બાબત ઉપર તેમનું ધ્યાન ખેંચવા માગીએ છીએ તે એ છે કે અમો ઉપર કહી ગયા તેવી સ્કુલો કાં તો તેમણે પોતાની દેખરેખ નીચે લેવી અગર તો સરકારમાં લખાણ કરી તદ્દન બંધ કરાવવી કે જેથી છોકરાંના હકમાં ફાયદો થાય અને તે સાથે તેમનો પણ એટલો નિયમ રાખવો જોઇએ કે કોઇપણ સાત વર્ષની અંદરની ઉમ્મરના છોકરાને નિશાળમાં દાખલ કરવો નહીં, શાથી કે અમારા અજ્ઞાન લોકો પોતાની અણસમજણને લીધે છોકરાનું મન ખીલતા પેહેલાંજ તેને નિશાળમાં ઘાલે છે. માટે તે બાબત જ્યાં સુધી તેમની (કેળવણી ખાતાવાળાઓ) તરફથી બંદોબસ્ત નહીં થાય ત્યાં સુધી તેઓ અટકશે નહીં, વાસ્તે અમો આશા રાખીએ છીએ કે હાલના તેમના ઉગતા જુવાનીયાઓના શરીરની તરફ નજર કરી તેમને સારી હાલતમાં લાવવા સારૂં જરૂર ઉપર મુજબ કરવાને વિલંબ કરશે નહીં. કોણ નહીં કેહે કે હાલના જુવાનીયાઓનાં શરીર જે આપણે આટલાં દુર્બળ જોઇએ છીએ તેનું મોટું કારણ હદ ઉપરાંતની કેળવણી છે. અમો એટલું ખાતરીથી કહીએ છીએ કે જેટલું કામ અગાઊના ઘરડાં માણસો હાલ કરશે તેના પા ભાગનું હાલના જુવાનીયાથી થશે નહીં, કારણ શરીર નિર્બળ; મનની કેળવણી સાથે તનની જરા પણ સંભાળ નહીં. તેનાં આ પરિણામ. હાલના જુવાનીયા કરતાં પાંચ ઘણું ઘરડા હાલ પણ ચાલી શકે, કારણ કે તન જોરાવર, માટે અમો હાલના ઉગતા વિદ્યાર્થીઓને ભલામણ કરીએ છીએ કે જો તેઓ પોતાની જીંદગી લાંબી કરવા માગતા હોય અને તનદુરસ્ત રહી સારી કેળવણી લેવાની ઉમેદ રાખતા હોય તો તેમણે ખસુસ કરી પોતાના મનને છ કલાક તો તનને એક કલાક પણ કેળવણી આપવી અર્થાત કસરત કરવી અને તેમ નહીં તો છેવટ દરીયા કિનારે યા એવીજ બીજી ખુલ્લી હવા વાળી જગાએ જઇ ત્યાં ફરી પોતાના શરીરને કસવું અને મનને તાજી હવાથી શાંત કરવું તો જરૂર તેમને ફાયદો છે.

L.

# હિંદુસ્તાનની હાલત.

જે દેશ, પૃથ્વીના ગોળઉપર વસેલા તમામ દેશોનો અધિરાજા ગણાતો હતો, જે દેશ શૌર્યમાં સર્વથી સરસ જણાતો હતો, જે દેશ વિદ્વાનોનો વિદ્યાગુરૂ હતો, જે દેશ ઉદ્યોગમાં અગ્રેસર હતો, જે દેશ ધર્મમાં ધુરંધર હતો, જે દેશ પરોપકારની પ્રવિણતાથી પ્રખ્યાતિ પામેલો હતો, જે દેશ વિનયમાં, વિવેકમા, અને વિચારમાં વખણાયલો હતો, જે દેશ કળામાં, કવિતામાં અને કૌશલ્યતામાં બધાથી ચઢીઆતો હતો, જે દેશ સદાચારમાં, સૌશિલ્યતામાં અને એકતામાં ઘણોજ આગળ પડેલો હતો, અને ટુંકામાં કહીએ તો જે દેશની આગળ ઇરાની પ્રજા, મિસરના લોકો, અને ગ્રીસનાં એક સંસ્થાનો પણ કશી ગણતીમાં ન હતાં, તેથી તેઓ વિદ્યા ઉપાર્જન કરવા માટે તેજ દેશમાં આવતા અને તહીંથી વિદ્યા સંપાદન કરી પોતાના દેશમાં તેનો પ્રસાર કરી ઉન્નતિની ઉંચી ટેકરી ઉપર ચઢવાનાં પ્રયત્ન કરવા લાગ્યા તેનાં ફળ તેઓએ ઘણી મુદતે ચાખ્યાં; પરંતુ અફસોસ સાથે લખવું પડે છે કે આ દુનિયામાં રાત્રી ને દિવસ, ભરતી ને ઓટ, સુખ ને દુ:ખ, તેમજ ચડતી અને પડતી એ પણ વારા ફરતી આવ્યા કરે એવો એક ઇશ્વરી અચળ નિયમ જણાય છે. જે નિયમના પ્રમાણે ઉદ્યમથી પ્રસિદ્ધી પામેલો જેનું વર્ણન ઉપર કર્યું છે તેજ આ આપણો આર્યાવર્ત દેશ પડતી સ્થીતિમાં આવ્યો એટલાપરથી કાંઇ નિરાશ થવાનું કારણ નથી, કેમકે ઇતિહાસોનું અવલોકન કરવાથી માલમ પડે છે કે, તે વખત યુરોપખંડમાં નિવાસ કરતી પ્રજા માંહેલી ફ્રેંચ, જર્મન, અને અંગ્રેજ કે જેઓ તે વખત તમામ જંગલી હાલતમાં હતી એટલુંજ નહીં પણ તેની સાથે બીજી પ્રજાઓથી છેક નીચી પાયરીમાં ગણાતી હતી; તેજ પ્રજાને હવે હાલને સમે જોઇએ તો સર્વ દેશની સર્વ પ્રજાના સરદાર તરીકે ગણી શકાય, ઉપર લખેલાં પ્રમાણથી ઘણા કાળે આર્યાવર્તનો ઉદય થઇ શકે ખરો, પરંતુ હાલ આર્યાવર્તની અને આપણા આર્યલોકોની કેવી માઠી સ્થીતિ થઇ તે ઉપર દીર્ઘ દ્રષ્ટીથી જુઓ અને વિચાર કરો કે જો તેને તે પ્રમાણે આપણી હાલત

રહેતી જશે તો હું ધારૂં છું કે થોડા કાળમાં ચાલતા જમાનાના સુધરેલા લોકો તેઓને જંગલી દેશ ગણશે.

જ્યારે પોતાનો દેશ નિર્ધન થઇ ગરીબી હાલતમાં દિવસ ગુજારતો હોય ત્યારે તેને તેમાંથી મુક્ત કરવો તે શું તેમાં રહેલા રહીસોની પેહેલી અને ઘણી જરૂરની ફરજ નથી? વેપાર વણજમાં પડી ભાગેલા દેશને તેઉપર આણવો તે શું સ્વદેશ હિતેચ્છુ પુરૂષનો પેહેલો ધર્મ નથી? કારીગરીમાં પડી ભાગેલા દેશને તે બાબતમાં વધારવાની આ વખત શું અગત્ય નથી? ઉદ્યોગમાં આળસુ પડેલાઓને ઉદ્યોગી પુરૂષો શું ઉદ્યોગી કરવા નથી ધારતા? વિદ્યા હીનને વિદ્વાન પુરૂષો શું વિદ્વાન કરવા નથી ધારતા? અને ધર્મોપદેશકો શું અધર્મે વર્ત્તનારા માણસોને શુદ્ધ ધર્મમાં લાવવા નથી ધારતા? છેવટ હું નથી ધારતો કે એ લોકો તે બાબતમાં કાંઇ પણ કાળજી ન રાખતા હોય કારણ કે સર્વ પ્રાણી માત્રની પેહેલી ફરજ એ છે કે દેશી બાંધવોને વિદ્યામાં વધારવા, ઉદ્યોગમાં અગ્રેસર કરવા, ધર્મમાં ધુરંધર બનાવવા, તેમજ શૂરવીરતામાં, સહાસમાં, વેપારમાં, દૈવતમાં, હીમતમાં, કળા કૌશલ્યમાં, અને એ વિગેરે બીજી પણ ઘણીક ઉપયોગી બાબતોમાં આ આપણો હિંદુસ્તાન દેશ યુરોપ અને અમેરિકાના દેશોથી કેટલો બધો પછાત પડેલો છે તે તો સર્વ કોઇ જાણતાજ હશે, માટે ટુંકામાં એટલુંજ કેહેવાનું કે આ ચોપાનિયાના વિવેકી વાંચનાર સદ્ગૃહસ્થો! આપણા દેશનાં સ્ત્રી, પુરૂષ અને છોકરાં દરીદ્રતાથી અરધા નાગી અવસ્થામાં ચારે કોર હરતાં ફરતાં જોઇએ છીએ. દ્રવ્યના સમૂહના સમૂહ આ દેશથી દરીયા વાટે તથા ખુશકી વાટે બીજા દેશભણી જોસભરે તણાતા જાય છે, જેથી જાળવનાર જનોને ઘટે છે કે તેને જવા ન દેવા તેમાંજ ઉજ્વળ યશનો સમાસ રહેલો છે, પોતાનો પરમ ધર્મ પણ તેજ માની શકાય, સંસાર જન્મનું સાફલ્ય તેજ ગણી શકાય, અને કરૂણા કરનાર કૃપાળુઓની કલ્યાણની કસોટી મારા ધારવા પ્રમાણે ત્યારેજ થાગી શકાય, માટે ઊઠો જાગ્રત થાઓ ને દેશહિતકારી કર્મમાં યથામતિ ઉદ્યોગ કરી તમારૂં જીવન સફળ કરો. ન. લી.

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

जे इंद्र पोते एक छतां सघळां मनुष्योउपर तथा धनउपर स्वामीपणुं चलावेछे, ते इंद्र पृथ्वीउपर रेहेवा योग्य पांच वर्णोंनो अनुग्रह करनारछे. ॥ १ ॥

## भाष्यनो भावार्थ.

जे इंद्र पोते एक छतां सघळां मनुष्योउपर तथा धनउपर स्वामीपणुं चलावेछे, ते इंद्र पृथ्वीउपर रेहेवायोग्य ब्राह्मण, क्षत्रिय, वैश्य, शुद्र अने निषाद ए पांच वर्णनो अनुग्रह करनारछे. ॥ १ ॥

---

इंद्रं वो विश्वतस्परि हवामहे जनेभ्यः
अस्माकमस्तु केवलः ॥ १० ॥

पदपाठः

इंद्रं। वः। विश्वतः। परि। हवामहे। जनेभ्यः।
अस्माकं। अस्तु। केवलः॥ १० ॥

## माधव भाष्यं.

हे ऋत्विग्यजमानाः। विश्वतःसर्वेभ्यो जनेभ्यः परि। उपर्यवस्थितमिंद्रं वो युष्मदर्थं हवामहे। आह्वयामः।

अतः स इंद्रोऽस्माकं केवलोऽसाधारणोऽस्तु। इतरेभ्योऽप्यधिकमनुग्रहमस्मासु करोत्वित्यर्थः। इंद्रं। रन्प्रत्ययांतो नित्वादाद्युदात्तः। वः। अनुदात्तं सर्वमित्यनुवृत्तौ बहुवचनस्य वस्नसौ। पा० ८।१।२१। इति वस्। विश्वतः। लितीति प्रत्ययात्पूर्वमुदात्तं। परि। निपातत्वादाद्युदात्तः। संहितायां पंचम्याः परावध्यर्थे। पा० ८।३ ५१। इति विसर्जनीयस्य सत्वं। हवामहे। ह्वेञः शपि बहुलं छंदसीति संप्रसारणं। परपूर्वत्वं। गुणावादेशौ। जनेभ्यः। जन्यंत इति जनाः। जनयतेः कर्मणि घञ्। जनिवध्योश्च। पा० ७।३।३५। इत्युपधाया वृद्ध्यभावः ञित्वादाद्युदात्तत्वं। अस्माकं। अस्मच्छब्दोंऽतोदात्तः। शेषे लोप इत्यंतलोपपक्षे साम आकं। पा० ७।१।३३। इत्याकारेणैकादेश उदात्तः। टिलोपपक्षे उदात्तनिवृत्तिस्वरेणाकार उदात्तः। केवलः। वृषादेराकृतिगणत्वादाद्युदात्तः ॥ १० ॥

( गुर्जरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे ऋत्विक् तथा यजमानो! सघळा जनोना उपरी तरीके रहेला इंद्रने अमे तमारे वास्ते बोलाविएछिए माटे ते अमारी तरफ असाधारण रहो. ॥ १० ॥

# भाष्यनो भावार्थ.

हे ऋत्विज तथा यजमानो? बधा लोकों उपर उपरी तरीके रहेला इंद्रने अमे तमारे माटे बोलाविए छिए माटे ते अमारी तरफ असाधारण रहो एटले बिजाकरतां अमारी उपर अधिक अनुग्रह करो ॥ १० ॥

॥ इति प्रथमस्य प्रथमे चतुर्दशो वर्गः ॥

॥ इति प्रथमे मंडले द्वितीयोऽनुवाकः ॥



अ० १. अ० १. व० १५. म० १. अ० ३. सू० ८.

तृतीयेऽनुवाके चत्वारि सूक्तानि। तत्रेंद्र सानसि मित्यादिकं प्रथमं दशर्चं सूक्तं सुरूपकृत्नुमित्यादिषु षट्सु पंचमं। ऋष्यादयस्तु पूर्ववत्। विशेषविनियोगस्तु। महाव्रते निष्केवल्य औष्णिहतृचाशीतावेंद्र सानसिं रयिमित्यादिके द्वे सूक्ते। पंचमारण्यक औष्णिहतृचाशीतिरिति खंडे शौनकेन सूत्रितं। सुरूपकृत्नुमुतय इति त्रीण्येंद्र सानसिं रयिमिति द्वे इति ॥ अतिरात्रे प्रथमे पर्यायेऽच्छावाकशस्त्र एंद्र सानसि मिति सूक्तं। सूत्रितं च इंद्रमिद्गाथिनो बृहदेंद्र सानसिं। आ० ६। ४। इति ॥ दर्शयाग इंद्रयाजिनः सान्नायस्यानुवाक्या। एंद्र सानसिं रयिमिति। उक्ता

देवता इत्यास्मिन्खंड एंद्र सानसिं रयिं प्र ससाहिषे पुरुहूत शत्रून्। आ० १।६। इति सूत्रितं । तास्मि न्सूक्तेतामेतांप्रथमा मृचमाह ॥



## एंद्रं सानसिं रयिं सजित्वानं सदासहं। वर्षिष्ठमूतये भर ॥ १ ॥

पदपाठः

आ। इंद्र। सानसिं। रयिं। सऽजित्वानं। सदाऽसहं। वर्षिष्ठं। ऊतये। भर ॥ १ ॥

## माधव भाष्यं.

हे इंद्र। ऊतयेऽस्मद्रक्षार्थं रयिं धनमाभर। आहर। कीदृशं रयिं। सानसिं। संभजनीयं। सजित्वानं। समानशत्रुजयशीलं। धनेन हि शूरान्भृत्यान्संपाद्य शत्रवो जीयंते। सदासहं। सर्वदा शत्रूणामभिभवहेतुं। वर्षिष्ठं। अतिशयेन वृद्धं प्रभूतमित्यर्थः ॥ सानसिं। वन षण संभक्तावित्यस्मादसिप्रत्ययो वृद्धिरंतोदात्तत्वं च सानसिवर्णसीत्यादिना। उ०।४।१०९। निपात्यते। रयिं। प्रातिपदिकस्वरेणांतोदात्तः। सजित्वानं।

समानानरीञ्जेतुं शीलमस्य । अन्येभ्योऽपि दृश्यंते। पा० ३।२।१५। इति क्वनिप् । उपपदसमासः । समानस्य छंदस्यमूर्द्धप्रभृत्युदर्केषु । पा० ६।३।८४। इति समानस्य सभावः । कृदुत्तरपदप्रकृतिस्वरेण धातुस्वर एव शिष्यते । वृद्धशब्दादतिशायने तमविष्ठनौ । पा० ५।३।५५। इतीष्ठन् । प्रियस्थिरेत्यादिना । पा० ६।४।१५७। वृद्धशब्दस्य वर्षादेशः । इष्ठनो नित्त्वादाद्युदात्तत्वं । ऊतये । उदात्त इत्यनुवृत्तौ वृतियूतिजूतिसातीत्यादिना क्तिन्नुदात्तो निपातितः । भर । हृग्रहोर्भश्छंदसि । पा० ८।२।३२। । इति हकारस्य भकारः । ते प्राग्धातोः । पा० १।४।८०। इति धातोः प्राक्प्रयोक्तव्यस्याङो व्यवहिताश्च । पा० १।४।८२। इति छंदसि व्यवहितप्रयोगः ॥ १ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र ! अमारी रक्षानेवास्ते सारी रिते भजवायोग्य, बराबरिआ शत्रुओने जीतनार, हमेश शत्रुओना पराभवनुं कारण अने घणी वृद्धि पामेल एवां धनने लाव्य ॥ १ ॥

## भाष्यनो भावार्थ.

धन खरचवाथी नोकरो शूरवीर बनेछे अने तेवा नोकरोथी शत्रुओने जीती लेवायछे, माटे "शत्रुओने जीतनार" एवूं धनने विशेषण आप्युंछे. ॥ १ ॥



द्वितीया मृचमाह.

**नि येन॑ मुष्टिहत्यया॒ नि वृ॒त्रा रु॒णधा॑महै। त्वोता॑सो॒ न्यर्व॑ता ॥ २ ॥**

पदपाठः

**नि। येन॑। मु॒ष्टि॒ऽह॒त्यया॑। नि। वृ॒त्रा। रु॒णधा॑महै। त्वाऽऊ॑तासः। नि॒ऽअर्व॑ता ॥ २ ॥**

## माधव भाष्यं.

येन धनेन संपादितानां भटानां नि मुष्टिहत्यया नितरां मुष्टिप्रहारेण वृत्रा शत्रून्निरुणधामहै निरुद्धान्करवाम तादृशं धनमावहेत्यर्थः। त्वोतासस्त्वया रक्षिता वयमर्वतास्मदीयेनाश्वेन निरुणधामहा इत्यनुषंगः। पदातियुद्धेनाश्वयुद्धेन च शत्रून्विनाशयामेत्यर्थः॥ मुष्टिहत्यया। हनस्त च पा० ३।१।१०८। इति

सुबंत उपपदे क्यप्। तत्संनियोगेन नकारस्य तकारः। कृदुत्तरपदप्रकृतिस्वरे प्राप्ते परादिश्छंदसि बहुलं। पा० ६।२।१९९। इति बहुलग्रहणेन त्रिचक्रेणा पर्यंतोदात्तत्वाभिधानात्। पा० ६।२।१९९।१। अंतोदात्तत्वं। नि। आख्यातसंबंधस्यापि नेरुपसर्गस्य व्यवहिताश्चेति व्यवहितप्रयोगः। वृत्रा। शेश्छंदसि बहुलमिति शेर्लोपः। नलोपः। रुणधामहे। आट्संयोगेन पित्त्वात्। पा० ३।४।९२। श्नसोरल्लोपः। पा० ६।४।१११। इत्यकारलोपो न भवति। पित्त्वादेव चाख्यातस्यानुदात्तत्वेन विकरणस्य श्नम एवोदात्तत्वं शिष्यते। ननु तिङ्ङतिङ इति निघातेन भवितव्यं। न। द्वे ह्यत्र तिङ्विभक्ती। निविडया मुष्ट्या निरुणधामहा इत्यत्र मुख्या श्रुतैका। अर्वता निरुणधामहा इत्यत्रानुपक्ता द्वितीया। तयोः समुच्चयार्थश्चकारो लुप्यते। तेन चादिलोपे विभाषा। पा० ८।१। ६३। इति प्रथमेयं तिङ्विभक्तिर्न निहन्यते। यथा नात्मना तृप्यति नान्यस्मै ददातीत्यत्र हि समुच्चयार्थस्य चशब्दस्य लोपात्तृप्यतीति प्रथमा तिङ्विभक्तिर्न निहन्यते ददातीति द्वितीया तु निहन्यत एव॥ ननु तत्र द्वे तिङ्विभक्ती श्रूयेते। इह पुनरेकैव श्रुता। सैवो

त्तरत्रानुषज्यते नान्या श्रूयत इति द्वितीयाभावात्कथ मियं प्रथमा । न । अनुषंगलब्धद्वितीयापेक्षमपि प्राथ म्यमुपजीव्य निघातनिषेधदर्शनात् । पुरोडाशं चाधिश्र यत्याज्यं । च । प्रोक्षणीश्चासादयत्याज्यं चेत्यत्र ह्यधि श्रयत्यासादयतीत्याख्यातयोः प्रथमवाक्यद्वयश्रुतयोरु त्तरवाक्यद्वयेऽनुषंगमपेक्ष्यैवप्राथम्यस्वीकारेण चवायो गे प्रथमा । पा० ८।१।५९। इति निघातनिषेधो दृष्ट इति । त्वयोता रक्षितास्त्वोतासः । प्रत्ययोत्तरपद योश्च । पा० ७।२।९८। इति मपर्यंतस्य त्वादेशे दकारलोपश्छांदसः । अवतेर्निष्ठायामिडभावश्च । ज्वर त्वरस्रिव्यविमवामुपधायाश्च । पा० ६।४।२०। इत्यूट् । एत्येधत्यूठ्सु । पा० ६।१।८९। इति वृद्ध्यभावश्छांदसः । तृतीया कर्मणि । पा० ६।२। ४८। इति पूर्वपदप्रकृतिस्वरेणाकार उदात्तः । एका देश उदात्तेनोदात्त इत्युदात्तः । अर्वता । अर्वति गच्छ तीत्यर्वा । अर्व गतौ । अन्येभ्योऽपि दृश्यंत इति वनि प्प्रत्ययः । नेड्वशि कृति । पा० ७।२।८ । इतीट् प्रतिषेधः । लोपो व्योर्वलि पा० ६।१।६६। इति वकारलोप। अर्वणस्त्रसावनञः । पा० ६।४।१२७ इति तकारः । वनिपः पित्त्वाद्धातुस्वर एव ॥ २ ॥

## નિચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| શેઠ નથુ હંસરાજ ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| મી. વજુભાઇ વ્રિજલાલ ... ... ... ... | ૦ | ૧૫ | ૦ |
| મેહેરબાન સાહેબ રામકૃષ્ણ ગોપાળ ભંડારકર ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ પ્રેમચંદ લલુભાઇ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ છગનલાલ મગનલાલ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| જુનેર લાઇબ્રેરી ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| સ્વજ્ઞાતી સુધારક મંડળી હસ્તે પંડ્યા શ્રીકુબેરજી પ્રાગજી ... | ૫ | ૨ | ૦ |
| રા. શ્રીમાધવજી આણંદજી મ્યુનિસીપલ ખાતાના સ્ટોર કીપર | ૧ | ૧૪ | ૦ |
| શેઠ શ્રીતલકશી દેવજી ... ... ... ... | ૩ | ૧૨ | ૦ |
| મી શેઠ શ્રીવલજી દેવજી ... ... ... ... | ૩ | ૭ | ૦ |
| ડેરારાવ લાઇબ્રેરીના સેક્રેટરી રા. નાગેશ્વર ગોવિંદ ... | ૦ | ૧૫ | ૦ |

## જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આ ચોપાનીયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ ૮ ૦ એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનીયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકિટો મોકલે તેમણે પોસ્ટની અડધા આનાવાળી મોકલવી.

જે ગ્રાહકો ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

---

## સૂચના.

આ ચોપાનિયાંના બહાર ગામના સર્વે ગ્રાહકોને નમ્રતા પૂર્વક વિનતી કરવામાં આવે છે કે, જે ગૃહસ્થોનું લવાજમ ગઈ શાલનું હજુ સુધી બાકી છે અને અમને મળ્યું નથી. તેમણે હવે કૃપા કરીને જલદી મોકલવું કેમકે, જેથી અમને કાંગળો લખવાની જરૂર પડે નહીં. જો આ ચોપાનિયું પોહોંચ્યા પછી આઠવાડીઆના અંદર અમને નહીં મોકલે તો તેઓના ઉપર જે કાગળો લખવામાં આવશે તેનું ખરચ તેમને ભરવું પડશે.

એડિટર.

---

### હરિગીત છંદ.

જો આર્યધર્મપ્રકાશની મન આશા રાખો માનવા !
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

# आर्य धर्म प्रकाश.

પુસ્તક ૬ ઠુ.          માઘ, સંવત ૧૯૩૪.          અંક ૪ થો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

प्रियेनातिभृशंहृष्येदप्रियेनचसंज्वरेत्

नमुह्येदर्थकृछ्रेषुनचधर्मंपरित्यजेत् ॥ १ ॥

અર્થ—જે પોતાને પ્રિય હોય તેથી અતિ રાજી ન થઇ જવું, જે પોતાને અપ્રિય હોય તેથી અત્યંત ખેદ પણ ન કરવો, કોઇપણ જાતના અર્થનો લાભ મેળવવાને કઠણ પડે તો તેથી મુઝાઇ ન જવું અને ધર્મનો ત્યાગ કરવો નહીં.

જગતમાં જન્મેલા પ્રાણિઓપર વખતે હજારો આફતો આવી પડેછે, અને વખતે હજારો સુખના સમુદાય આવી લાગેછે, તેમ ઘણી જાતની મતલબ સાધવાને મુશ્કેલીઓ આવી મળે છે, પરંતુ તેમાં ખેદ પણ ન કરવો, હર્ષ પણ ન કરવો અને મુઝવણ પણ ન લાવવી વખતે સારૂં હોય અને વખતે નરસું પણ હોય, કેમકે, કાંઇ હંમેશા એમને એમ રેહેતું નથી. ઘણી વખત માણસો સારાં અને માઠાં પરિણામમાં હર્ષથી અને ખેદથી ધર્મનો ધોરી રસ્તો વિસરી જાય છે, માટે સંભારવું કે એમ થવામાં ફાયદાને બદલે નુકસાન છે. વાસ્તે એજ કેહેવું છે કે, આર્યધર્મને ઘણી જાતનાં વિઘ્નો નડે એવું હોય તો પણ તેને દૂર કરી ઉત્તેજન મળે એવા ઉપાયો કર્યા કરવા જેથી અનહદ લાભ મળવાને જરા પણ વિલંબ થાય નહીં

# आत्मबोध.

"पद २ जुं"

(રાગ ધીરાના પદનો.)

आशानो डुंगर उंचोरे, अजब टोच आभे अडी;
पेखातो पडछायोरे, वीकट वाट लांबी वडी. आशानो. टेक. १
मारगमां मळे जंगल मोटां, वाघ वरुनीबीक;
पडतो शोष अने परसेवो, नीर तणी नहिं नीक,
विपत्तिना वंटोळिएरे, झाझी कांतो थाय झडी. आशा. २
भोमिया भेळा लीधा भरोंसे, दस गणा दई दाम;
हाथे-भीडी भळतां हथिआरो, होश अने धरि हाम,
चाल्या डुंगर चढवारे, पण पछडाया पंड पडी. आशा. ३
खाडी खराबाने खूब खाबोचियां, वसमी वाट विशेष;
अज्ञानी अमथा अथडाता, लाभ मळे नहिं लेष,
कायर बनीने कुटातारे, चपळ नर न शके चडी. आशा. ४
ऊलटमां नर कैक उतावळा, खूब थयेल खुवार;
पाराविना चढता पछडाता, पड्या न तेमां पार,
पाछळथी पस्तायारे, जुक्ती ज्यारे नव जडी. आशा. ५

"भवानी."

---

# विदुरनीति.

(સાંધણ પૃષ્ઠ ૧૬૫ થી.)

एकोधर्मःपरंश्रेयःक्षमैकाशांतिरुत्तमा
विद्यैकापरमातृप्तिरहिंसैकासुखावहा ॥ ५२ ॥

અર્થ—એક ધર્મ છે એજ ઉત્કૃષ્ટ કલ્યાણરૂપ છે. એક ક્ષમા છે

એજ પરમ શાંતીરૂપ છે. એક વિદ્યા છે એજ ખરી તૃપ્તિરૂપ છે. અને એક અહિંસા એજ સુખને આપનારી છે. ॥ ૫૨ ॥

द्वाविमौग्रसतेभूमिःसर्पोबिलशयानिव
राजानंचाविरोद्धारंब्राह्मणंचाप्रवासिनं ॥ ५३ ॥

અર્થ—અજગરસર્પ ગુફામાં સુઈ રહેલા પુરૂષોને જેમ ગળી જાયછે તેમજ આ પૃથ્વી વિરોધ નહીં કરનાર રાજા અને પ્રવાસ નહીં કરનારો બ્રાહ્મણ એ બેયને ગળી જાય છે. ॥ ૫૩ ॥

द्वेकर्मणीनरःकुर्वन्नस्मिंल्लोकेविरोचते
अब्रुवन्परुषंकिंचिदसतोनर्चयंस्तथा ॥ ५४ ॥

અર્થ—કોઇને કઠણ વચન કેહેવું નહીં, અને કોઇ ખરાબ માણસની સેવા કરવી નહીં; એ બે કામ (કઠણ વચન નહીં બોલવું અને દુષ્ટની સેવા ન કરવી તે) કરનાર પુરૂષ આ દુનિયાંમાં વખણાયછે. (અથવા શોભેછે.) ॥૫૪॥

द्वाविमौपुरुषव्याघ्रपरप्रत्ययकारिणौ
स्त्रियःकामितकामिन्योलोकःपूजितपूजकः ॥ ५५ ॥

અર્થ*—હે પુરૂષમાં શ્રેષ્ટ ધૃતરાષ્ટ્ર ! કામી પુરૂષોને ઇચ્છનારી સ્ત્રીઓ,

* મતલબ કે, ખરાબ હાસલ રાખનારી સ્ત્રીયોનાં તેવાં ખરાબ આચરણો, તેના જેવાં ખરાબ કામ કરાવવામા પાછળની બીજી જોનારી સ્ત્રીયોને તેઓનાં કમનસીબને લીધે વિશ્વાસ કરાવનારાં થાયછે. (આમ કરવું જોઇએ કારણ કે બીજાં કરે છે તે સારાને માટે કરતાં હશે એમ તે જાણે છે) અને કોઇ અજ્ઞાની લોકોથી પુજાતા માણસને કોઈ સમજુ અને સારો માણસ પુજે, તો તે વિષે બીજા માણસોને એમ થાય જે આવા સમજુ માણસ એના પુજનમાં પ્રીતિવાળો થયો માટે તે સારો માર્ગ છે. એવી રીતે જેની પુજા કરવામાં આવતી હોય તે ભલે ગમે તેવો ખરાબ માણસ હોય તો પણ તે વીષે વિચારવામાં આવતુ નથી. માટે એ સ્ત્રીયોને અને દુષ્ટ માનેલાને, પોતે સમજુ છતાં માન આપવું તે વાજબી નથી, એમ જાણતાં છતાં માન આપે છે, તે બીજાને વિશ્વાસ ઉપજાવનારા થાય છે. અને તેથી તે ઘણા દુઃખોનો આપનાર છે. આમા તમે તમારા પુત્રના પુજેલા શકુનીની, તમારો તે ભાળો થાય છે; અને તેના

અને જાણ્યાવગર જેનો પુજા થતી હોય એવા માણસને પુજનાર ( અથવા માનનાર ) દુનિયાંમાં એ બેય બીજા માણસોને તેવા કામમાં વિશ્વાસ કરાવનારાં થઈ પડેછે.

द्वाविमौकंटकौतिक्ष्णौशरीरपरिशोषिणौ

यश्चाधनःकामयतेयश्चकुप्यत्यनीश्वरः ॥ ५६ ॥

અર્થ*—જે નિર્ધન હોય અને મોટાં મોટા ભોગ ભોગવવાના કે કાંઈ બિજા શેખશલીના વિચારો કરેછે; અને પોતે શક્તીવાન ન છતાં બીજા ઉપર ક્રોધ કરે છે; એ બેય પુરૂષો શરીરને શોષણ કરી નાખનાર તીક્ષ્ણ કાંટા સરખા છે. ॥ ૫૬ ॥

द्वावेवनविराजेतेविपरितेनकर्मणा

गृहस्थश्चनिरारंभःकार्यवांश्चैवभिक्षुकः ॥ ५७ ॥

અર્થ†—જે ભિખારી હોય તે મોટાં કામ કરે અથવા કાંઈપણ પ્રયત્ન કર્યા કરે; અને ગૃહસ્થાશ્રમમાં રહેનારો જે હોય તે કોઈ કામનો આરંભ ન કરે અને આળસુ થઈ બેઠો રહે; એ બેય પુરૂષ એ વિપરીત પણાથી શોભતા નથી. કારણ કે, ગૃહસ્થને કામ કરવાં ઘટે છે. અને ભિક્ષુકને કાંઈ આરંભ કરવો ઘટતો નથી. ॥ ૫૭ ॥

द्वाविमौपुरुषौराजन् स्वर्गस्योपरितिष्ठतः

प्रभुश्चक्षमयायुक्तो दरिद्रश्चप्रदानवान् ॥ ५८ ॥

---

દુર્ગોણો જાણો છો તો પણ પુજા કરોછો ( માન આપો છો ) માટે તે ઘટતું નથી એમ વિદુરજીએ બતાવી આપેલું છે.

* વિવેકી વિદુરજી ધૃતરાષ્ટ્ર રાજાને એમ બતાવિ આપે છે કે, દુર્યોધનમાં પાંડવોને પોચવાની શક્તી નથી તેમ છતાં ક્રોધ ઘણો રાખે છે, તે તમારા શરીર શોષણ કરવામાં તીક્ષ્ણ કાંટા રૂપ થઈ પડ્યો છે.

† આ ઠેકાણે એમ બતાવે છે કે, તમે ગૃહસ્થ છો તેમ છતાં તમારો પુત્ર જે કાંઈ અવળું આચરણ કરે છે, તેને વારવાનો તમારો ધર્મ છે; તોપણ તે વિષે ઉદાસી પણું રાખો છો. એટલે તેમને સારૂં નરતું કાંઈ પણ કેહેતા નથી. માટે એ અવળી રીતથી તમારી શોભાને નિશ્ચે હાની છે.

અર્થ—હે ધૃતરાષ્ટ્ર રાજા! જે પુરૂષ સઘળી રીતે સમર્થ છતાં ક્ષમા રાખે છે, અને જે પુરૂષ દરિદ્રી એટલે દ્રવ્ય વગરનો છતા દાન આપતો હોય છે, તે બેય પુરૂષો સ્વર્ગ ઉપર રહેછે.

કેહેવાની મતલબ એજ કે, પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિર રાજા સર્વ રીતે સમર્થ છે, તેમ છતા તમારા કરેલા અપરાધોને ક્ષમા કરે છે. ॥ ૫૮ ॥

न्यायागतस्यद्रव्यस्य बोद्धव्यौद्वावतिक्रमौ

अपात्रेप्रतिपत्तिश्च पात्रेचाप्रतिपादनं ॥ ५९ ॥

અર્થ*—ન્યાયની રીતાથી મળવેલા દ્રવ્યની બે જાતની અવળી ગતિ જાણવી જોઇએ તે એ કે, જે માણસ તે દ્રવ્યને લાયક ન હોય તેમ છતા તેને અર્પણ કરવુ અને જે માણસ તે દ્રવ્યને લાયક હોય તેમ છતા તેને ન આપવું. ॥ ૫૯ ॥

द्वावम्भसिनिवेष्टव्यौगलेबध्वादृढांशिलां

धनवन्तमदातारं दरिद्रंचातपस्विनं ॥ ६० ॥

અર્થ†—જે પુરૂષ દરિદ્રી હોય તેમ છતા તપને નહીં તપતો હોય, અને જે પુરૂષ દ્રવ્યવાનહોય તેમ છતાં દાતાર ન હોય, તો એ બેય જણાને ગળે મજબુત શલા બાંધીને પાણીમા ફેરી ડુબાવી દેવા જેવા છે. ॥ ૬૦ ॥

---

* અહીંયા એવી રીતે સમજાવેલુ જણાય છે કે, હે ધૃતરાષ્ટ્ર! તમારો પુત્ર દુર્યોધન સઘળી રાજ્ય સમૃદ્ધિને યોગ્ય નહીં છતા તમે તેને સ્વાધીન કરી દીધી છે, અને યુધિષ્ઠિર રાજા તેને લાયક છે તેમ છતાં તેને કાંઇ પણ આપ્યુ નથી માટે તે રીતીવિરૂદ્ધ સમૃદ્ધિની ગતી થઇ છે, એ તમારે જાણવુ જોઇએ.

† વિદુરજીએ એવું જણાવેલુ જણાય છે કે, હે ધૃતરાષ્ટ્ર રાજા! સઘળી સમૃદ્ધિ દુર્યોધનના હાથમાં છે. તેમ છતા તેમાથી જરા પણ તે આપી શકતો નથી, માટે તે ઉપર લખેલી સ્થિતિને પોહોચાડવાને યોગ્ય છે વળી એમ પણ લઇ શકાય છે કે, ધૃતરાષ્ટ્ર રાજાએ રાજ્ય પુત્રને સોપ્યું છે અને દુર્યોધનને તેઓ કદી સારી સલાહ આપે તો તે માને તેમ પણ નથી; તેથી કરીને દરિદ્રી જેવા થઇ ગયા છે આની અવસ્થાને પહોચેલા સમયે યોગ્ય તપ કરવુ જોઇએ તે નહીં કરતા ખટપટમા પડેલા છે, માટે તે પણ તેજ સ્થિતિને યોગ્ય ગણ્યા હોય એમ જણાય છે.

द्वाविमौपुरुषव्याघ्र सूर्यमंडलभेदिनौ
परिव्राडयोगयुक्तश्च रणेचाभिमुखोहतः ॥ ६१ ॥

અર્થ—હે પુરૂષમાં શ્રેષ્ટ રાજા! જે પુરૂષ રણસંગ્રામમાં શૂરવિરોની સામે, સામે પગલે મરે છે તે, અને જે સઘળા યોગને જાણનાર સન્યાસી હોય છે તે, એય પુરૂષો સૂર્યના મંડળને ભેદી નાખનારા છે. મતલબ તે સૂર્યના મંડળને ભેદી નાખે તેવા તેજસ્વી હોય છે, અથવા તેની કીર્તિ સૂર્યના મંડળથી પણ વધારે ફેલાય તેટલી થાય છે. ॥ ૬૧ ॥

त्रयोपायामनुष्याणां श्रूयंतेभरतर्षभ
कनीयान्मध्यमःश्रेष्टइतिवेदविदोविदुः ॥ ६२ ॥

અર્થ*—હે ભરત કુળમાં શ્રેષ્ટ રાજા! યુદ્ધ કરવું એ હલકામાં હલકો, ભેદ અને દાન કરવું એ સાધારણ અને સામ એટલે સમજાવીને કહેવું એ ઉત્તમ, એવીરીતે મનુષ્યોને કરવાના ત્રણ જાતના ઉપાયો છે, એમ વેદના જાણનારાઓ કહેછે. ॥ ૬૧ ॥

त्रिविधाःपुरुषाराजन्नुत्तमाधममध्यमाः
नियोजयेद्यथावत्तांस्त्रिविधेष्वेवकर्मसु ॥ ६३ ॥

અર્થ—હે રાજા! ઉત્તમ, મધ્યમ અને અધમ, એવા ત્રણ જાતના પુરૂષો છે. માટે ઉત્તમ હોય તેને ઉત્તમ કામમાં, મધ્યમ હોય તેને મધ્યમ કામમાં અને અધમ હોય તેને અધમ કામમાં જોડવા જોઇએ. ॥ ૬૩ ॥

અહીંયાં ઉત્તમ ઉપાય છે તે હાલમાં ઉપયોગમાં લીધો છે, તેથી ધારેલી મતલબ પાર નહીં પડે તો મધ્યમ ઉપાય જે ભેદ અને દાન છે તે ઉપયોગમાં લેવા જોઇશે અને તેથી પણ ધારેલી મતલબ નહીં સરી તો છેલ્લો અથવા ત્રીજો હલકામાં હલકો યુદ્ધનો ઉપાય યોજવો પડશે, એવું ગાંભિર્ય હોય એમ જણાય છે.

---

* અહીં એવો ભાવ છે કે જેનો જેવો અધિકાર તેવાં તેને કામો સોપવાં જોઇએ પણ તમે તો ઉત્તમ જાતના રાજકીય વિચારના કામમાં અધમ જાતિના કર્ણાદીને રાખેલા છે. મતલબ જે વાજબી થાય તેજ વાજબી ઉતરે.

# सरस्वतीकुटुंब.

કાશ્મીર દેશમા એક કુટુમ્બ ઘણુ ગરીબ અવસ્થામા હોવાથી પોતે પરદેશ જવા નિકળ્યુ તેમા ચાર માણસો હતા એક ડોસો બીજી તેની સ્ત્રી ડોશી ત્રીજો તેમનો છોકરો ચોથી છોકરાની વહુ એ ચાર માણસ પોતાના ઉદર પોષણને અર્થે પરદેશમા જવાને નિકળ્યા તેમણે દેશ દેશ ભોજરાજાની ઘણી કિર્તિ શ્રવણ કરી કે ભોજરાજાને જેવો વીદ્યાનો શોખ છે, એવો કોઇને પણ નથી અને વિદ્વાનને પોતે પ્રાણ સમાન ગણે છે, આવુ સાભળ વાથી તેમનુ ધારાનગર તરફ મન ખેંચાયુ તેથી પોતે દરમજલ કરતા કેટલેક દિવસે ધારાનગર આવી પહોચ્યા શેહેર એક કોસ રહ્યુ ત્યા તેમને એક વિદ્વાન બ્રાહ્મણ મળ્યો. તેણ પુછ્યુ કે ડોસા ક્યા જઓ છો? ત્યારે ડોસાએ કહ્યુ કે,

वसततिलकावृत्तम्.

गच्छाम्यहश्रुतिपुराणसमग्रशास्त्र,
पारगतवलयितुकिलभोजभूप,

હરિગીત છંદ.

હુ જાઉ વેદ પુરાણ શાસ્ત્ર સમસ્ત કેરા પારને,
પામેલ ભોજ ભુપાળને કળવા ધરી દિલ પ્યારને,

આવુ વચન સાભળી પેલો પુછનાર વિદ્વાન બોલ્યો કે,—

वेत्यक्षराणिनहिवाचयितुसराजा,
मह्यललाटलिखितादधिकददौप· ॥ १ ॥

નથી સ્પષ્ટ વાચી જાણતો એ ભોજ અક્ષર એકને,
મુજ ભાગ્ય માંહી લખ્યા થકી અધિક દિધુ ધન જો મને. ૧

આવુ કહી તે બ્રાહ્મણ ચાલતો થયા પણ આ બીના સાભળી પેલા ડોસો તથા તેનુ કુટુમ્બ તો વીસ્મિત થઇ ગયુ અને મનમ હર્ષ પામ્યુ કે,

અહીં આપણો સત્કાર સારી રીતે થશે. એવું ધારી ધારાનગરી પાસે નજદીક એક ઉપવન હતું. તેમાં તે દિવસ મુકામ કર્યો અને ભોજરાજાને કાહાવ્યું કે, તારા ગામમાં અમે સરસ્વતીકુટુમ્બ તારી મરજી હોય તો રહેવા આવીએ. આ વાત સાંભળી ભોજરાજાએ મનમાં જાણ્યું કે, નામ તો સરસ્વતીકુટુમ્બ છે, ત્યારે એ કેવાં ચતુર છે; તેમની પરિક્ષા જોઉં. એવું ધારી પોતાના એક ચાકર સાથે એક દુધનો લોટો સંપૂર્ણ ભરીને તેમની તરફ મોકલ્યો; તેમાં બસેર દુધ ભરેલું હતું; તે ચાકર સરસ્વતીકુટુમ્બના સમીપ લેઈ આવ્યો અને ડોસાના હાથમાં લોટો આપી ડોસાને કહ્યું કે, આ ભોજરાજાએ તમારી પાસે મોકલ્યું છે. ડોસો તથા પેલા ત્રણે રાજાની ચતુરાઈ સમજ્યાં; તેથી પોતે પણ તે લોટો હાથમાં લેઇ માંહી ચપટી ચપટી ખાંડ ભભરાવી બશેર ખાંડ ભરી લોટો ચાકર સાથે રાજા તરફ પાછો મોકલ્યો. ચાકરે રાજાને સઘળી વાત કહી, રાજા મનમાં ઘણો પ્રસંન થયો અને જાણ્યું કે, ખરાં ચતુર છે. કારણ, રાજાએ એવી સમસ્યા કરી હતી કે, જેમ આ લોટો દુધથી ભરેલો છે. એમાં બીજું કંઇ સમાવાની જગો નથી. તેમ મારી ધારાનગરી માણસોથી પરીપૂર્ણ ભરેલી હોવાને લીધે તેમાં બીજું માણસ રહી શકનાર નથી; રાજા સમજ્યો કે, જેમ મેં જણાવ્યું કે, મારી ધારાનગરી ભરેલી હોવાથી તેમાં કોઇ પણ સમાઇ શકે તેમ નથી પણ તેના ઉત્તરમાં મને સરસ્વતીકુટુમ્બે એમ જણાવ્યું કે, જેવો આ ખાંડમાં ગુણ છે કે ફકત હાથના આંગળાંની પ્રેરણાથી મદદ કરતાં, પોતે પોતાની મેળે દુધને હરકત ન કરતાં, લોટામાંજ સમાઇ ગઈ, તે વળી દુધ હતું તેટલી હતી; તો અમારામાં પણ એવો ગુણ છે કે, અમને પ્રથમ કોઇ આશરોજ આપનાર મળશે તો અમે અન્ય રૈયતને હરકત નહીં કરતાં અમારા ગુણથીજ સમાઇશું. આવું સર્વે સમજી રાજા ખુશ થયો પણ બીજી કાંઇ એમની શલાઘ્યતા જોઉં એવો રાજાને વિચાર આવવાથી તેમના મુકામ ઉપર ગયો; તો પાસેના તલાવ ઉપર ડોસો તથા તેનો દીકરો સંધ્યા કરવા બેઠેલા છે એવું બે સ્ત્રીયોએ મુકામ ઉપરથી કહ્યું, તેથી તેમની પાસે રાજા આવ્યો અને છોકરાના સામું જોઇ રાજાએ તળાવમાંથી એક જળની હાથેળી ભરી આચમન કર્યું.

છોકરે તે જોઇ એક પત્થરની કાકરી તળાવમા નાખી તેથી રાજા મનોજ ખુશ થઇ પોતાને મેહેલ આવ્યો રાજાને આચમન કરવાનો અભિપ્રાય એવો હતો કે, તમે બ્રાહ્મણ છો, ત્યારે આગળ તમારામા અગસ્ત્ય ઋષિએ એકજ આચમનથી આખા સમુદ્રનુ પાન કર્યું હતુ, તો તમારાથી એક આટલી તળાવડીનુ પાન થાય એમ હોય તો હુ તમને ખરા ઋષિ ગણુ , તેનુ હાર્દ સમજી છોકરાએ એક પાષાણની કાકરી તળાવમા નાખી એમ જણાવ્યુ કે, તમે જ્યારે ક્ષત્રી છો ત્યારે તમારામા આગળ રામચદ્રજીએ સમુદ્રમા પાષાણની પાગ તારી હતી, તો તમારાથી એક આટલી કાકરીજ તળાવમા તરતી રાખી શકાય તેમ હોય તો હુ પણ તમને ખરા ક્ષત્રિ ગણુ રાજા આ હાર્દ સમજી હસ્યો અને જાણ્યુ કે જેવો હુ ક્ષત્રિ છુ તેવો એ બ્રાહ્મણ છે, એમા નિ સદેહ છે એમ કહી પેર આવ્યો, પણ ચેન પડ્યુ નહી અને રાત પડી ગઇ વળતી રાજા કઠીઆરાનો વેષ લેઇ તેમના મુકામ ઉપર લાકડાની ભારી લેઇ આવી બોલ્યો ભાઇઓ! હુ લાકડાના ખટરાગમા રહ્યો તેથી ધારાનગરીના દરવાજા બધ થઇ ગયા માટે તમારી પાસે લાકડા અપશે એવી ઉમેદથી આવ્યો છુ કઠીઆરાનુ આવુ બોલવુ સાભળી પેલા છોકરાએ લાકડા વેચાતા રાખી પૈસા આપ્યા તે લેઈ કઠીઆરો કહે, જો તમે કહો તો હુ પણ દરવાજા બધ થયા છે તેથી બાજુપર પડી રહુ પેલા બ્રાહ્મણે કહ્યુ ભલે ભાઇ પડી રહેને, અમારુ શુ જવાનુ છે! એવુ સાભળી કઠીઆરો પણ ત્યાજ રાત વાસો રહ્યો હવે પેલા કુટુમ્બના ચાર જણાએ વિચાર કર્યો કે આપણે ચાર જણ એક એક પોહોર જાગરણના વારા કરો કે જેથી અહીં ઉજડમા આપણી વસ્તુઓ અને વસ્ત્ર વિગરેનુ સરક્ષણ થાય ડોસાનુ શરીર પણ વૃદ્ધ હતુ, વાગતે પેહેલે પોહોર ડોસાનો વારો આવ્યો, તેથી ડોસો જાગતો બેઠો અને બેના ત્રણ જણા ઊઘી ગયા પેલે કઠીઆરે ડોસાની પરિક્ષા જોવા માટે એક શ્લોકનુ પૂર્વાર્દ્ધ કહ્યુ તે એવો હતો કે,

पूर्वार्द्ध.

असारेखलुससारे सारमेतत्त्रयस्मृत ।

નગસ્વરૂપિણી છંદ.

અસાર આ ભવાબ્ધિ છેક સર્વથા નકામ છે,
તથાપિ વસ્તુ ત્રણ એહ માંહિ આ સકામ છે;
આ સાંભળી ડોસાએ ઉત્તરાર્દ્ધ કહ્યું તે એવી રીતે કે,

उत्तरार्द्धं.

काश्यांवासःसतांसेवा मुरारेःस्मरणंतथा ॥ १ ॥

સુવાસ કાશિ માંહિ સજ્જનોનિ સત્ય સેવના,
મુરારિ ચર્ણ સ્મર્ણ શ્રેષ્ટ, નેષ્ટ અન્ય એ વિના. १

આ પ્રમાણે ડોસાએ પુરૂં કર્યું તેથી ભોજરાજા બહુ પ્રસન્ન થયો. જ્યારે પહોર રાત્ર ગઇ ત્યારે ડોસો સુઇ રહ્યો; અને ડોસીનો વારો આવવાથી તે જાગતી બેઠી; ડોસો ઊંઘી ગયો એટલે વળિ કઠીઆરે પાછું એક પૂર્વાર્દ્ધ કહ્યું.

पूर्वार्द्धं.

असारेखलुसंसारे सारमेतद्वयंस्मृतं ।

અસાર આ ભવાબ્ધિ છેક સર્વથા નકામ છે,
તથાપિ વસ્તુ યુગ્મ એ વિષે સદા સકામ છે;
આ સાંભળી ડોશીએ ઉત્તરાર્દ્ધ કહ્યું તે એવી રીતે કે,

उत्तरार्द्धं.

कंसारःशर्करायुक्तः कंसारिचरणद्वयं ॥ २ ॥

કંસાર યુક્ત શર્કરા સદૈવ સ્વાદવાન છે,
પદારવિંદ કંસરાત્રુનાં સુધા સમાન છે. २

આ સાંભળી ઘણોજ પ્રસન્ન થયો. જ્યારે મધ્ય રાત્રી થઇ ત્યારે ડોસી સુઇ રહીને છોકરાનો વારો આવવાથી છોકરો જાગૃત થઇ બેઠો ત્યારે વળિ કઠીઆરે ડોસીના ઊંઘ્યા બાદ એક પૂર્વાર્દ્ધ કહ્યું તે એવી રીતે કે,

पूर्वार्द्धं.

असारेखलुसंसारे, सारंस्वसुरमांदिरं;

અસાર આ ભવાબ્ધિ છેક સર્વથા નકામ છે,
તથાપિ સાસરાનુ સદ્મ તે વિષે સકામ છે;
આ સાંભળી છોકરાએ તરતજ ઉત્તરાર્દ્ધ કરી કહ્યું કે,

उत्तरार्द्ध.

हरःशेतेहिमगिरौहरिःशेतेपयोनिधौ ॥ ३ ॥

ઉમાપતી હિમાદ્રિમાં રહે સ્વશ્વસુર આંગણે;
રમાપતી સુવે ક્ષિરાબ્ધિ સદ્મ સાસરા તણે. ૩

આવું સાંભળી ભોજરાજા ઘણોજ પ્રસન્ન થયો, અને મનમાં વાહાલ આવ્યું. વળી જ્યારે ત્રણ પ્રહર રાત્ર ગઇને એક પ્રહર બાકી રહી ત્યારે છોકરા સુઇ રહ્યો. અને તેની વહુનો વારો આવવાથી તે જાગૃત થઇ બેઠી. તે વખતે ફરીને તેને પણ પૂર્વાર્દ્ધ કહ્યું તે એવું કે,

पूर्वार्द्ध.

असारेखलुसंसारेसारंसारंगलोचना;

નગરસ્વરૂપિણી.

અસાર આ ભવાબ્ધિ છેક, સર્વથા નકામ છે;
તથાપિ તેહમાં મૃગાક્ષિ નારિ એ સકામ છે;

એવું રાજાનું બોલવું થયું તે સાંભળી છોકરાની વહુ સમજી ગઇ. પોતે ઘણીજ ચતુર શીરોમણી હતી તેથી જાણ્યું કે, એ કઠીઆરો નો હોય નિશ્ચે એ ભોજરાજા છે, એવું જાણી ઉત્તરમાં ઉત્તરાર્દ્ધ પુરૂ કરી તત્કાળ કહ્યું:-

उत्तरार्द्ध.

यस्याःकुक्षेसमुत्पन्ना, भोजराजभवादृशाः

સુપુત્ર ભોજરાય! આપના સમા યથેષ્ટ જે,
જણ્યા અસંખ્ય જેણિએ કુખેથી નારિ શ્રેષ્ટ તે. ૪

આવું સાંભળી ભોજરાજા ઘણોજ લાજ પામી શરમાયો ને દરવાજા ઉઘડ્યા તેવાજ તરત પોતાના મેહેલે જઇ પોતાની સ્વારીથી ઘણા ડમાક સાથે ઉપવનમાં આવી સરસ્વતીકુટુમ્બને મોટી ધામધુમથી પોતાના શેહેરમાં

પધરાવી લઈ ગયો. અને ઘણો સત્કાર કરી એક મહેલ તેમને રહેવા આપી તમામ જોઈતો સામાન તેમાં મોકલાવી દીધો.

દોહરો.

વિદ્વતા વિણ વિત્ત નથી, નથી તેમ જન વ્હાલ;
સંપાદન વિદ્યા કરો, હરખે મોતીલાલ. ૧

---

## સ્ત્રિયોના નીતિધર્મ વિષે.

આ લેખ ડુંગરાભાઈ હરિરામના લખેલ છે

(સાંધણ પૃષ્ઠ ૧૬ થી)

स्वयंचमंडितानित्यंपरिमृष्टपरिच्छदा

મતલબ, ઘરના સઘળા પદાર્થો અને ઘરના સઘળા ભાગોને સાફ રાખનાર સ્ત્રિએ પોતાનું શરીર પણ ગંદુ રાખવું નહીં.

ઘરનું કામકાજ કરવું એ સ્ત્રિનોજ ધર્મ છે અને તે કામકાજ બરોબર થવાથી તથા પોતાનું શરીર અને ઘરનો સામાન સાફ રાખવાથી પોતાના પતિ પ્રસન્ન રહેછે, માટે તેવી રીતે તે કાર્યોના પ્રસંગથી પણ સ્વામીને પ્રસન્ન રાખવા, અને ધારવું કે, જે કાંઈ હું કરૂંછું, તે મારા ઈશ્વરની સેવાને માટેજ છે. એવિરીતે ઉપરના વાક્યમાં અભિપ્રાય બતાવ્યો છે.

कामैरुच्चावचैःसाध्वीप्रश्रयेणदमेनच
वाक्यैःसत्यैःप्रियैःप्रेम्णाकालेकालेभजेत्पतिं ॥

અર્થ—સાધ્વીસ્ત્રિએ નાના પ્રકારનાં ઉંચી જાતનાં સારાં કામોથી, વિનયથી, ઇંદ્રિઓના નિગ્રહથી, સાચાં અને પ્રિય લાગે એવાં વાક્યોથી, ખરા અંતઃકરણના પ્રેમવડે પોતાના પ્રાણનાથની વખતે વખતે સેવા કરવી. કદી કોઈ એકાદું વાક્ય યાદ રાખીને ચાલે તો સર્વ રીતે ઉત્તમ સ્થિતીને પોચે તેની થય, ત્યારે સર્વ વાક્યો પ્રમાણે ચાલનારી સતી સ્ત્રિયો ઉત્તમ સ્થિતીને પામે એમાં શી નવાઈ?

આર્યવંશજો! ઘણા પ્રકારના સ્ત્રિયોના ધર્મો છે તે સઘળાઓમાં મુખ્ય ધર્મ પોતાના સ્વામીને પ્રસન્ન રાખી, તેમની સેવા બરદાસ

કરવામાં એક ક્ષણ પણ ચિત્ત નિવૃત્ત રાખવું નહીં એજ છે. જેમ જેમ કુળવાન સ્ત્રિયોનો ખરો ધર્મ દૃઢ પાયાઉપર આવતો જશે તેમ તેમ સ્હેજ-સાજ દેશનું અને દેશી જનોનું ઉત્તમ ઉદયનું મુખ્ય કારણ ઉત્પન્ન થઇ ચુકું, તથા કલ્યાણની પ્રાપ્તી થઇ ચુકી, એમ સમજવું. પરંતુ જ્યાં સુધી તે ધર્મ મારા અજ્ઞાનરૂપ અંધારામાં ઢંકાયો રહેશે ત્યાં સુધી બીજાં ગમે તે સારાં કામો થશે, તોપણ તે ધુળઉપર લીંપણની માફક નિરર્થક છે. એમ સહુએ યાદ રાખવું. કોઈ કોઇ વખત સ્ત્રિજાતીમા વધારે બુદ્ધિમાન કોઈ નિકળી આવે છે, તોપણ સ્વાભાવિક રીતે તે જાતી પુરૂષોના પ્રમાણથી સારા-સારનું વિવેચન કરવાની શક્તિ દૈવયોગથી ઘણુંકરીને ઓછી ધરાવેછે, માટે સર્વ આર્ય ભાઇઓએ તેમનો ધર્મ બતાવી દેવાને તન મનથી ઉત્કંઠિત રેહેવું, અને પ્રસંગોપાત લાગ આવે તો ધારેલી બાબતમાં ચુકવું નહીં. આમ કરવાથી જ્યારે સર્વના સમજવામાં આવ્યું કે "પતિ એજ અમારો ખરો ઇશ્વરજછે, માટે તેમને ઇશ્વરની માફક પુજવા" એટલે પછી જોઇ લ્યો કે, પરિણામે કેવી આપણી ચઢતી થાય છે ! અને કેવા સુખો તેનો મેળેજ આવવા લાગેછે ! વળી પણ નિચે વાંચીને વાકેફ થાઓ.

संतुष्टालोलुपादक्षाधर्मज्ञाप्रियसत्यवाक्

ઇશ્વરની ઇચ્છાથી મળ્યું હોય તેમાં હમેશાં સતિ સ્ત્રિયો સંતોષી રહેછે. કોઇ વખત કોઇ પદાર્થ મળ્યો, અથવા કોઇ વખત કોઇ પદાર્થ નમળ્યો, તેનો તેને હર્ષ કે શોક થતો નથી અને તેથી પોતાના પતિને જરાપણ દુ:ખદાયક થતી નથી. ગમે તેટલા ભોગ ભોગવવાના પદાર્થો હોયછે. તેને ઉપયોગમાં લેતા છતા, તે થકી નિવૃત્ત થઇ તેમાં જરાપણ લાલચ રાખતી નથી. હમેશાં સ્વામીની સેવા કરી તદનંતર ઘરના કામકાજમાં જરા પણ આળસ રાખતી નથી. પોતાનો જે ખરો ધર્મછે તેને યથાર્થ જાણેછે. અને સર્વને આનંદ ઉપજાવે એવું સાચુ વાક્ય હમેશાં બોલે છે.

હવે વિચાર કરો કે, આવા ગુણોથી શોભાયમાન સતીનું નામ કેમ અમ્મર ન રહે ? છેવટ સઘળુ સદ્ગુણોથી પણ પોતાના પરમેશ્વરરૂપ પ્રાણ-નાથનું મન પ્રસન્ન રાખવું એજ તે મોટામાં મોટું કામ સમજે છે. તેમજ

પવિત્રતા રાખી સાવધાન રહી ખરા સ્નેહથી પોતાના પ્રાણનાથમાં ઇશ્વર બુદ્ધિ કરી, તેમને જરાપણ મનમાં ક્લેશ આવે તેવું કરતી નથી.

આપ સાહેબો વિચાર કરો કે, આ પ્રમાણે ધીરે ધીરે ઉત્તમ સદ્ધર્મ જો સર્વ ઠેકાણે પસરી જાય તો તેથી કેટલો ફાયદો થાય? આ ધર્મનું ઝાડ સુકાઇ ગયા જેવું દેખાય છે, તેનું કારણ માત્ર આપણ સર્વનું આલસ્ય અને અવિચાર વગર બીજું કાંઇ જણાતું નથી. માટે સારા ફળની ઇચ્છા રાખી, સ્ત્રિયોના ધર્મને ઉત્તેજન મળે તેવાં પ્રયત્નો જાતે કરવા માંડવાં જોઇએ આ પ્રસંગમાં કહ્યું છે કે,

पापतिहरिभावेनभजेच्छ्रीरिवतत्परा
हर्यात्मनाहरेर्लोकेपत्याश्रीरिवमोदते

જે સ્ત્રિ પોતાના પ્રાણનાથમાં ઇશ્વર બુદ્ધી રાખી તેનેજ આધિન થઇને લક્ષ્મીજી જેમ હરીનું સેવન કરેછે, તેમ તેનું સેવન કરે તો તે સતી, વિષ્નુલોકમાં પરમેશ્વરરૂપ પોતાના પતિની સાથે જેમ લક્ષ્મીજી સુખ ભોગવે છે તેમજ તે સુખ ભોગવે છે.

ખરેખરો વિચાર કરીએ તો પોતાના પતિના પુજનવિના અથવા તેમાં ઇશ્વર બુદ્ધિ રાખવી તે વિના બીજું જે કાંઇ કરવું તે ફોગટ વખત ગુમાવી પોતાના અમુલ્ય લાભમાં હાનિ કરવા જેવુંછે. સ્ત્રિજાત ઘણુંકરીને ભોળી હોય છે, તેથીકરીને તેમનામાં પોતાની ભેળે સારાવિચાર કરવાની સમજણ કેળવણીવિના આવતી નથી, માટે કેળવણીની સાથે સદરહુ બાબતો સ્ત્રિયોના સમજવામાં આવે અને તે પ્રમાણે વર્તે તેવી યુક્તિઓ આર્ય વંશજોએ ઓજવી જોઇએ. જ્યારે તમોજ તંદ્રા રાખીને જેમ ચાલેછે તેમ ચાલવા દેશો ત્યારે આપણું અને આપણા દેશનું ભલું કેમ થાશે? અને અનાદીથી આવેલા ધર્મને ઉત્તેજન ન મળવાથી તે પ્રકાશિત પણ ક્યાંથી થશે! અમારા ધારવા પ્રમાણે સઘળું કરવું એ તમારાજ હાથમાં છે. અને તેની વિસ્મૃતિ નહીં થાય તેને માટે કેટલાંક વાક્યો આપની સેવામાં મુકેલાંછે. તે યાદ રાખવાને ઘણાંજ ઉપયોગી અને કીમતી લાગશે એવી આશા રહેછે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં પણ નિચે પ્રમાણે વાક્ય છે કે,

संयतोपस्करादक्षाहृष्टाव्ययपराङ्मुखी
कुर्याच्छ्वशुरयोःपादवंदनंभर्तृतत्परा ॥

ઘરમાંના સંસારોપયોગી પદાર્થ બરાબર સારી ગોઠવણથી રાખવા, અપરાધથી હર્ષમાં રહેવું, વગર કામનો ખરચ કરવો નહીં, સાસુ સસરાને પગે લાગવું અને સર્વ પ્રકારે સ્વામીને આધીન રહેવું

આવિ જાતના સતીના ઘણી રીતના ધર્મો છે, માટે તે વિષે તેઓનું વલણ થાય તેવી રીતે કરવાને આર્ય લોકોનો પાસે વિનંતી કરીએ છીએ.

આપણા આર્ય લોકોમાં ઉપરના ધર્મ પ્રમાણે ચાલનારી ઘણી ખરી હશે તો તેથી ધારી શકાય છે કે, થોડું ઘણું સારૂ દેખાવામાં આવતું હશે તે તેઓના પુણ્યના પ્રતાપથીજ. બન્ને કુળને તારનારી તેવી સ્ત્રિયોને આ બાબત જરા પણ અનુપયોગી નથી, અને તેથીજ આવી જાતના લખાણ વડે તેમને બીજી સ્ત્રિયોને બોધ કરી સુધારવામાં આ અમારૂં લખાણ આશા છે કે, ઉપયોગી થઇ પડશે.

## ॥ શાર્દૂલવિક્રીડિત છંદ ॥

સાચો જે શણગાર છે શિયળનો તેને ચહો સૌ તમે,
નિત્યે ક્લેશ વિના કહો સરળ વાક્યો જે પતીને ગમે ;
પોતાના પતિમાં મતી નિશ દિને રાખો ખરા પ્રેમથી,
એથી ઉત્તમ અન્ય ધર્મ અબળા માનો નકી કોઇથી.

के. ह.

---

## वेदधर्मसभा.

આ ધર્મસભાને ડા. પરસોત્તમ ઓધવજીની મારફત રૂ ૨૦૦ અંકે બસો રાજશ્રી હરીપ્રસાદ સંતોકરામ દેશાઇની તરફથી મળ્યાછે. તેની પોહોંચ અમો મોટા માનની સાથે આપીએ છેએ અને અમો આ પ્રસંગે મજકુર ડા. પરસોત્તમ ઓધવજી અમારી સભાની ઉત્તરોત્તર વૃદ્ધિ થવા તરફ જે પ્રયત્ન કરતા આવ્યાછે અને કરેછે, તેનેમાટે તેમનો મોટો આભાર

માની, મજકુર સદ્‌ગૃહસ્થોએ જે કિમતી ભેટ સભાને કરીછે તે બાબત તેમનો ઉપકાર માની જણાવવાની રજા લઇએ છૈએ કે, અમારી સભાએ મજકુર ગૃહસ્થોનો ઉપકાર માનવાનો ઠરાવ કરવાની સાથે એવો ઠરાવ કરયોછે કે, તે ગૃહસ્થોની ભેટની મુદ્દલ રકમો અનામત રાખી, તેનું વ્યાજ મજકુર ડા. પરસોત્તમ ઓધવજીનો માર્ફત ઉપજાવી, દર વર્ષે જે વ્યાજ ઉપજે, તે રકમ મજકુર સભાની સાથે મજકુર ગૃહસ્થોના નામની યાદ કાયમ રેહે તે પ્રકારનાં કામ અથવા પુસ્તક છપાવવામાં વાપરવી.

આપણા દેશમાં જેમ સંસારી અને વ્યવહારી બાબતમાં ઐક્યતા નથી રહી તેમજ ધર્મની બાબતનો પણ ઐક્યતા ઉઠી જવાથી, જે ખરાબી થઇછે તે ખરાબી દૂર કરવાનો અને આપણો ઉદયકાળ શોધવાનો એજ રસ્તો છે કે, આપણોજ સનાતન વેદપ્રણીત ધર્મ છે તે દર્શાવવા, અમારી વેદધર્મસભા સ્થપાઇછે, તથા તેને અંગે સંસ્કૃત પાઠશાળા કરી, આર્ય ધર્મપ્રકાશ નામનુ માસીક ચોપાનીયું નિકળેછે તેને સારૂ સુજ્ઞ ગૃહસ્થોએ યથાશક્તી મદદ આપી, આપણા અજ્ઞાની આર્યબંધુઓ અજ્ઞાનરૂપી અંધારામાં ગોથાં ખાયછે તેમને અજવાળામાં લાવવા પ્રયત્ન કરવો.

આવાં મહાભારત કામ એકની મેહેનતથી થતાં નથી તે અમો સારી પેઠે જાણીએ છૈએ તોપણ પ્રયત્ન કરવો એ મોટી વાત છે; તેમ સમજી અમે અમારા પ્રયત્નમાં મંડ્યા રહ્યાછૈએ તો તેમાં પ્રથમ અત્રેના મુખ્ય શેઠીયાઓ અને હાલમાં મજકુર સદ્‌ગૃહસ્થો અમને મદદ આપવા ઉલટ ભેર અંતઃકરણથી આગળ પડ્યાછે તે જોઇ અમોને અમારી ધારેલી ધારણામાં પારપડવાની ફત્તેમંદગીની નીશાન જણાવાથી જે ખુશી ઉત્પન થાય છે, તે જેટલા બોલમાં દર્શાવીએ તેટલી ઓછી છે.

આ પોહોચ બંધ કરતાં અમો અમારા આર્યબંધુઓ જેમનામાં આવી મદદ કરવાની શક્તી છે તેમને એકવાર ફરીથી યાદ દેવરાવીએ છૈએ કે, આવા ગૃહસ્થોનો દાખલો લેવાથી તેઓ પોતાનું અને પોતાના બંધુઓનું ભલું કરી શકશે તેવું અને તેટલું બીજા કશાથી કરી શકવાના નથી. અને ઇશ્વર સહુને આવી સુમતી આપો. તથાસ્તુ.

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

जेनाथी खूब मूठी मारवाने लीधे शत्रुओने रोकी-ए, ताराथी रक्षा पामेला अमो घोडावतें रोकीए. ॥२॥

## भाष्यनो भावार्थ.

जे धनथी संपादन करेला योद्धाओना अत्यंत मुष्टि प्रहारथी शत्रुओने रोकेला करिए तेवुं धन आप्य, ताराथी रक्षा पामेला अमो अमारा घोडाथी शत्रु ओने रोकेला करीए मतलब के प्यादलनी लडाइथी अने घोडानी लडाइथी शत्रुओने नाश करीए ॥ २ ॥



॥ तृतीया मृचमाह ॥

इंद्र॒ त्वोता॑स॒ आ व॒यं वज्रं॑ घ॒ना द॑दीमहि ।
जये॑म॒ सं यु॒धि स्पृधः॑ ॥ ३ ॥

पदपाठः

इंद्र॑ । त्वाऽऊ॑तासः । आ । व॒यं । वज्रं॑ । घ॒ना ।
द॒दी॒म॒हि॒ । जये॑म । सं । यु॒धि । स्पृधः॑ ॥ ३ ॥

# माधव भाष्यं.

हे इंद्र त्वोतासस्त्वया पालिता वयं घना घनं शत्रुप्रहरणायात्यंतं दृढं वज्रमायुधमाददीमहि । स्वीकुर्मः। तेन च वज्रेण युधि युद्धे स्पृधः स्पर्द्धमानाञ्छत्रून्सं जयेम । सम्यक् जयेम ॥ त्वोतासः । उक्तं । वज्रं । वज व्रज गतौ । ऋज्रेंद्राग्रेत्यादिना रन्प्रत्ययांतो निपातः । घना । घनः काठिन्यं । तदस्यास्तीत्यर्शआदित्वादच् । चित्वादंतोदात्तः । सुपां सुलगिति डादेशः। ददीमहि । डुदाञ् दाने । प्रार्थनायां लिङ् । क्रियाफलस्य कर्तृगामित्वात्स्वरितञितः । पा० १।३।७२। इत्यात्मनेपदोत्तमपुरुषबहुवचनं ददीमहि । जुहोत्यादित्वाच्छपः श्लुः । श्लाविति द्विर्भावः । लिङः सलोपोऽनंत्यस्य। पा० ७।२।७९। इति सलोपः । श्नाभ्यस्तयोरातः । पा० ६।४।११२। इत्याकारलोपः । जयेम । शपः पित्वादनुदात्तत्वं । तिङश्च लसार्वधातुकस्वराद्धातुस्वर एव शिष्यते । छंदसि परेऽपि । पा० १।४।८१। इति समः परः प्रयोगः । युधि । युध संप्रहारे । संपदादित्वाद्भावे क्विप्। सावेकाच इति विभक्तेरुदात्तत्वं । स्पर्धंत इति स्पृधः। स्पर्ध संघर्षे । क्विप्चेति क्विप् । वहुलं छंदसीति रेफस्य संप्रसारणमृकारः । अकारलोपश्च ॥ ३ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र ! तें पाळेला, मजबूत वज्रने लइए अने युद्धमां हरिफोने खूब जीतिए ॥ ३ ॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र ! ताराथी पळायेला अमो, शत्रुओने मारवाने माटे मजबूत वज्रनो स्वीकार करिए ( ग्रहण करिए ) अने ते वज्रथी लडाइमां हरीफाइ करनारा शत्रुओने सारी रीते जीतिए ॥ ३ ॥



॥ चतुर्थी मृचमाह ॥

### वयं शूरेभिरस्तृभिरिंद्र त्वया युजा वयं। सासह्याम पृतन्यतः ॥ ४ ॥

पदपाठः

वयं । शूरेभिः । अस्तृऽभिः । इंद्र । त्वया । युजा । वयं । ससह्याम । पृतन्यतः ॥ ४ ॥

## माधव भाष्यं.

वयं कर्मानुष्ठातारः शूरेभिः शौर्ययुक्तैरस्तृभिरायुधा

नां प्रक्षेप्तृभिर्भटैः संयुज्येमहीति शेषः। हे इंद्र तादृश भटसहिता वयं युजा सहायभूतेन त्वया पृतन्यतः सेनामिच्छतः शत्रून्त्सासह्याम । अतिशयेनाभिभवेम ॥ शूरेभिः । शु श्रु गतौ । क्रन्नित्यनुवृत्तौ शुषिचिमीनां दीर्घश्च । उ० २।२६। इति क्रन् । कित्त्वाद्गुणाभावः। नित्त्वादाद्युदात्तत्वं । बहुलं छंदसीत्यैसो निषिद्धत्वाद्बहुवचने झल्येदित्येत्वं । सहयोगे तृतीयाबलाद्वयमित्यस्मत्पदसमभिव्याहाराच्च वयं संयुज्येमहीति गम्यं । विनापि सहशब्देन वृद्धो यूना । पा० १।२।६५। इति निपातनादिति त्युक्तं । पा० २।३।१९। अस्तृभिः । शस्त्रास्त्रप्रक्षेपणशीलैः । तद्धर्मभिस्तत्साधुकारिभिर्वा । असु क्षेपणे। तृन्निति ताच्छील्यादिषु तृन् । नित्त्वादाद्युदात्तः। रधादिभ्यश्च । पा० ७।२।४५। इति विकल्पविधानादयं पक्ष इडभावः । वस्तुतस्तु रधादावभावात्तृन्तृचौ शंसिक्षदादिभ्यः । उ० २।९०। इत्यनेनानिट् तृन् । त्वया युष्यसिभ्यां मदिक् । उ० १।१३७। कित्त्वाद्गुणाभावः। युष्मदः प्रत्ययस्वरेणाकार उदात्तः । तृतीयैकवचनं टा। त्वमावेकवचने । पा० ७।२।९७ इति मपर्यंतस्य त्वादेशः । अतो गुणे । पा० ६।१।९७ इति पररूपत्वं । एकादेश उदात्तेनोदात्त इत्युदात्तः । युजा । अंचुयुजि

कुंचां च । पा० ३।२।५९। इति क्विन्। सविकाच इति विभक्तेरुदात्तत्वं । सासह्याम । भृशं पुनः पुनः सहेमहि । षह मर्षणे । धात्वादेः षः सः। धातोरेकाचो हलादेः क्रियासमभिहारे यङ्। पा० ३।१।२२। यङो ऽचि च। पा० २।४।७४। इति लुक्। सन्यङोः। पा० ६।१।९। इति द्विर्भावः। हलादिशेषः। पा० ७।४।६०। दीर्घोऽकितः पा० ७।४।८३। इति दीर्घः। प्रार्थनायां लिङ्। चर्करीतं परस्मैपदमदादिवच्च दृष्टव्यं। सि० कौ० ति० य० । इति परस्मैपदोत्तमपुरुषबहुवचनं मस्। कर्तरि शप्। अदादिवद्भावाल्लुक्। नित्यं ङितः। पा० ३।४।९९। इत्यंत्यसकारलोपः । यासुट् परस्मैपदेषूदात्तो ङिच्च। पा० ३।४।१०३। इति यासुट्। लिङः सलोपोऽनंतस्य। पा० ।७।२।७९। इति सकारलोपः। सति शिष्टत्वाद्यासुट एवोदात्तत्वं शिष्यते। पादादित्वान्न निघातः। पृतन्यतः। युयोद्धुं पृतनामात्मन इच्छतः। सुप आत्मनः क्यजिति क्यच्। सनाद्यंता धातवः। पा० ३।१।३२। इति धातुसंज्ञायां सुपो धातुप्रातिपदिकयोः। पा० २।४।७१। इति सुपो लुक्। क्यचि चेत्यनुवृत्तौ कव्यध्वरपृतनस्यर्चि लोपः। पा० ७।४।३९। इत्याकारलोपः। पृतन्यधातुश्चित्वादंतो

दात्तः । उपरि लटः शत्रादेशः । कर्तरि शप् । पित्वादनु
दात्तत्वं । शतुश्च लसार्वधातुकस्वरेणोदात्तेन सहैका
देश उदात्तेनोदात्त इति पृतन्यच्छब्दोऽंतोदात्तः । शसः
सुप्स्वरेणानुदात्तस्यांतोदात्तादित्यनुवृत्तौ शतुरनुमो न
द्यजादी । पा० ६।१।१७३। इत्युदात्तत्वं ॥ ४ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र ! अमो शूरवीर फेंकनाराओथी मळिए तारी
सहायथी अमो सेनाने इच्छनाराओने खूब पराभव
करीए ॥ ४ ॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र ! कर्मने करनारा अमे, हथियारोने राखनार
शूरवीर योद्धाओथी जोडाइए. हे इंद्र ! तेवा योद्धाओ
सहित अमो तारी मदतथी सेनाने इच्छनारा शत्रुओने
खूब पराभव करिए ॥ ४ ॥

पदपाठः

# महान् । इंद्रः । परः । च । नु । महिऽत्वं । अस्तु । वज्रिणे । द्यौः । न । प्रथिना । शवः ॥ ५ ॥

## माधव भाष्यं.

अयमिंद्रो महान् शरीरेण प्रौढः परश्च गुणैरुत्कृष्टोऽपि । नु किंच वज्रिणे वज्रयुक्तायेंद्राय महित्वं पूर्वोक्तं द्विविधमाधिक्यं सर्वदास्तु । स्वभावसिद्धस्यापि भक्त्या प्रार्थनमेतत् । किंच । द्यौर्न । द्युलोक इव शवो बलमिंद्रस्य सेनारूपं प्रथिना प्रथिम्ना पृथुत्वेन युज्यतामिति शेषः । यथा द्युलोकः प्रभूत एवमस्य सेना प्रभूता । नुशब्दो यद्यपि क्षिप्रनामसु नु मक्ष्विति पठितस्तथाप्यत्र तस्यान्वयाभावान्निपातत्वेनानेकार्थत्वसंभवाच्च समुच्चयार्थोऽत्र गृहीतः । नशब्दो लोके प्रतिषेधार्थ एव । स्वाध्याये तु प्रतिषेधार्थ उपमानार्थश्चेति द्विविधः। येनपदेनान्वीयते तस्मात्पूर्वं प्रयुज्यमानः प्रतिषेधार्थः । उपरिष्टात्प्रयुज्यमान उपमार्थः । तथा च यास्क उदाहरति । नायमन्त्रद्यायं नेंद्रं देवममंसतेति प्रतिषेधार्थीयः पुरस्तादुपचारस्तस्य यत्प्रतिषेधति ।

दुर्मदासो न सुरायामित्युपमार्थीय उपरिष्टादुपचारस्त स्य येनोपमिमीते । नि० १।४। इति अत्रोपमावाचि नो द्युशब्दस्यापि प्रयुक्तत्वादुपमार्थः स्वीकृतः । अष्टा विंशतिसंख्याकेषु बलनामस्वोजः पाजः शव इति पठि तं ॥ महानिति नकारस्य संहितायां दीर्घादटि समान पादे । पा० ८।३।९। इति रुत्वं । आतोऽटि नित्यं । पा० ८।३।३। इति पूर्वस्याकारस्यानुनासिकः । भो भगोअघोअपूर्वस्य योऽशि । पा० ८।३।१७ इतिय कारः । तस्य लोपः । पा० ८।३।१९। तस्यासिद्धत्वात् । पा० ८।२।१। स्वरसंधिर्न भवति । महेरिन् । उ० २। ५७ इत्यौणादिक इन् । महेर्भावो महित्वं । त्वमिति त्ययस्वरेणोदात्तः स एव शिष्यते । वज्रिणे । इकारः ायस्वरेणोदात्तः । द्यौः । द्योशब्दः । प्रातिपदिकस्वरे

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|



---

## હરિગીત છંદ.

જો આર્યધર્મપ્રકાશની મન આગ રાખો માનવા ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સાગ્રો માનવો :-
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. ફાલ્ગુન, સંવત ૧૯૩૪. અંક ૫ મો.

## धर्मो रक्षति रक्षितः



॥ श्लोक ॥

सत्यंमृदुप्रियंवाक्यं धीरोहितकरंवदेत्
आत्मोत्कर्षंतथानिंदा परेषापरिवर्जयेत् ॥

અર્થ—જે ધીર પુરૂષ છે તેણે સત્ય, (સાચુ) સરલ, વાહાલુ લાગે તેવું, અને હિતને કરનારૂ વાક્ય બોલવું જોઇએ. અને પોતાની બડાઈ મારવી તથા પારકી નિંદા કરવી એ બેયનો ત્યાગ કરવો જોઇએ.

જગત્કર્તાએ બોલવાનેમાટે સાધનો આપેલાંછે, એ સાધનોનો ઉપયોગ સારો થાય તેમ કરવું જોઇએ એ સર્વની ફરજ છે. વિચાર કરો કે, એક બોલમાં બીજા કોઇનું બેદાનમેદાન થઈ જતુ હોય અને એક બોલમાં તેમનો સઘળો લાભ આવતો હોય, એ બેયમાંથી કયું બોલવું તે સારૂં ? જો માનવામાં આવે તો તો ઉપરના શ્લોક મુજબ જે હિત કરનારૂં ખરૂ વાક્ય હોય તેજ બોલવું જોઇએ. શામાટે કડવુ અને નુકશાનકારક વાક્ય બોલિને બીજાને આપણે દુખ દેવું ? હમેશા યાદ રાખવું જોઇએ કે, ઈશ્વરે આપણને જે શક્તિ આપેલીછે, તે સારૂં કરવાને આપેલીછે માટે તેમજ કરવું યોગ્ય છે.

કેટલાક લોકો વિનાકારણે જેનીઉપર કફાનજર હોય તેનુ કાંતો વાંકુ બોલ્યા કરે, કાંતો તેનીપર અપવાદ નાખ્યા કરે, અને કાંતો તેમને નુકસાન થાય તેવિ યોજના કર્યા કરે; પણ એમ નથી વિચારતા કે, આમ કરવાથી આપણું કાંઈ વળવાનુ નથી, અને ઇશ્વરના ધરતરફથી ઉલટું ચલાયછે, એથી પાપનાં ભોગી થવું પડશે. ઇશ્વરે જો પોતામાં શક્તિ મુકેલી હોય તો બનતાં સુધી કોઇની સ્તુતિ (વખાણ) કરવી પણ કદીએ પારકી નિંદામાં પોતાનો અમુલ્ય વખત ખોવો નહી તેમજ પોતાની બડાઈ મારવા, અથવા

પોતાની મેળે પોતાના ગુણ ગાયા કરવા, એપણ આર્યવંશજોને જરાપણ શોભે તેવું નથી. જે પોતાનામાં પરાક્રમ હોય તે છાનું રેહેતું નથી. કેહેવતછે કે, "છાબડે ઢાંક્યો સુરજ છાનો રહે નહીં. અને ફુલડીમાં નાખી મો બાંધી લીધેલી કસ્તુરી ઓળખાયા વગર રહે નહીં." તેમ જો પોતામાં માલ હોય તો એની મેળે જણાઈ આવેછે. પણ પોતાની મેળે પોતાની બડાઈ મારવાથી ઉલટો ગેર ફાયદો થાયછે, અને લોકો ગાંડાંઘેલાંમાં ગણી કાઢેછે. કેટલાક આર્યધર્મને જાણનારાઓ આ બાબત પણ સારી રીતે જાણેછે. તેમને તો આ ફકત યાદ આપેલીછે કે, જે યાદ ઉપરથી પોતાના લોકોને સુધારવાને વધારે પ્રયત્ન કરે. અને આર્યધર્મનો ઉત્કૃષ્ટ પ્રકાશ કરે. જેથી "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયાંની મેહેનત ઈશ્વર કૃપાથી સફળ થાય. તથાસ્તુ.

---

## मनशिक्षा.

(हरी भजन विना दुखदरिया संसारनो पार न आवे.)—ए राग.

मन मूरखरे मोह्युंछे मायाना मेला मेलने,
ममतावाळूं खेलेछे खोटाने मोटा खेलने.—टेक.
मन मारूं तारूं तु करतुं, तें सारांने दीठुं नरतुं;
तुं रात दिवस दीसे फरतुं, मन मूरख० १.
सदगुणने तुं दुर्गूण देखे, साचांने तूं खोटुं लेखे;
पछि पुण्य ने पाप करी पेखे, मन मूरख० २.
प्रियने ते अप्रिय तुं जाणे, नीतिने दे छूटे पाणे;
वळि अमृतने विषसम जाणे, मन मूरख० ३.
सज्जनने तुं दुर्जन के'छे, सम डाह्याने दूषण देछे;
मन गमतुं तुं मानी लेछे, मन मूरख० ४.
चारेकोरे भटके भमतुं, नित जेने तेने तुं दमतुं;
वळि वानरनी पेठे रमतुं, मन मूरख० ५.

मेलीने तुं एवी रीती, कर सदमारगमा शुभ प्रीती;
ओळखवा नीतितणी रीती, मन मूरख० ६.
जो साचां खोटाने समजे, पडशे तो तेनी खूब मजे;
नरसिंह स्वरूप सदा भजजे, मन मूरख० ७.
पडवा जाते दुख दरियामा, मूरख थैने मरवा जामा;
तुं मेरवजव हाथे खामा, मन मूरख० ८.
रे शात स्वभाव करी सारो, थइ नम्र लहे सुखनो वारो;
ए विण नवको सुखकर आरो, मन मूरख० ९.
रे'जे नित हरीहरने चरणे, धरजे कीर्त्तन तेना श्रवणे;
नवराच कदी कूडे वरणे, मन मूरख० १०.
भरमाइशमा भभको भाळी, नव थाइश तू बहु जंजाळी;
ममतानी बाळी दे जाळी, मन मूरख० ११.

नं. वि. ली. मेहेताजी.

---

# वेदधर्मनी सर्वोत्कृष्ट महत्ता विषे.

(સાંધણ પાને ૩૯ થી)

આ બાબતમા મહાભારત વિષે એવો એક શ્લોક છે કે,

एतएवत्रयोलोका एतएवाश्रमास्त्रय:
एतएवत्रयोवेदा एतएवत्रयोग्नय:

ત્રણે લોકરૂપ, ત્રણે આશ્રમરૂપ, ત્રણે વેદરૂપ અને ત્રણે અગ્નિરૂપ એજ (માતાપીતા અને ગુરૂ) છે.

મનુસ્મૃતિમાં પણ બીજા અધ્યાયની અ૯૨ એવીજ મતલબનો શ્લોક છે કે, જેને માતાપિતા અને ગુરૂમાં ભક્તિ હોય તેને લોકની પ્રાપ્તિ, આશ્રમ સેવા, વેદાધ્યયન કરવું, અને અગ્નિ કર્મ કરવું, એ સઘળુ એમાંજ છે. માતાપિતા અને ગુરૂમાં ભક્તિ રાખનારઓએ કાંઇ પણ ન કરવું

એવો કાંઈ શાસ્ત્રકારોનો ઉપદેશ નથી. એમનો ઉપદેશ તો ખરી મતલબ ઉપરછે કે, બીજું બધું કરે પણ જ્યાંસુધી માતાપિતા અને ગુરૂના વિષે ખરો ભાવ ન હોય ત્યાંસુધી જે કરવું તે નહીં કર્યા બરોબર છે. આપણા સર્વ આર્યલોકોને કાને હજી પર્શુરામની કીર્ત્તિનો મંજરી* પડેલીજ છે. કે જે, પોતાના પિતાની આજ્ઞા પાળવાથી ત્રણે જગતમાં ખ્યાતિરૂપ સુગંધને ફેલાવી રહીછે. એજ પર્શુરામે ગુરૂ ભક્તિનો પણ એવોજ મહિમા બતાવી આપેલોછે, કે જે, ભક્તિથી સર્વભૂતેશ્વર સદાશિવે પણ શુરવીરોમાં શ્રેષ્ટ પોતાના પુત્ર કાર્તિકસ્વામી કરતાં તેની ઉપર વધારે પ્રેમથી શસ્ત્રાસ્ત્ર વિદ્યાનો ઉપદેશ કરેલો હતો. તેવિજ રીતે માતાપિતાની ભક્તિનો દાખલો ગણપતિએ દેખાડી આપ્યોછે કે, તે વિષેની વિગત નિચે વાંચવાથી જણાશે.

એક દિવસ કાર્તિકસ્વામીને અને ગણપતિને પરસ્પર "આ કેહે હું ઉત્તમ અને પેહેલા કેહે હું ઉત્તમ" એવિ રીતનો વાદાવાદ ચાલ્યો, પણ તેનું પોત પોતાની મેળે છેવટ ન આવવાથી અંતે સદાશિવ પાસે જઇ "બેમાંથી કોણ ઉત્તમ છે" એવિ જાતનું પ્રશ્ન પુછી ઉભા રહ્યા. ત્યારે ભોળા શંભૂએ એવી આજ્ઞા કરી કે, તમારા બેજણમાંથી જે આખી પૃથ્વીની દુધની ધારા દઇ પ્રદક્ષિણા કરી પેહેલો આવે તે ઉત્તમ. ભોળાશંભૂ તરફથી આવી આજ્ઞા થતાં કાર્તિકસ્વામિ તો તરતજ પોતાના મોરના વાહનપર સવારી કરી પૃથ્વીની પ્રદક્ષિણા કરવા ચાલ્યા. પણ ગણપતિ શું કરે! એક તો પોતાનું શરીર ભારે, અને વળી ઉંદર સરખું નાનું વાહન, એટલે કેમ ધાટ આવે! પોતે તો અતિ વિચારમાં પડી ગયા. અને પૃથ્વીની પ્રદક્ષિણા કાર્તિકસ્વામીની પ્રથમ કેમ થઇ શકે? એ ધાટ ઘડવામાં ગુંથાઇ ગયા. પણ સદાશિવની કૃપાથી યાદ આવિ કે, તરતજ માતાપિતાની દૂધની ધારા દઇ સાત પ્રદક્ષિણા કરી પગે લાગી પોતાની મતલબ પાર પડવાથી શાંત થઇને બેઠા. આવી જાતની તેની યુકતી અને ભકતી જોઇ તેને સદાશિવે ઘણું માન આપ્યું. હવે અમોઘ પરાક્રમી કાર્તિકસ્વામી ઘણે દિવસે પ્રદક્ષિણા કરી વળતાં વિચાર કરતા આવેછે કે, મારી પેહેલાં એવો કોણ છે કે, તેણે પૃથ્વીને દુધની ધારા

દઇ પ્રદક્ષિણા કરી ? ગણપતિને તો હું પાછળ મુકીને ગયો હતો પણ કદી મારી આગળ હોય તો પણ તેના ઊંદરને મારો મોર એક પાંખની ઝપાટ-થી પાછળ પાડી નાખે. તેથી એતો કદીએ મારી મોર જઈ શકે તેમ નથી. પણ તે બધું ત્યાં ગયા પછી નિશ્ચે થાશે. આહીં સદાશિવ અને પાર્વતીની પાસે ગણપતિ બેઠાછે. ત્યાં કાર્તિકસ્વામીએ "આપની આજ્ઞા પ્રમાણે કામ સિદ્ધ કરી આવ્યો" એમ કહી નમન કર્યું ત્યારે શંભૂનાથ બોલ્યા કે તમે એક પ્રદક્ષિણા કરી આવ્યા, પણ ગણપતિ તો તમારી પેહે-લાંથીજ સાત પ્રદક્ષિણા કરીને બેઠાછે. આ વાત સાંભળતા કાર્તિકસ્વામીનાં "ગણપતિ કરતાં હુ ઉત્તમ છું" એવા અભિમાનની જગાએ આશ્ચર્ય આવી બેઠું. એ વિષે તેણે ખુલાસો માગ્યો તે સઘળો તેણે કહી સમજાવ્યો. અને પછીથી બંનેના વાદનો અંત આવ્યો આ બીનાઉપરથી પણ માતાપિતાનો મહિમા જણાઈ આવેછે. વળી મહાભારતમાં એવો એક શ્લોક છે કે—

नचैतैरभ्यनुज्ञातोधर्ममन्यसमाचरेत्
यंचतेभ्यनुजानीयुःसधर्मइतिनिश्चयः

માતા, પિતા અને ગુરૂની આજ્ઞામા જોડાએલા પુરૂષે તેઓની આજ્ઞા વિના ધર્મનુ કામ કરવું નહીં. જે તેઓ હુકમ કરી કરવાનુ કહે તેજ નિશ્ચે ધર્મ છે.

જ્યાંસુધી આ નિઃસાર સંસારમાં માતાપિતા અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તિ, સઘળાં પુણ્યનો સમુદાય સંપાદન કર્યો નથી, ત્યાસુધી જે કર્યું અને કરવું છે તે સઘળુ વૃથા કેહેવાને કાઇ અડચણ જણાતી નથી. ગમે તો હજારો લાખો પૈસા ઉડાડો પણ માતાપિતા આદિની સેવામાં જરા મન ન રાખ્યું તો તે પાણીમાં ફેંકી દીધા બરોબર ગણાય શકેછે. માટે એઓને પ્રસન્ન રાખી સેહેજે મળેલા સેવાના લાભને લેવાને આર્યવરા-જોએ બનતી કોશિશ કરવી, એ એમની ખરી ફરજ છે. મનુસ્મૃતિના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

यंमातापितरौक्लेशंसहेतेसभवेनृणा
नतस्यनिष्कृतिःशक्याकर्तुंवर्षशतैरपि ॥

માણસ પોતાની માતાના ઉદરમાં આવે ત્યાર પછી માતાપિતાને જે અનુક્રમે દુઃખ ભોગવવાં પડે છે, એ તેઓના ઉપકારનો બદલો સોવરસનું આયુષ્ય હોય તો પણ વળી શકતો નથી, માતાપિતા પોતાના બાળકો ઉપર જે જે ઉપકારો કરે, જે જે તેઓ પોતાનાં બાળકોમાટે દુઃખ સહન કરે, તે બધાં મોટાં પુસ્તકો બંધાય તો પણ પાર આવે તેમ નથી. અને તેનો બદલો વળી શકે એમ પણ નથી. આ ઉપરથી એવું સમજવાનું છે કે જેવો ઉપકાર માતાપિતા કરેછે તેનો બીજા કોઇનાથી થઇ શકતો નથી; માટે તેમનો જેમ બને તેમ બદલો વાળવાને પ્રયત્ન કરવું જોઇએ. ઉલટું ઉપકારને બદલે દુઃખ ઉત્પન્ન થાય એવું ન થવું જોઇએ. આ વિષયમાં મનુસ્મૃતિ વિષે એવો શ્લોક છે કે,

तयोर्नित्यंप्रियंकुर्यादाचार्यस्यचसर्वदा
तेष्वेवत्रिषुतुष्टेषुतपःसर्वंसमाप्यते ॥

તે માતાપિતા અને આચાર્ય એઓને જે પ્રિય હોય તેજ કરવું જોઇએ. કારણ કે તે ત્રણે પ્રસન્ન થયાં એટલે સઘળાં તપો સંપૂર્ણ થાય છે (બધાં તપ કરવાનું પુણ્ય મળે છે.)

આવી રીતનાં વાક્યોથી જણાઇ આવતા કલ્યાણને કરનારા સેહેલા ઉપાયો, કામે લગાડ્યા વિના ખોટા વિચારો ઉપર વિના આધારે ભમ્યા કરવું એ સમજુ માણસનુ લક્ષણ નથી. સદ્ગુણી પુત્રે અને શિષ્યે જેમ બને તેમ માતાપિતા અને ગુરૂની, કલ્યાણના ઉદયનેમાટે મૂર્તિમાન ઇશ્વરની માફક સેવા કરવી જોઇએ. એ સેવા કેવાં ફળને આપનારી છે એ સઘળું આર્યલોકોના જાણવામાં આવી ગયું છે.

આચાર્ય વિષે ઇશ્વર બુદ્ધિ રાખવી એપણ પેહેલાં માતા અને પછી પિતા એમની સાથે છેવટ એમના વિષેની પણ પ્રતીતી આવ્યા કરે છે. માટે આચાર્યપણું બતાવી આપનારાં વાક્યો પણ સર્વની સેવામાં મુકવાં જોઇએ. પરંતુ એ વિષેનાં મહામુનિનાં વાક્યો આગળ લખાઇ ગયેલાં છે, માટે દાખલ ન કરતાં એટલીજ યાદ આપવી બસ છે કે, જે આચાર્યપણાને લાયક હોય, જે શિષ્યોને સારે માર્ગે વર્ત્તાવતા હોય, જે કામક્રોધાદીકને જીતનારા હોય, અને જે નિસ્પૃહ થઇ સારો માર્ગ ચલાવતા હોય, તેજ માન આપવાને અને પુજા

કરવાને લાયક છે, પણ જે ધનને અને પરસ્ત્રીયોને હરણ કરવાને પ્રવૃત્ત થઇ, પોતામાં ભાવ રાખનાર શિષ્યોને નર્કનાં બારણાં ખુલ્લાં કરી આપતા હોય, અને અધર્મના દરિયામાં ફેકી દઇ પોતે પણ અજાઈ જઇ પડતા હોય, તે ગમે તો ગુરૂપદને કે ગમે તો આચાર્યપદને ધરાવતા હોય તો પણ તે માન આપવાને કે પુજવાને લાયક નથી. એટલુંજ નહીં પણ તેનો સંગ રાખવો એ પણ માણસોને દુઃખ ઉપજાવનારો છે. એ કાંઇ આ વખત અમેજ કહીએ છીએ તેમ નથી, આગળથીજ એ વિષે મહાન પુરૂષો કેહેતા આવ્યા છે. જેમકે આજથી આરસો વરસ પેહેલાં 'અખા' નામના પરજીયા સોનીની જાતમાં ઉત્પન્ન થયેલા મહાન પુરૂષે ઘણો અનુભવ મેળવેલો છે. અને પોતે પુસ્તકો પણ રચેલાં છે, તેમાં ગુરૂની બાબત વિષે ખરો સિદ્ધાંત લઇ જણાવેલું છે તેમાંનું એક પદ નમુના દાખલ આ ઠેકાણે લખીએ છીએ.

गुरु किधा में गोकुळनाथ, घरडा बळदने घाली नाथ;
धन हरे धोखो नव हरे, एवा गुरु कल्याण शुं करे !

અખાનો અનુભવ બરોબર માનવા જોગ છે. કારણ જેમણે ધર્મ એ શું છે? એ જાણ્યું નથી અને પોતાનું માન વધારવા અને પૈસા મેળવવા ગમે તેવી અનીતિને આચારે ચાલે એ કદી પણ કલ્યાણ કરે નહીં, એટલુંજ નહીં પણ તેથી ઉલટા પાપના ખારા દરીયામાં ફેકી દે, કે જેથી પાછા નિકળવાનો આરોજ આવે નહીં. (અપુર્ણ.)

---

## पतिनो पत्नीप्रत्ये धर्म.

यादृग्गुणेनभर्त्रास्त्रीसंयुज्येतयथाविधि
तादृग्गुणासाभवतिसमुद्रेणेवनिम्नगा

(મનુસ્મૃતિમાં કહેલુંછે કે,) જેમ સાગરના સંયોગવડે નદી સાગરના જેવીજ થઇ જાયછે. તેમજ સ્વામી જેવા ગુણોથી પોતાની સ્ત્રિને વિધી પ્રમાણે જોડે તેવા ગુણવાળી થાયછે.

અગ્નિની સાક્ષીથી પરણેલી પત્નીને જેવી કેળવણી આપીને સુધારશો તેવિ સુધરશે. માટે સંસાર સમુદ્રમાં ગ્રહસ્થાશ્રમના વહાણને ચલાવ-વાનો સંચો તમારા હાથમાં છે. તેના અક્કલની કુંચી આપવાને કદી ચુકવું જોઇએ નહીં. કારણ કે; એ ભુલ ખાવાથી મહાસાગરમાં પડેલાં શુકાન વગરનાં વાહાણની જેમ તોફાનમાં ગતી થાયછે. તેમજ ગ્રહસ્થાશ્રમ પણ તેવીજ સ્થિતિમાં આવી જાયછે. અને તેથી તેમાં કેવિ જાતનો પરિતાપ થાયછે તે તેના અનુભવિયો જાણતા હશેજ.

કેટલાક લોકો અબળા જાતી ઉપર સઘળા દોષોનો આરોપ મુકેછે. અને તેજ આવેશમાં તેમને સુખ આપવાને બદલે દુઃખ આપેછે. તેવા દેખાવો કોઈ કોઇ વખતે નજરે દેખવામાં આવિછે. એઓના મનમાં એમ કેમ નહીં આવતું હોય કે સંસારીક રીતીથી જોતાં ઘરનું હીત કરનાર અથવા બરદાસ્ત રાખનાર એક પોતાની અર્ધાંગનાછે, તેને દુઃખ આપીને અથવા તેની સાથે દીલ નહીં મેળવીને શા શા ફાયદા મેળવવાનાછે?

જેની સાથે જીવતાં સુધી સહવાસ થયો તેનુંજ જ્યારે દીઠે મોડું ન ગમે ત્યારે બીજો કયો પદાર્થ સુખકારક છે? એમ કંઇ નિશ્ચે થાતું નથી. સઘળી જાતનો દુનિયાદારીનો આધાર પોતાની સ્ત્રીઉપરજ છે તેનો ખરો ચીતાર જ્યારે કોઈ બીચારો ઇશ્વરેચ્છાથી પોતાની સ્ત્રી વગરનો થાય ત્યારે તેના દુઃખથી આપણા હૃદયમાં ઉતરેછે. તે વગર ઉતરી શકતો નથી, બધો ભાગ કાંઇ એવો નથી તેમ વળી ઇશ્વરેચ્છાથી જમાનો ફરવા લાગ્યો છે, સહુએ સંપનો સ્વાદ ચાખવાને ઇચ્છાવાળાછે, તોપણ સ્વભાવને વશ થઇને કોઈ કોઇ સંપનો પાસો પકડવો ભુલી જઇ કુસંપને વળગી જાયછે, જેથી જીવતાં સુધી તેમને સુખે બેસવાનો વખત આવતો નથી.

ઘણી ખરી સ્ત્રીજાત બુદ્ધિ વગરની ગણાયછે તેને વધારે સમજણ આ-પવી જોઇએ એમ કેટલાકનો અભિપ્રાય હોયછે. અને પોતે સિદ્ધ બની ગયા સમજતા હશે પણ પુરૂષોને પણ ઘણી જાતનું સુધરવું બાકીછે એમ સમ-જીને ઉપદેશની બાબતઉપર ખૂબ ધ્યાન આપવું જોઇએ. હું ધારૂંછું કે આ નિચે લખેલાં પદ્યો સર્વ આર્યજનોના મનને આનંદ કરનારાં અને યથાર્થપણું બતાવનારાં થઇ પડશે. તથાસ્તુ.

(શંકરનંદના મહીનાનો રાગ, "કૃષ્ણ જીવન ક્યારે આવશે," અથવા "વનચર વીરા વધામણી") એ પ્રમાણે.

જુલમ કદી નવ કીજીએ, અબળા ઉપર લગાર;
એમ હૃદય માંહિ રાખીએ, કારણ નિરબળ નાર. જુલમ.
કેળવણી દઈ કેળવો, હાથે ન થશો હેરાન;
સુખ સઘળું હાથમાં છતાં, થાશે આપેડો હાણ ? જુલમ.
વાંક દેખો અબળા વિષે, તેનો લેશ નવ દોષ;
એ દોષ તો માતતાતનો, જાણી કરશો ન રોષ. જુલમ.
છે નિત આધાર આપનો, સુખ થાવાનો એજ;
કારણ વિણ તરછોડવી, એથી શું બીજું બેજ*? જુલમ.
જ્યારે તમે આનંદમાં, એવું દેખે તે આંખ,
ત્યારે તમારી અર્ધાંગના, લાભ લેખશે લાખ. જુલમ.
દૈવે દીધી તમ હાથમાં, સુખે પાળવા કાજ;
તેને દુખી દીલ દેખીને, આવે કેમ નવ લાજ ? જુલમ.
પરણી આવિ ઘેર આપને, મેલી માત ને તાત,
આપને માટ ખમું તજે, એ થોડી નહીં વાત ! જુલમ.
જોર નહીં એ જાતમાં, નારી નબળી ગણાય;
આપને સુખથી સદા સુખી, એમ જોતાં જણાય. જુલમ.
પ્રથમ હાથ લઈ તેમનો, પ્રીત બાંધવા માટ,
એજ સમય વિસરી જવા, ઓલો ન મન કપાટ† જુલમ.
વેમવ્હાલા નવ રાખશો, વિન કારણ લેશ;
તેમાં તમે દુખ પામશો, તન તપશે વિશેષ. જુલમ.
મેળની એક બીજાં તણી, પ્રીતિ પ્રિય જન સાથ;
સંસારનાં સુખ ભોગવો, તો રાજી જગનાથ. જુલમ.
નસિબ જોગે કદી જો મળી, દુખકારક નાર;
તોયે ન ક્લેશ જગ કરો, જાણી સઘળુ થનાર. જુલમ.
ક્લેશ કરીને કની ન્હો, સુખ થાવા જરાય,

* ખરાબ, † મનનું કમાડ.

પણ તે વિચારી જુઓ તમે, શું એ રીતથી થાય! જુલમ.
લાખો જનોની સામને, રાખી અગ્નિ જમાન,
વેદ વચનથકી પરણીયા, થઈ બહુ ગુલતાન. જુલમ.
વિશ્વાસઘાત પછી કરો, એવી અજબની રીત;
શોધી કયા શાસ્ત્રમાં થકી? ચાલવા વીપરીત. જુલમ.
મૂઢ ન થાઓ માનવી, એવા સુખડાંની લાણ;
સાંભળો નીતિની રીતને, વદે વેદ પૂરાણ. જુલમ.
પાષાણ પણ ગળી જાય જો, દેખે અબળાનાં દુઃખ;
ન ગળે અરે દીલ આપતાં, એ કેવાં મજબૂત! જુલમ.
ડરરે રાખો કોઈ દેવનો, લેશે સરખો રે ન્યાય;
લાય લાગ્યે કૂપ ખોદવો, તેથી શું ફળ થાય! જુલમ.
કોમળ ઝાડને વાળવું, એછે પ્રથમથી કામ;
તો તે તમારા મનોરથો, પુરા કરશે તમામ. જુલમ.
એવિ રીતે બધું સમજજો, કરી મનમાં વિચાર;
કેળવણી દઇ નારને, થજો સુખ કરનાર. જુલમ.
દોષ પોતાના પિંડના, મન જાણે ન કોય;
અવગુણ અન્યના પેખવા, સહુએ તતપર હોય. જુલમ.
નવભરમાઓ ભલા તમે, શોધો સાચો રે પંથ;
કંકાસ લેશ નહીં કરો, થઇ નિજ નારીના કંથ. જુલમ.
સમજણ દઇ સમજાવશો, જો તેના તમે નાથ;
સમજી હૃદય દોષ નીજના, તો તે જોડશે હાથ. જુલમ.
પ્રાણપતિ સ્વામી માહરા, માફી માગું છું આજ;
મુજ અપરાધ ક્ષમા કરી, રાજિ રહો શીરતાજ. જુલમ.
એવાં કોમળ વચનોથકી, તન મનથી હમેશ;
પૂજશે પ્રેમથી નાથને, ક્લેશ કરશે ન લેશ. જુલમ.
પણ તે પ્હેલું કામ આપનું, ખરૂં કરવાનું એક;
તન મન ધન થકી કેળવો, આણી અદકો વિવેક. જુલમ.
શાને હીરા હાથ આવિયો, ખોવા ખાંતથી આપ;

જનમ સુધી જે દાસી થઇ, તેને ઉપજાવો તાપ ? જુલમ
સમજણુ હોય જરા મને, સમજો સાનમા એક,
પ્રેમ પરસ્પર બાધવા, કરજો યત્ન અનેક જુલમ
હાથ લીધીછે તમાહરા, એવુ ધરિ અભિમાન,
સસારમાહી સુખી થવા, આપો તેમને માન. જુલમ
નમણી પરે સમજુ થઇ, જોર ન કરો જરાય,
નાથ થઇ અવળા થશો, ત્યારે શુ તેથી થાય? જુલમ
આસુ પાડીને બેસી રહે બોલે નહિ કઇ મુખ,
એના બધા દુખ ટાળીને, આપો અનુપમ સુખ જુલમ
બધાયા છો તમે એ થકી, નવ છુટ્યુ છુટાય,
એ મતનમ મન આણીને, કરો દુખ જેમ જાય જુલમ
એકે ખરો ધર્મ આપનો જન્મ લઇ જગમાય,
એથી જગતપતી રીજશે, શકાકે નવ કાય. જુલમ.

कै०

---

# आर्यधर्मना उदयमाटे शुं करवुं जोइए ?

આ લેખ કેસવલાલ હરિરામનો લખેલો છે પાના ૯૨૨

હરેક મોટુ કામ કરવાને માથે લેવુ તેમા એક કરતા વધારે માણસોની ઘણી જરૂરછે, અને તેવુ કામ કરવાને માટે એકજ નહીં પણ વિશેષ માણસો ભેગા મળ્યા હોય, ત્યારે તેનુ નામ આપણામા મડળી, સભા અને ઇગ્રેજીમા કપની અથવા સોસાઇટી એમ તેને કહેછે. આ મડળી અથવા સભા એકજ કામને વાસ્તે ઉભી થએલી હોતી નથી, પણ જુદા જુદા કામોને માટે ઉભી થએલીઓ હોયછે તેમનો ધધો કે, ઉદ્દેશ એકજ હોવછે એમ નહી પણ અનેક પ્રકારના હોયછે. સવળીનુ બધારણ એક સરખુ હોતુ નથી પરતુ તેમનુ ધોરણ જુદી જુદી વનણ ઉપર હોયછે, કોઈ મડળી અથવા સભા ધર્મોપદેશને વાસ્તે, કોઇ વેપાર ધધાને સારૂ, કોઇ વિદ્યા વૃદ્ધિને માટે અને કોઇ ન્યુસપેપર તથા ગ્રથ છુપીનેછે, ચોપાનિયા બહારીને દેશનો રીતભાત અને ખબરથી પ્રજાને જાણીતી કરવાને સારૂ

બંધાએલી હોયછે. આ કહેલી મંડળીઓ ચલાવવાનું કામ બુદ્ધિશાળી, વિદ્વાન, અને ચંચળ પુરૂષોનું છે. એવા પુરૂષોના એક સંકેત વિના તેનો કારભાર રૂડી રીતે નભી શકતો નથી. એટલા સારૂં એવી મંડળીઓ અથવા સભા જે વખતે સ્થાપન થાયછે. તે વખતે તેમાં તેવા પુરૂષોને એકઠા જોડી, તેઓની સંમતી અને ઐક્યપણાથી, તે ઉભી કરવામાં આવે છે. અને તેને અમર રાખવાને કાજે તેની વ્યવસ્થા પ્રથમથીજ મજબુત પાયા ઉપર રચવામાં આવેછે. કેમકે જોખમનાં જેટલાં જેટલાં મોટાં મોટાં કામો છે તેનું મૂળ રોપવામાં પેહેલેથીજ સગવડ સારી થવી જોઇએ, તે ન કરી હોય તો આગળ જતાં તેનું દિર્ઘાયુષ્ય ટકી રહેતું નથી; અને ઘટિ જઇ છેવટે ભાગી ચુંથાઇ જાયછે.

આવી મંડળીઓ આપણા દેશમાં ઝાઝી નથી પણ વિલાયત અને અમેરિકા વિગેરે સુધરેલા દેશોમાં ઘણી નિકળેલીઓ છે. અને ત્યાં તેઓ પોતાનું કામ મન માનતી રીતે બજાવેછે. જે મંડળીઓનો ઉદ્દેશ વેપાર ધંધાનો છે, તેઓ યાંત્રીક કળા વડે લાખો રૂપીઆ ઉત્પન્ન કરેછે. તરેહ તરેહનાં કપડાંઓ અને લોખંડના સામાન બનાવીને પ્રદેશમાં મોકલે છે; અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય મેળવેછે. જે મંડળીઓનો ઉદ્દેશ સમુદ્ર ખેડવાનો છે તેઓ નોકાશાસ્ત્રમાં પ્રવિણપણું મેળવી દરિઆને રસ્તે સ્ટીમરો અને મનવારોમાં કરોડો રૂપીઆનો માલ ભરી, એક દેશથી બીજે દેશ ખેંચી જાયછે. જે મંડળીઓનો ઉદ્દેશ ભૂમી શોધન કરવાનો છે તે ભૂસ્તર વિદ્યાનું અવલોકન કરીને નિપુણ થએલા, જમીનના રસ કસ પરખી કાઢી, આ ઠેકાણે વાવેતર કર્યાથી અમુક અનાજ કે, પદાર્થ સારો ઉત્પન્ન થશે એમ સર્વ પ્રજાને જાણીતી કરી, પાકની વૃદ્ધિ થવાના જે ફાયદા તે ઉઘાડા કરી આપેછે. આ પ્રમાણે જુદા જુદા ઉદ્દેશવાળી મંડળીઓનું કામ ટુંકામાં બતાવ્યું. એ શિવાય કુદરતી શોધ જેવા કે, ખગોળ વેત્તાઓ ગ્રહોની ગતી અને તેમનાં સ્થળો તેમજ કેટલાક ચમત્કારીક દેખાવો ઇત્યાદીનો તપાસ કરવાને મોટા મોટા કાફલાઓ સમુદ્રનું મંથન કરતા દૂરના બેટોમાં જઇ ચઢેછે. કોઇએ એમ નહીં, જાણવું કે, ફક્ત આ જણાવ્યું તેટલાંજ કામ કરવાને મંડળીઓ બંધાએલી હશે; પણ આતો

એક સક્ષેપ માત્ર હકીકત લખીછે; પરંતુ આવી આવી તો હજારો મડળીઓ હોયછે અને તે મડળીઓના કામના પ્રકાર અને કાનુનો પણ જુદાં જુદાં હોયછે

આપણે જાણીએ છીએ કે, એક માણસ કરતાં વધારે માણસોથી કામ ઝાઝું અને ઝડપથી થાયછે; અને ઝાઝુ ભારે પડતુ નથી તેટલા માટે ભારે કામમા ઝાઝા માણસોનુ તન બળ લેવાની ગરજ હોયછે, અને ઝાઝાના નશીબે સારી લાભની આશા વધારે રાખી શકાયછે. એકજ માણસ કદી મોટુ કામ કરવાનું આદરે અને ભવીષ્ય કાળે તે સાજો માંદો થાય તો તે કામ અધવચથી તુટી પડેછે, અને ખાખા વીખી થઇ જાયછે તેથી નફો અને નુકશાન એ બંનેનો સબંધ જ્યા સાથે જોડાએલા હોયછે, ત્યાં વિરોધનુ પ્રબળ અત્યુપયોગી થઇ પડેછે દાખલા તરીકે કોઇ શત્રુની લાખ ફોજ ઉપર એક રાજાનું પચ્ચીશ હજાર લશ્કર તુટી પડે તો તે લાખ ફોજના આગળ કશા હીસાબનુ નથી; તેમ પણ જો પ્રતીસ્પર્ધીના કરતાં અધીક દળ પાસે હોય તો દુશમન ટક્કર ઝીલી શકતો નથી અર્થાત એ કે, જે મહાન કામો છે તેમાં જેમ બને તેમ વધારે જનની મદદ એ અતિ લાભને અપનારીછે. વાસ્તે આવી મંડળીઓ અથવા સભા ઘણા જનથી મજબુત હોય તો તે મોટું માન પામે. માટે એવા ભારે કામોને વાસ્તે અવશ્ય કરીને મડળીઓ જોઇએ; અને તે આપણા દેશમા નથી અને છે તો પુરતી નથી.

જે દેશમાં તેવી મંડળીઓ હોયછે તે દેશની ચઢતી દહાડે દહાડે થતી આવેછે. અને ઉદ્યોગના રસ્તા ઘણા ખુલેછે. દેશ ભીખારી થઇ ચીથરેહાલ થઇ જતો નથી અને લોકોમાં જુસ્સો રહેછે. મડળીઓથી મોટાં મોટા રાજ્યો ચાલેછે. તેથી રાજકાજને માટે પણ મંડળીઓ હોયછે.*

આવો જ્યાં ધારો હોયછે તે દેશમા જુલમ થતો નથી અને રૈયત ભયરહિત હોયછે, એટલુજ નહીં પણ લોકો સર્વ પ્રકારની સુખ શાંતી ભોગવેછે. કલકત્તાના ગવર્નર જનરલની ધારાબાધનારીસભા મુંબાઇ અને મદ્રાસ તથા પંજાબ અને વાવ્ય ખુણાના પ્રાંતના ગવરનર સાહેબની ધારા

* વિલાયતમા પણ રાજ્ય કાર્યભાર ચલાવાને માટે પાર્લામેંટ (સભા) છે

ખાધનારી જે કૌંસિલ તે પણ એક મંડળીજ કેહેવાય. ઉપર જેમ વેપારી મંડળીઓ બતાવો તેમ આ મંડળીઓ રાજકાજને વાસ્તે છે.

હવે કેટળીક મંડળીઓ જેમને સભા પણ બોલેછે તે મંડળીઓ ધર્મોપદેશને અને એ વગરે દેશ સુધારાને સારૂં, ઝાહેરમાં અમૂક અમૂક વખતે જુદા જુદા વિષયો ઉપર, કોઇ મુકરર જગોએ ભાષણ આપી, લોકોના મન ઉપર અસર કરેછે. આવી મંડળીઓથી દૂરાચારનો અને અનિતીનો અટકાવ થાયછે. વાસ્તે આ બીના સર્વે કરતાં અગત્યની બીના કેહેવાય તેને માટે એવી સભાઓ જરૂર જોઇએ કે, જેથી લોકોમાં નીતિનો અને સદ્ધર્મનો વધારો થાય.

હિંદુસ્થાનમાં ધર્મની બાબતમાં તપાસતાં અનેક પંથો પ્રજામાં ફેલાયા છે અને તેથી એકજ નહીં પણ અનેક ધર્મમાં લોકો વેહેંચાઇ ગયાછે. ગમે તો તે ઠીક હો યા અઠિક હો પણ લોકોને ફાવ્યું તેમ ગ્રહણ કરી માની બેઠા છે. કોઈ મહાદેવ, કોઇ માતા કે કોઈ મેલડી કોઇ રામ અને કોઇ કૃષ્ણ એમ જુદા જુદા પંથને પુજનારા છે. આમાં ખરૂં શું અને ખોટું શું? એનો નિર્ણય કરવામાં લોકોમાંથી દિવસે દિવસે જ્ઞાનેંદ્રિયશક્તિનો લોપ થતો જાયછે, અને તેથી કરીને દેશમાં સદ્ધર્મનું સત્યાનાશ વળતું આવેછે. ધર્માચાર્યો સ્વાર્થી અને કેવળ દુરાચારમાં ભરચક* એટલે લોકોને મોક્ષે લેઇ જનારો જે નિર્વીકાર માર્ગ તેને ચુંથી નાંખી બોળી માર્યોછે. વાસ્તે આ ખરા અગત્યના કાર્યઉપર ચાલતા વખતમાં ખરેખર ખૂબ ધ્યાન આપવાનું છે. પણ એ કામ શ્રીમંત અને ઉપદેશકોનું તથા ઘણા જનોની સાહ્યતાવડે કરવાનું છે. આપણા જાતિભાઈઓમાં દુર્ભાગ્યે કરીને અજ્ઞાન વધી ગયું છે, તેનું નિકંદન મૂળમાંથી ખરૂ ખર્ચ વપરાય તોજ થાય. પણ તેના ધારણ કરનાર વિર્યવાન (બળવાન) જોઇએ. આર્યવર્ત્તની કેહેવાતી શ્રેષ્ઠ પ્રજા જેમનામાં ખરાબી જોવામાં આવે અને ધર્મની બાબતમાં કેવળ પરિતાપ ઉપજવા જેવો દેખાવ નજરે પડે, એથી અધિક દુઃખની બીના બીજી કોઈજ નથી.

ઈશ્વર સદ્ધર્મને ઘણું ચાહેછે, સદ્ધર્મ પાળનાર ઉપર પ્રિતી રાખેછે.

---

* જુવો વલ્લભિ પંથના કેટલાક મહારાજો.

અને તેનીજ મુક્તી કરેછે માટે આવા કામની મોટિ મોટિ સભાઓ સ્થપાવી જોઇએ અને સત્પુરૂષોના મુખમાંથી નિકળતાં વેદપ્રણીત ધર્મનાં ભાષણો શ્રેષ્ટ પુરૂષોએ સાંભળવાં જોઇએ. કારણ કે આ સંસારરૂપી મોહ જાળમાંથી મુક્ત થવાનો એકજ એ ધોરી રસ્તો, અને માણસને ઇશ્વરની પરમ ગતીએ પોચવાનું સાધન એજ છે, એટલુંજ નહીં પણ મનુષ્યનામાં નીતિ અને વિવેક એ બેવાનો ધર્મ કરીને નિવાસ કરેછે જે લોકો સદ્ધર્મને જાણતા નથી, અને આવી સદ્ધર્મની સભાઓમાં જઇ સત્પુરૂષોના મુખમાંથી વેદપ્રણીત ભાષણો શ્રવણ કરતા નથી તેમની સાથે સદ્ગુણો કદાપી પણ પ્રિતી કરતા નથી. માટે અહો આર્યજનો! સ્વજાતી ભાઇઓના કલ્યાણાર્થે ખરા અંતઃકરણથી જણાવીએ છીએ કે, આવી ધર્મોપદેશની સભાઓ સ્થાપન કરો, અને તમારી સમૃદ્ધિને આવા સુમાર્ગમાં ખર્ચી તમારા જાતિભાઇઓના વિકારનો નાશ કરો; અને એમ કરશો ત્યારેજ જે વર્ણશંકર પ્રજાઓ ઉત્પન્ન થવા લાગીછે, અને આપણા ખરા ધર્મનો લય કેટલેક દરજ્જે થઇ ગયેછે તે પાછો પ્રકાશિત થશે એટલુંજ નહીં પણ તમારો મોક્ષ થશે.

---

## हिंदुस्थानमां देशी राज्यो अंग्रेज सरकारने जे खंडणी आपे छे ए वगेरेनो जाणवाजोग हेवाल.

(સાંધણ પૃષ્ઠ ૩૨ થી )

### माहिसोर.

હૈદ્રાબાદ પછી દક્ષિણ હિંદુસ્થાનમાં માહિસોર, ત્રાવણકોર અને કોચીનનાં રાજ્યો આવેલાં છે. આ રાજ્યો પણ પ્રજામાં જાણીતાં અને મોટી ઉપજવાળાં છે. માહિસોરની ગાદીઉપર જે મહારાજા હાલ રાજ કરેછે; તેમનું નામ "ચામરાજેંદ્રવાદીઆરબહાદુર" કરીને છે આ મહારાજા નાની ઉમ્મરના અને ચંચળ છે. તેમની વય નાહાની હોવાને લીધે તેમના રાજ્યનો કારભાર નામદાર ઇગ્રેજ સરકાર તરફથી એક બ્રિટીશ અમલદાર

ચલાવેછે. આ જુવાન મહારાજાને ઊંચી કેળવણી આપવામાં આવેછે, અને તેથી આશાછે કે, તેઓ પુરતી કેળવણી પામ્યે તેમના જ્ઞાનમાં ઘણો સારો વધારો થવાથી, આગળ સારા નિવડશે; અને પોતાના રાજ્યને દીપાવ્યા વિના રેહેશે નહીં. આ મહારાજાને એકવીશ તોપોનું માન મળેછે.

## ત્રાવણકોર.

ત્રાવણકોરનું રાજ્ય દક્ષિણ હિંદુસ્થાનમાં એક પ્રખ્યાત અને નામીચું ગણાય છે. ત્યાંના હાલના રાજ્યકર્તા રાજાનું નામ "રામાવર્મા" છે. એઓ સને ૧૮૬૦ ના વર્ષમાં પોતાના મરનાર કાકા "મર્તાન્ડા" આ નામના રાજાની ગાદીએ તખ્તનશીન થએલા છે. અને હુશીયાર છે. આ રાજાનો રાજ્યકારભાર સારી રીતે અને સંતોષકારક ચાલતો સંભળાયછે. આ મહારાજા જ્યારે દીલ્લીમાં શેહેનશાહી ડેરાનો એક મોટો સમારંભ થયો ત્યારે તેમને તે વખતે નામદાર રાણી સરકાર તરફથી મોટું માન મળ્યું છે, અને તે એ કે, તેમને પ્રથમ ઓગણીશ તોપોનું માન મળતું તેમાં બે તોપોનો વધારો કરીને તે વખતથી એટલે તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૭૭ થી એકવીશ તોપોનું માન કરી આપ્યુંછે. એટલુંજ નહીં પણ તેમને શેહેનશાહી રાજસભાના એક સભાસદ ઠેરવવામાં આવ્યાછે.

## કોચીન.

કોચીનના રાજની ગાદીઉપર જે રાજા હાલ રાજ્ય કરેછે, તેમનું નામ "રાજારાવી વરમા" છે. જેઓ સને ૧૮૫૩ માં રાજગાદીઉપર આવેલાછે. આ રાજાના ગાદીએ આવ્યાપછી કોચીનના રાજ્યમાં સારો સુધારો થતો ચાલ્યો છે, અને એથીકરીને એ રાજ્યની તમામ પ્રજાને એવા સારા ચાલતા રાજ્યકાર્યભારથી પુરતો સંતોષ ઉપજવાનું એક મુખ્ય કારણ છે, તથા બીજા રાજાઓને જેમ ચડતી ઉતરતી તોપોનું બ્રિટીશ સરકાર તરફથી માન મળેછે. તેવી રીતે આ મહારાજાને મહારાણી સરકાર તરફથી સતર તોપોનું માન આપવામાં આવેછે, અને એ રાજ્યના કામકાજની રૂડી રીતે વ્યવસ્થા નિરંતર રેહેવાને સારૂ, તેમજ ઉપરનાં કહેલાં સર્વે રાજ્યો ખાતે નામદાર ઇંગ્લાંડની સરકાર તરફથી પોલિટીકલ એજન્ટો રાખેલા છે.

मन्त्रशब्दश्चित्वादंतोदात्तः । तृतीयैकवचने भत्वादल्लोपोऽनः । पा० ६।४।१३४। इत्यकारलोपः । छांदसो मकारलोपः । अनुदात्तस्य च यत्रोदात्तलोप इति विभक्तेरुदात्तत्वं । शवः । सन्विशयस्यानिसंतंस्येत्याद्युदात्तत्वं ॥ ५ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

इंद्र मोटो अने उत्कृष्टछे, वलि पण इंद्रने अधिकपणुं होजो. अने द्युलोकनी माफक इंद्रनुं वल मोटुं थजो ॥ ५ ॥

## भाष्यनो भावार्थ.

आ इंद्र शरीरथी मोटो छे, अने गुणोथी उत्कृष्ट छे. वळी वज्रवाळा इंद्रनी उपर कहेला बन्ने प्रकारनी सरसाइ सर्वदा होजो. (इंद्रमां ए बधुं स्वभाव सिद्धछे तोपण भक्तिनेलीधे आ प्रार्थनाछे) वळी द्युलोकनी माफक एटले द्युलोक जेम विस्तारवाळोछे तेम इंद्रनुं सेनारूप बळ विस्तारवाळुं थाओ. "नु" शब्द जो के निरुक्तमां शिघ्रना नामो विषे भणेलोछे, तोपण अहीं तेने अन्वय न होवाने लीधे तेमज

निपात होवाथी अनेकार्थपणानो संभव होवाना हेतु-थी अहीं तेने "वळी" एवा अर्थमां लीधोछे न शब्द लोकभाषामां निषेधनेज बतावे पण वेदमां तो निषेध-ने अने उपमाने बतावे, एवी रीते बे प्रकारना अर्थमां छे. जे पदनी साथे तेनो अन्वय होय ते पदथी पेहेलां मुकेलो होय तो निषेधने बतावे अने ते पद पछी मुकेलो होय तो उपमाने बतावे. यास्के पोताना निरुक्तमां एप्रमाणे लख्युं छे अने वळनां अठ्यावीश नामोमां "शत्र" ए नाम पण छे ॥ ५ ॥

॥ इति प्रथमस्य प्रथमे पंचदशो वर्गः ॥



अ० १. अ० १. व० १६. म० १. अ० ३. सू० ८.

॥ ऐंद्र सानसिमिति सूक्ते षष्ठीमृचमाह ॥

समोहे वा य आशंत नरस्तोकस्य सनितौ।
विप्रासो वा धियायवः ॥ ६ ॥

पदपाठः

सम्ऽओहे। वा। ये। आशंत। नरः। तोकस्य। सनितौ। विप्रासः। वा। धियाऽयवः ॥ ६ ॥

# माधवभाष्यं.

ये नरः पुरुषाः समोहे संग्रामे तोकस्यापत्यस्य सनितौ वा लाभे वाशत । व्याप्नुवंतः । इंद्रं स्तुत्येति शेषः । वा । अथवा विप्रासो मेधाविनो धियायवः प्रज्ञाकामाः संत आशत ते सर्वे लभंत इत्यध्याहारः । रण इत्यादिषु षट्चत्वारिंशत्संग्रामनामसु समोहे समिथ इति पठितं । पंचदशस्वपत्यनामसु तुक् तोकमिति पठितं ॥ समोहे । प्रातिपदिकांतोदात्तत्वं । वा । चादयोऽनुदात्ता इत्यनुदात्तः । आशत । अशू व्याप्तौ । छांदसश्लेर्लोपः । आडागम उदात्तः । पा० ६।४।७२। सति शिष्टत्वेन स एव शिष्यते । नरः । प्रातिपदिकस्वरः । सनितौ । स्त्रियां क्तिन् । तितुत्रेष्वग्रहादीनामिति वचनात् । पा० ७।२।९।१। निगृहीतिर्निपठितिरित्विवदिडागमः । विप्रासः । ऋज्रेंद्रेत्यादिना विप्रशब्दो रन्प्रत्ययांतो निपातितः । धियायवः । धि धारणे । धीयते धार्यतेऽवबुध्यते श्रुतमज्ञातमनयेति धिया प्रज्ञा । तामात्मन इच्छंतीति क्यच् । क्याच्छंदसि । पा० ३।२।१७०। इत्युप्रत्ययः । अतो लोपः । प्रत्ययस्वरेणोदात्तः ॥ ६ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

जे पुरुषो संग्राममां अथवा पुत्र प्राप्त थाय त्यारे इंद्रनी स्तुति करेछे. अथवा जे बुद्धिवाळाओ बुद्धिनी इच्छाथी इंद्रनी स्तुति करेछे ते तेने (इंद्रने) पामेछे॥६॥

## भाष्यनो भावार्थ.

रण विगेरे छेताळिस संग्रामनां नामोमां "समोह" ए नाम गणेलुं छे. तेम संताननां पंदर नामोमां "तोक" ए नाम गणेलुंछे ॥ ६ ॥



॥ सप्तमीमृचमाह ॥

य॒: कु॒क्षिः सो॑म॒पात॑मः समु॒द्र इ॑व॒ पिन्व॑ते।
उ॒र्वीरापो॒ न का॒कुदः॑ ॥ ७ ॥

पदपाठः

यः। कु॒क्षिः। सो॒म॒ऽपात॑मः। स॒मु॒द्रःऽइ॑व। पिन्व॑ते। उ॒र्वीः। आप॑ः। न। का॒कुदः॑ ॥ ७ ॥

## माधवभाष्यं.

यः कुक्षिरस्येंद्रस्योदरप्रदेशः सोमपातमोऽतिशयेन

सोमस्य पाता। स कुक्षिः समुद्र इव पिन्वते। वर्द्धते। सेचनार्थो धातुरौचित्येन वृद्धिं लक्षयति। काकुदो मुख संबंधिन्य उर्वीर्बह्व्य आपो न। जलानीव। जिह्वासंबंध मास्योदक यथा कदाचिदपि न शुष्यति तथेंद्रस्य कुक्षिः सोमपूरितो न शुष्यतीत्यर्थः। यद्यपि श्लोक इत्यादिषु सप्तपंचाशत्सु वाङ्नामसु काकुज्जिह्वेति पठितं तथाप्युदकसंबंधसिध्यर्थमत्र काकुच्छब्देन मुखमुपलक्ष्यते। संबंधिवाचिनस्तद्धितस्यात्र छांदसो लोपो द्रष्टव्यः॥ सोमपातमः। सोमं पिबतीति सोमपाः। आकारो धातुस्वरेणोदात्तः। कृदुत्तरपदप्रकृतिस्वरेण स एव शिष्यते। तमपः पित्वादनुदात्तत्वं। समुद्रशब्दः प्रातिपदिकत्वादंतोदात्तः। इवेन विभक्त्यलोपः पूर्वपदप्रकृतिस्वरत्वं चेति प्रकृतिस्वरः। पिन्वते। पिवि सेचने। इदितो नुम् धातोरिति नुमागमः। शपः पित्वेनानुदात्तत्वं। तिङश्च लसार्वधातुकस्वरेण धातुस्वर एव शिष्यते। उर्वीः। उरुशब्दोऽंतोदात्तः। वोतो गुणवचनात्। पा० ४।१।४४। इति ङीप्। यणादेशः। उदात्तयणो हल्पूर्वात्। पा० ६।१।१७४। इतीकार उदात्तः। जसा सहैकादेश उदात्तेनोदात्त इत्येकादेश उदात्तः॥ अभिप्लवषडहगतेषूक्थ्येषू तृतीयसवेन ब्राह्मणाच्छंसि

न एवा ह्यस्य सूनृतेत्यनुरूपस्तृचः एन्द्रूषु ब्रवाणि ते। आ० ७।८। इति खंडे। अथवा ब्राह्मणाच्छंसिन इत्युपक्रम्य एवा ह्यसि वीरयुरेवा ह्यस्य सूनृता आ० ८।३। इति सूत्रितं ॥ ७ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

जे पेटनो प्रदेश अत्यंत सोम पिनारछे, ते समुद्रनी माफक वधेछे. अने मोढाना घणा पाणिनी माफक सुकातो नथी ॥ ७ ॥

## भाष्यनो भावार्थ.

आ इंद्रनो जे पेटनो भाग अत्यंत सोम पिनारोछे ते समुद्रनी माफक वधेछे. (सेचनना अर्थवाळो धातु योग्यताने लीधे वृद्धिने बतावेछे) मोढानां घणां जलनी माफक एटले जीभथी संबंध राखनारुं मोढानुं पाणी जेम कोई वखतपण सुकातुं नथी. तेम सोमथी भरेलो इंद्रना पेटनो भाग कोई वखतपण सुकातो नथी. जो के श्लोक वगेरे वाणीनां सत्तावन नामोमां "काकुद" एवुं जिव्हानुं नाम छे. तोपण पाणीनो संबंध सिद्ध थवाने वास्ते अंहि "काकुद" शब्देकरी मोहोडुं उपलक्षित थायछे. (धारी शकायछे) ॥ ७ ॥

॥ तस्मिन्तृचे प्रथमां सूक्तेऽष्टमीमृचमाह ॥

एवा ह्यस्य सूनृता विरप्शी गोमती मही।
पक्वा शाखा न दाशुषे ॥ ८ ॥

पदपाठः

एव। हि। अस्य। सूनृता। विऽरप्शी। गोऽमती।
मही। पक्वा। शाखा। न। दाशुषे ॥ ८ ॥

## माधव भाष्यं.

अस्येंद्रस्य सूनृता प्रियसत्यरूपा वाग्दाशुषे हविर्दत्तवते यजमानाय तदर्थमेवा हि। एवं खलु। अनंतरपदवक्ष्यमाणगुणोपेता भवतीत्यर्थः। कीदृशी। विरप्शी। विविधरपणोपेतवाक्ययुक्ता बहुविधोपचारवादिनीत्यर्थः। गोमती। बह्वीभिर्गोभिरुपेता गोप्रदेत्यर्थः। अत एव मही महती पूज्या। यथोक्तवाचो दृष्टांतः। पक्वा शाख न। यथा बहुभिः पक्वैः फलैरुपेता पनसवृक्षादिशाखा प्रीतिहेतुस्तद्वत। यद्यपि महन्नामसु ग्राथं विरप्शीतिपठितं तथाप्यत्र महीत्यनेन पुनरुक्तिप्रसंगादवयवार्थो गृहीतः॥ एवा। एवमादीनामंत इत्यंतोदात्तः। संहितायां निपातस्य

चेति दीर्घः। हि। निपात आद्युदात्तः। अस्य। प्रकृतस्यें द्रस्य परामर्शादिदमोऽन्वादेश इत्यादिनाशादेशोऽनुदात्त इति सर्वानुदात्तः। सूनृता। ऊन परिहाणे। सुतरामूनयत्यप्रियामिति सून्। सा चासावृत्ता सत्या चेति सूनृता प्रियसत्यवाक्। परादिश्छंदसि बहुलमित्यृकार उदात्तः। विरप्शी। विविधं विचित्रं रपणं विरप्। रप लप व्यक्तायां वाचि। संपदादित्वाद्भावे क्विप्। तदेतदेषामस्तीति विरप्शानि वाक्यानि। तानि यस्यां वाचि संति सा वाग्विरप्शिनी। अत इनिठनाविती निः। यस्येति चेत्यकारलोपः। ऋन्नेभ्यो ङीप्। पा० ४।१।५। इति ङीप्। इकारः प्रत्ययस्वरेणोदात्तः नकारलोपश्छांदसः। सवर्णदीर्घ एकादेश उदात्तेनोदात्त इत्युदात्तः। गावोऽस्यां संतीति गोमती। मतुप्ङीपौ पित्त्वादनुदात्तौ। प्रातिपदिकस्वर एव शिष्यते। मही। महती। उगितश्च। पा० ४।१।६। इति ङीप्। तस्य पित्त्वादनुदात्तत्वे प्राप्ते शतुरनुमो नद्यजादी इत्यत्र बृहन्महतोरुपसंख्यानं। पा० ६।१।१७३।१। इत्युदात्तत्वं। अच्छब्दलोपश्छांदसः। पक्का। डुपचष् पाके। निष्ठेति क्तप्रत्ययः। पचो वः। पा० ८।२।५२। इति वत्वं। चोः कुः। पा० ८।२।३०। इति कुत्वं। प्रत्ययस्वरेणांतोदात्तः। टापा सह सवर्णदीर्घ

# परचुरण.

(काठियावाडना एक मेहेरबानी तरफथी लखाई आवेला सवाल.

૧. ચંદ્ર એ પૃથ્વીની આસપાસ લગભગ ૨૯॥ દિવસમાં ફરી રહે છે; તેમાં શુદના પખવાડિયાની શરૂઆતથી જેમ દિવસો થતા જાય છે, તેમ તેની કળામાં વધારો થતો જાય છે; અને તેની વધતી કળાનેજ એકમ એટલે ૧ કળા બીજ ત્રીજ ને ૨ ૩ કળા એ રીતે કહેવા રીતાજ ચાલો જણાય છે. ત્યારે તેમાં ચોથ ચાર ઘડી, આતમ નવ ઘડી એમ વધારો ઘટારો થવાનું કારણ શું!

૨. સૂર્ય એ પૃથ્વીના વિષુવૃત્તથી સાડીત્રેવીશ અંશનો ખુણો ફરી ફરે છે, અને ચંદ્ર પણ વિષુવૃત્તથી આસપાસ ફરે છે, ત્યારે સૂર્ય જ્યારે ઉત્તરાયણમાં હોય છે એટલે વિષુવૃત્તથી ઉત્તરમાં હોય છે ત્યારે ચંદ્ર તેનો દક્ષિણના દેશોને પ્રકાશ આપે છે, આમ થવાનું કારણ શું!

આનો જવાબ કોઈ લખી મોકલશે તેમનો ઉપકાર માની પેપર જગાએ દાખલ કરવામાં આવશે.

એડ મેહેતાજી.

## જાહેર ખબર.

આ ચોપાનિયાં બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આ ચોપાનીયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ ૮ ૦ એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનીયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકીટો મોકલે તેમણે પોસ્ટની અડધા આનાવાળી મોકલવી.

જે ગ્રાહકો ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

---

## સૂચના.

આ ચોપાનિયાના બહાર ગામના સર્વે ગ્રાહકોને નમ્રતાપૂર્વક વિનતી કરવામાં આવેછે કે, જે ગૃહસ્થોનું લવાજમ ગઈ શાલનું હજુ સુધી બાકી છે અને અમને મળ્યું નથી. તથા અમારી તરફથી કાગળો લખવામાં આવી ચુકેલા છે તેઓ છઠ્ઠો અંક નિકળતા પેહેલાં મોકલશે નહીં તો બે રૂપીઆ મુજબ લવાજમ તથા જેટલા કાગળો તેમને લખવામાં આવશે તે સઘળું ખર્ચ, તેમને નામે ચઢાવવામાં આવશે.

કેટલાક વિદ્વાનો વિષય બરોબર તપાસી લખી મોકલતા નથી અને જેથી અમારે પછી સુધારવામાં ઘણી અડચણ પડે છે, માટે મોકલનાર પોતાના વિષયને બરોબર સંભાળથી લખી મોકલશે તોજ દાખલ કરીશું.

એડિટર.

Registered No. 68 of 1878

# आर्य धर्मप्रकाश

# ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૬ ઠું. ચૈત્ર, સંવત ૧૯૩૪. અંક ૬ ઠો.

॥ शिखरिणी ॥

॥ अघोघप्राचीनविघटयतिपुण्यप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिंनवनवकलापल्लवयति ॥
॥ हरत्यज्ञानाध्यंदिशतिपरमानंदपदवीं ॥
॥ सतांसग कल्पद्रुमइवनकिंकिंवितनुते ॥ १ ॥



છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારી મંડળી.

મુંબઇ મધ્યે,
ઓરીએંટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૭૮ ઇસવી

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|



---

### हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવા ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

## पुस्तकोनी पहोच.

"છોટિ વેહેનની પાઠાવળી" ભાગ ૨ જો આ નામની જુનાગઢમાં છપાએલી એક ચોપડી મજમુંદાર વિજયશંકર વી. મણીશંકર તરફથી અમને ભેટ દાખલ મળીછે. એમાં પ્રભુ સ્તુતિ વિગરે નિતીનાં જુદા જુદા રાગમાં પદો છપાવનારના પીતા મજમુંદાર રા. રા. મણીશંકર જટાશંકરે રચેલાં તેનું તારણ કરી સંગ્રહ કરેલાછે, તે ઠીક અને આસ્તિક પુરૂષોને ઉપયોગી છે, તે ઉપકાર સાથે કબુલ રાખીએ છીએ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. ચૈત્ર, સંવત ૧૯૩૪. અંક ૬ ઠો.



## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

आरभ्यतेनखलुविघ्नभयेननीचैः प्रारभ्यविघ्नविहताविरमंतिमध्याः
विघ्नैःपुनःपुनरपिप्रतिहन्यमाना प्रारभ्यचोत्तमजनानपरित्यजंति॥१॥

જે હલકા માણસો હોય તે "અમુક કામ કરવાથી તેમાં અમુક જાતની આપત્તિ આવશે" એવી બીકથી કોઇ પણ સત્કર્મનો આરંભજ કરતા નથી, અને જે સાધારણ માણસો હોય છે, તે દરેક સત્કર્મનો આરંભ તો કરે છે પણ તેમાં કોઇ પણ જાતનું વિઘ્ન આવવાથી તે પડતું મુકે છે, પરંતુ જે ઉત્તમ માણસો છે, તે વારંવાર વિઘ્ન આવે તોપણ તે નહીં ગણકારતાં આરંભેલું ઉત્તમ કર્મ મેલી નહીં દેતા છેવટ સુધી કર્યા કરેછે.

એવા ઘણા લોકો હોય છે કે, હરકોઇ સારૂં કામ કરવાનું હોય તેમાં અમુક જાતનું દુઃખ છે, એવું આગળથી વિચારીને કરતા નથી, અને કેટલાક એવા પણ હોય છે કે, કાંઇ પણ સારૂં કામ કરવા માંડે અને પછીથી તેમાં કાંઇ વિઘ્ન આવે તો તેથી કાયર થઇ ગમે તેવા લાભનું કામ હોય તોપણ પડતું મુકે છે. પરંતુ આરંભેલું કામ ગમે તેટલા વિઘ્નો નડે તોપણ એક વખત નહીં તો બીજી વખત બીજી વખત નહીં તો ત્રીજી વખત એમ કરી તે કામનો છેડો આણે એવા આ દુનિયામાં ઘણુંકરીને જોતાં થોડાજ જડી આવે એમ લાગે છે.

આપણો સદ્ધર્મ રાખવો એ આપણાજ હાથમાં છે, અને ઉત્તમ જનોની પંક્તિમાં લેખાવું તે પણ પોતાનાજ હાથમાં છે, હરેક સારૂં કામ કરતાં હજારો આપત્તિઓ આવી પડે છે પણ તેઓને સામે થઇ હારી નહી જઇ હાંકી કહાડવાને મેહેનત કરવી. કદી તેનું જોર આપણા કરતા વધારે થઇ જવાથી આપણો સદ્ધર્મ કે આપણું સત્કર્મ મોડું પડ્યુ

તો તેની કંઈ ચિંતા નહીં, એટલામાં હારી ન જવું જોઇએ. ફરીને વળી તે વિઘ્નો દૂર થયા પછી આરંભ કરો તેમાં પણ વિઘ્ન આવ્યું તો પાછું હઠી નહીં જતાં મંડયા રહેવું, એવી રીતે કરી તેના પરિણામે પોચવું. વિઘ્નો નડવાની બીકે કાંઈ કરવુંજ નહીં ને કરવું તો વિઘ્નો પડયા પછી ત્રાસ પામી મેલી દેવું; તેથી તે ધારેલી મતલબ પાર કેમ પડે? સદ્ધર્મને પ્રકાશિત રાખવામાં, સત્કર્મ કરવામાં, યશને વધારવામાં, પ્રાણીઓને પાળવામાં અને એવી ઘણી બાબતોમાં વિચારીએ તો મેહેનત અને કષ્ટ પ્રથમથી સેહવું પડે છે, તેથી કંટાળી મુકી દે તો અલભ્ય લાભ લઇ શકાતો નથી, એ આર્યવંશ-જોએ પ્રાચિન ઇતિહાસોમાં સત્પુરૂષોના ચરીત્રોથી જાણ્યું હશેજ. માટે આપણે પણ ઉત્તમ લાભને માટે વિઘ્નોથી નહીં ડરતાં સદ્ધર્મને પ્રકાશિત રાખવાને પ્રયત્ન કર્યા કરવું, એમ થવાથી આપણા સદ્ધર્મનો કેવો ઉદય થશે, એ વિચારવાનું આર્યજનોએ પોતાના અંતઃકરણમાં રાખવું એ ઘટીત છે. છેવટ આશા રાખીએ છીએ કે આરંભેલું સદ્ધર્મને પ્રકાશિત કરવાનું કર્મ હજારો વિઘ્નો આવી પડતાં છતાં પડતું નહીં મેલી ઉત્તમ જનોનું ઝાંખું થઇ ગયેલું વિશેષણ તે સદ્ધર્મની સાથેજ પ્રકાશિત કરશે.

---

# आत्मबोध.

## પદ.

(ભોજા ભગતના ચાબખા.)—એ રાગ.

મનવા માં કર મારૂં મારૂં, તેમાં તલ ભાર છે નહીં તારૂં. મનવા. ટેક
માલમત્તા મીલ્કતને મેડી, ઘટતુ ઘર સુતારૂં;
બાગ બગીચા બગી બંગલા, સાથે ન કંઇ આવનારૂં. મનવા. ૧
સુખપાલની સરસ સાહેબી, થકી ન ઠીક થનારૂં;
સેજપલંગ તણું સુખ સ્હેજે, દેહ થશે દમનારૂં. મનવા. ૨
સગાં સહોદર સાથ સકળનું, સરવે સગપણ સારૂં;
ઘડપણની છેલી ઘટિકામાં, અંતર થાય અકારૂં. મનવા. ૩

સ્નેહી સંતતી સ્ત્રીનુ સુખ તે, અચીત બનસે ખારૂ,
પાપ તણા પૂરણ પસ્તાપે, ધટમાં દમશે ધારૂં. મનવા. ૪
ધણી ધનધોરથકી ઘડપણમા, વરસે વીપત્તિ વારૂ,
ભવમાં ભમતાં માન ભવાની, સુરખ મનવા મારૂં. મનવા. ૫

( ૨ )

જીવડા જોને જાગી જાગી, એળે આયુષ જાય અભાગી. જીવડા. ટેક
સાર વીના સંસાર સમુદ્દર, તરવા બનતા ત્યાગી,
ભગવાં કરી ભગવાનને ભજતાં, ભેખ ધરી સુર બાગી. જીવડા ૧
માગીના મણીકાથી ન મળે, વીર થતા વેરાગી,
રાગી રાત દીવસ લત રાખી, લગની લેશ ન લાગી. જીવડા. ૨
માથે મોત તણાંજો મોટાં, વાજા ગગડે વાગી;
મોત પધારી. સમે મહીપતિ, માફી ન દેયે માગી. જીવડા. ૩
માલ વીનાની મમતામા તુ, રંગે બનીયો રાગી,
કુથનો કડવા કડવા કુથતાં, નિંદા ગમતી નાગી. જીવડા. ૪
આનંદમાં એના આવરદા, અતરમા અનુરાગી,
ભુધર ભજતાં રોજ ભવાની, ભવની ભાવઠ ભાગી જીવડા ૫

( ૩ )

ચિતમાં જોને ચેતી ચેતી, રણમા રખડે મગશે રેતી. ચિ. ટેક
ખારી ભોંય અચીત ખેડયાથી, પરસ ન બને ખેતી,
બિજનો સ્ટોઃ તે તો બરાબર, દાણ દોલત નવ દેતી ચિ ૧
ખાતરથી મટી ભોય ખરાબી, લાયક ગુણ નવ લેતી,
નક્કી નીરમળ નીર ભરેલી, વેગે નદિ નવ વ્હેતી. ચિ ૨
દગા ખાડી બહુ કરે ખરાબી, દોટે દમ દીશ દોડી;
જુઠા મારગ એળે જાતા, છળ કપટો દે છોડી, ચિ ૩
લુબકા લાલચ લોભ તણાને, વીર રહે નહિ વળગી,
આશા તારી અમ્મર અચાનક, અધ્ધર થાશે અળગી ચિ. ૪
સબંધ આ સસાર તણો તેં, સાચો માન્યો શાને,
ભુલા આમ ભવાની ભમતા, ગોવીંદના ગુણ ગાને ચિ ૫

# विदुरनीति.

(સાંધણ પાને ૫૪ થી)

त्रयएवाधनाराजन्भार्यादासस्तथासुतः

यत्तेसमधिगच्छंतियस्यतेतस्यतद्धनं ॥ ६४ ॥

અર્થ*— હે રાજા! એક સ્ત્રી, બીજો ચાકર, અને ત્રીજો પુત્ર એ ત્રણે માણસ નિર્ધન ગણાય છે. માટે જે જે વસ્તુને તે માણસ મેળવેછે તે જેના તાબા નિચે પોતે હોય છે તેનો ગણાય છે. ॥ ૬૪ ॥

हरणंचपरस्वानांपरदाराभिमर्शनं

सुहृदश्चपरित्यागस्त्रयोदोषाःक्षयावहाः ॥ ६५ ॥

અર્થ†—પારકા દ્રવ્યને હરણ કરી લેવું, પારકી સ્ત્રીની લાજને હાનિ પોચાડવી અને નજીકનાં સગાં સંબંધીનો ત્યાગ કરવો એ ત્રણ જાતના દોષો નાશને કરનાર છે. ॥ ૬૫ ॥

त्रिविधंनरकस्येदंद्वारंनाशनमात्मनः

कामःक्रोधस्तथालोभस्तस्मादेतत्रयंत्यजेत् ॥ ६६ ॥

---

* વિદુરજી અભિપ્રાય આપે છે કે હે રાજા! તમારી હયાતીમાં તમારો પુત્ર ઉપરનાં વાક્ય મુજબ અધમ કેહેવાય, અને તેનું જેટલું દ્રવ્ય છે, તે તમારૂંજ કેહેવાય, માટે તમે પાંડવોને રાજ્ય આપવાને મુખત્યાર છો.

† અહીં અભિપ્રાય એવો આપે છે કે પાંડુ રાજાનું સઘળું દ્રવ્ય તમે લઈ લીધું દ્રૌપદીનાં ચીર ભરી સભામાં તમારા દુષ્ટ પુત્ર દુર્યોધને ખેંચાવ્યાં તેમાં પણ તમારી સંમતી હતી. અને સગામાં સગા પાંડવોને કે જે તમારા દીકરા બરોબરજ ગણાય તેઓને સઘળું લુંટી લઈ વનવાસ આપ્યો માટે એ ત્રણ દોષ તમારામાં ભરેલા છે અને તેથીજ ક્ષયનો વખત આવી ચુકયો છે.

અર્થ*—કામ, ક્રોધ અને લોભ એ પોતાને નાશ કરનારાં ત્રણ જાતનાં નરકમાં જવાનાં બારણાં છે, માટે તે ત્રણેનો ત્યાગ કરવો જોઇએ ॥૯૬॥

वरप्रदानंराज्यचपुत्रजन्मचभारत

शत्रोश्चमोक्षणंकृच्छ्रात्त्रीणिचैकंचतत्समं ॥ ९७ ॥

અર્થ—હે રાજા! દુઃખમાંથી શત્રુને છોડી દેવો એ વરદાન રાજ્ય અને પુત્રના જન્મની બરોબર છે. ॥ ૯૭ ॥

भक्तंचभजमानंचतवास्मीतिचवादिनं

त्रीनेताञ्छरणंप्राप्तान्विषमेपिनसंत्यजेत् ॥ ९८ ॥

અર્થ†—હે રાજા! જે ભક્ત હોય જે ચાકરી કરતો હોય, અને જે હું તમારો છું એમ કહેતો હોય એ શરણે આવેલા ત્રણે જણને સંકટમાં પણ મુકવા ન જોઇએ (ત્યાગ કરવા ન જોઇએ) ॥ ૯૮ ॥

चत्वारिराज्ञातुमहाबलेन वर्ज्यान्याहुःपंडितस्तानिविद्यात्

अल्पप्रज्ञैःसहमन्त्रंनकुर्यान्नदीर्घसूत्रैरभसैश्चारणैश्च ॥ ९९ ॥

અર્થ‡—હે રાજા! રાજાએ ઘણા પ્રયત્નથી પણ ચારવાના મેલી

---

* તાત્પર્ય એવું છે કે સઘળું દુર્ગુણો તમારામાં છે, માટે હજી પણ જો નરકમાં ન જવું હોય તો તે ત્રણ દોષનો ત્યાગ કરો. એવી રીતનો અભિપ્રાય અહીંયાં આપેલો છે.

† પાંડવોએ તમારૂં માન ગણેલ છે તમને મુરબી જાણી પુજેલ છે, અને વિનયથી તમારે શરણે પણ આવેલ છે, તેમ છતાં તમારે તેને તજવા ઘટતા નથી,

‡ હે રાજા તમે જાણતાં છતાં થોડી બુદ્ધિવાળાઓ સાથે, ખોટી સ્તુતિ કરનારા સાથે, હર્ષથી ઉભરાઈ ગયેલાની અને દીર્ઘસુત્રીઓ સાથે એકાંતના વિચારો ચાલતા અટકાવતા નથી, તે ઠીક નહીં, કારણ કે, તેમ ન થાય ત્યારેજ બુદ્ધિવાનપણું ગણાઇ શકે એવો અભિપ્રાય અહીં દેખાડ્યો છે, તેમાં ઘણો વખત લગાડનારા સાથે, બહુ હર્ષ પામેલાની સાથે અને સ્તુતિઓ કરનારા અથવા લડાઇમાં વિરોધી હોય તેના સાથે એકાંત કરવી નહીં,

દેવાં યોગ્ય છે, તે સમજીને જાણવું જોઇએ, તે એજ કે, થોડી બુદ્ધિવાળા સાથે તરત કામ કરવાનું હોય. તેમાં ઘણો વખત કહાડનારાઓ સાથે, હર્ષથી ચપળ થયેલાઓ સાથે, સ્તુતિ કરનારાઓ અથવા રણના વિરોધી અને દ્યૂતાદિ રમનારાઓ સાથે, એકાંત કરવી નહીં. ॥ ૬૯ ॥

चत्वारितेतातगृहेवसंतु श्रियाभिजुष्टस्यगृहस्थधर्मे
वृद्धोज्ञातिरवसन्नःकुलिनःसखादरिद्रोभगिनीचानपत्या ॥ ७० ॥

અર્થ—હે રાજા ! ગૃહસ્થના ધર્મમાં શોભતા એવા તેના ઘરમાં જ્ઞાતિનું વૃદ્ધ માણસ, વૃદ્ધ કુલીન, ગરીબ મિત્ર અને સંતતી વિનાની બેહેન, એ ચારેવાંનાં સદાય રહો.

આવાં ચાર માણસો જેવું કે, પેહેલું જ્ઞાતિનું વૃદ્ધ માણસ હોય તે કુલીનનો ધર્મ બતાવે, કુલિન વૃદ્ધ હોય તે છોકરાંઓને આચાર શિખવે, ગરીબ મિત્ર હોય તે ખરો અને હિતકારક બોધ આપે અને બેહેન હોય તે દોલતને સાચવે. એથી ગૃહસ્થના ધર્મને સાચવવો સેહેલ પડે. વિદુરજીએ અભિપ્રાયમાં એવું જણાવ્યું છે કે, ભિષ્મ પિતા, દ્રોણાચાર્ય અને હું (વિદુરજી) ઇત્યાદી તારા ઘરમાં સઘળા છીએ તોપણ તું તેનો ઉપદેશ ન માનીને અવળો ચાલવા ચાહે છે. ॥ ૭૦ ॥

चत्वार्याहमहाराजसाद्यस्कानिवृहस्पतिः
पृच्छतेत्रिदिशेंद्रायतानीमानिनिबोधमे ॥ ७१ ॥

અર્થ—હે મહારાજ! ઇંદ્રે જે વખત પ્રશ્ન કર્યું તે વખત જે ચાર પદાર્થો બૃહસ્પતિએ તરત ફળને આપનારા વર્ણવેલા છે, તે આ ચાર પદાર્થો મારા કેહેવાથી જાણો. ॥ ૭૧ ॥

देवतानांचसंकल्पंअनुभावंचधीमतां
विनयंकृतविद्यानांविनाशंपापकर्मणां ॥ ७२ ॥

અર્થ—દેવતાઓનો વિચાર, બુદ્ધિવાન પુરૂષનો પ્રભાવ, વિદ્વાનોનો વિનય અને પાપના કામનો નાશ. (એ ચાર વાનાં તરત ફળને આપનારાંછે.)

રાજાને સમજાવવાને અહીંયાં એવો અભિપ્રાય છે કે, પાંચે પાંડવો

દેવતાઓના અંશરૂપ છે અને તે ધારેલા વિચાર પ્રમાણે ઉતરવાને શકિતવાન છે, માટે એઓના જેવા પુરૂષોના પણ વિચારો, તરત ફળને આપનારા છે. બુદ્ધિવાન કહીએ તોપણ તેજ અથવા તેમ નહીં તો શ્રીકૃષ્ણ જેવા બુદ્ધિવાન પુરૂષો તેની પક્ષમાં છે, તેથી જેમ અગસ્ત્ય રૂષીએ સમુદ્ર પાન કરી પોતાનો પ્રભાવ તરત દેખાડી આપ્યો હતો, તેમ તેવા મહાન પુરૂષોનો પ્રભાવ પણ તરત ફળ આપનારો છે. વળી તેવા વિદ્વાનોનો વિનય પણ તરત ફળ આપનારો છે, અને નાશ પામવાના હેતુરૂપ પાપનાં કામો જેવા કે તમે હાથે કરી દુર્યોધનને વશ થઇને અત્યંત કુકર્મો કરેલાં છે, તો તેવાં કર્મો પણ તરત ફળ આપનારાં થાયછે.

તમે કદી ધારતા હશો કે હું વિવેકપણ રાખુ છુ, અને સારાં કામો પણ કરૂંછુ તો તે તદન જુઠું છે, અને કદી હવે તોપણ તે દંભથી, માનની મતલબ ખાતર કરતા હશો. ॥ ૭૨ ॥

चत्वारिकर्माण्यभयंकराणिभयंप्रयच्छंत्ययथाकृतानि

मानाग्निहोत्रमुतमानमौनंमानेनाधीतमुतमानयज्ञः ॥ ७३ ॥

અર્થ—હે રાજા ! આ ચાર કર્મો યથાર્થ (બરોબર) ન થવાથી ભયને આપનારા થાયછે જેવાં કે, અગ્નિહોત્ર જો કે અભયને આપનારો છે તોપણ માનથી ભયંકર થઇ પડે છે. મુગુ રેહેવું જો કે અભયને આપનાર છે તોપણ માનમાં મૌન રેહેવુ એ ભયંકર થઇ પડે છે. જો કે ભણવું તે અભય આપનારૂં છે, તોપણ માનથી ભણવું તે ભયંકર થઇ પડેછે. જો કે યજ્ઞ કરવો તે કલ્યાણને કરનાર છે, તોપણ માનવડે કરવાથી ભયનો થઇ પડેછે.

સારાંશ એવો છે કે, જે જે તમે કામો માનથી અથવા માનની માટે કરશો તે સઘળાં કલ્યાણ કરનારાં છતાં ભયને આપનારા થઇ પડશે. માટે માન મુકીને બરોબર કરવાં જોઇએ.

पंचाग्नयोमनुष्येणपरिचर्याःप्रयत्नतः

पितामाताग्निरात्माचगुरुश्चभरतर्षभ ॥ ७४ ॥

અર્થ—હે ભરત કુળમાં ઉત્તમ રાજા! પિતા, માતા, અગ્નિ, આત્મા, અને ગુરૂ, એ રૂપ પાંચ અગ્નિઓ મનુષ્યે પુજવાને લાયક છે.

કેહેવાનો અભિપ્રાય એવો છે કે, પુજવા લાયક (પિતા, માતા, ગુરૂ, આત્મા અને અગ્નિ) કહ્યા તેમાં યુધિષ્ઠિર તમારા પુત્રને જેષ્ઠભાઇ થાયછે, માટે ગુરૂ બરોબર છે, તથાપિ તે તેને પુજવાને બદલે અપમાન આપે છે તે ઘટીત નથી. (અધુરૂં.)

---

# ઉત્તમ રાજવંશિયોને ધનુર્વેદની આવશ્યકતા.

પ્રજાને પાળનારા મહારાજાઓ! અને આયુષ્યમાન યુવરાજાઓ! અનાદીથી ચાલી આવતી ધનુર્વેદની વિદ્યાનો કેવો ધાણ વળી ગયોછે? એ આપના અંતઃકરણોમાં વિચારી જુઓ! મોટી મોટી યુદ્ધની કળાઓ અને સૈન્ય ગોઠવવાની રિતીઓ કેવી અલોપ થઇ ગઇ છે? એનું જરા અનુમાન કરી જુઓ. એ વિષે વિચાર નહીં કરતાં એક મોહેલના ખુણામાં બેસીને દેશને આબાદ રાખવાનો ઉપાય ઇચ્છો તે ક્યાંથી જડી શકે! આગળના પરાક્રમી રાજાઓની સાથે હાલના દેશી રાજાઓને મેળવીએ તો, થોડી ઘણી આબાદી કોણ જાણે કયા પુણ્યના અથવા કયા સત્તાવાનના પ્રતાપથી રહીછે? એ કાંઈ કહી શકાતું નથી, પણ હાલના રાજાઓ તો તેમના અગાઉ થઇ ગએલા પરાક્રમી વડિલો કરતાં છેક કૌવત વગરના, વિચાર વગરના, બુદ્ધિ વગરના, આળસુ, બીકણ અને શરીરથી નહીં કસાયલા ઘણાએક જોવામાં આવેછે. એ કેવું અને કેટલું ખેદકારક છે?

નક્કી સમજવું કે, સરખેસરખાની કચેરીઓ કરી રાંડો નચાવવી, તાન ટપા ગવરાવવા, અફીણના કસુંબા કાઢી એક બીજાને પાવા, પીવા અને તેમાં ચકચુર બની જઇ, પથારીએ પડી રહી રાજ્યના સંરક્ષન અને વ્યવસ્થા તરફ લક્ષ ન આપતાં, કેવળ કાળ ક્રમણ કરવો એ રાજ્યાસન ભોગવનારના ધર્મથી ઉલટું અને નિંદા ભરેલુંછે. અફીણના નિશામાં

મેભાન બનવું અને હોકાની ડાંડી ઉંઘમાં પણ મોંમાંથી ખસેડવી ન ગમે એ કેવી આશ્ચર્યની વાત!! રંગરાગડાથી રમુજ મેળવી અમૂલ્ય અને જરૂરના કીમતી દિવસો વ્યર્થ ગુમાવવા એવી આદત જે રાજ્યવંશીઓને પડી હોય તેની પ્રજા દુઃખી થાય છે. કેમકે ધણીમાં માલ નહી, તો પ્રજા સુખી ક્યાંથી? પોતાની પુત્ર પુત્રી સમાન પ્રજાપર સરખી નજર નહીં રાખતાં અને યોગ્ય ભાવ નહીં બતાવતાં વિપરિત નજરથી અને વિપરિત ભાવથી પોતાની ક્રિયાનો અનુભવ કરતા વર્તમાન વખતમાં કેટલા રાજવંશીઓ પડી ગયા? અને કેટલા દીનપણાને પરવશ થઈ ગયા? એનો વિચાર અને ખ્યાલ મનમા કોણ લાવેછે? તમે તમારો શુભધર્મ અને કર્મ કરવાને ઉત્કંઠિત રહો અને પ્રયત કરો. અર્થાત તમારી કાળી પડી જતી કીર્તિની પતાકાને શ્વેત કરવાને લાગી જાઓ. તમારા સમજવામાં એમ કદી હોય કે, આગળના રાજાઓ ક્યાં કેળવણી પામેલા હતા? ક્યાં કમાયેલા હતા? તો એ તમારૂં સમજવું તદ્દન ખોટું છે, કારણ કે પૂર્વે થઇ ગયેલા તમારા વડીલો તમે ધારતા હશો તેવા ન હોતા, પણ ઘણા પ્રતાપવંત, શાણા, સદ્ગુણી તેમજ હિમ્મતવાન અને અતળી બળ ધરાવનારા હતા. ધનુર્વિદ્યા તો તેમનાજ બાપની હતી. આવા ગુણો તેમનામાં ભરપુર ભરેલા હતા, તો પછી પ્રજા નિર્ભય અને સુખી હોય તેમાં નવાઇ શી? જુનાં પુસ્તકો અને ઇતિહાસો જેમણે વાંચ્યા હશે તેઓ પ્રાચિનકાળના નરેશોની રાજ્યનીતિ અને તેઓના ઉચિતપણા વિષે પૂર્ણ રીતે માહિત હશે, પરંતુ જેઓ આ વાતથી અજાણ્યા છે તેઓ જો આ-ગળના પૂર્વજોની કારકીર્દીના મોટા ભંડાર મહાભારત, રામાયણ આદિ પુસ્તકો વિગેરેમાં ઘણા વર્ષથી લખાઇ ગયેલા છે તેનુ શ્રવણ કાને કરે, તો તેમના મનમાં તેનું તાદ્દશ્ય ચિત્ર પડ્યાવિના રહે નહીં, આવી આવી અર્થીત બીનાઓ દરેક રાજ્યપદ ભોગવનારે જાણવી જોઇએ પણ તેને નહીં જાણતાં કુછંદમાં પડી રાજ્યની મિલકત ફના કરવામાં પાછું વાળી જોતા નથી, અને પછી હાલ બેહાલ થઇ જાય છે. સઘળી તરફથી જોર કમતી થયું એટલે નબળા ઉપર સબળો તુટી પડે છે, અને અંતે પોતાના રાજ્યનું સંરક્ષણ થઇ શકતુ નથી, તેથી પરાધિનને વશ થઇ સર્વસ્વ તજી દેવુ પડેછે ચાર હજાર વર્ષ ઉપર પાંડવ અને કૌરવ વચ્ચે કુરક્ષેત્રના

મેદાનમાં જે એક મોટું દારૂણ યુદ્ધ થયું હતું તે વિષે વિચારીશું તો દરેક ભૂપતિઓ ધનુર્વિદ્યાના જાણનારા હતા.

પાંડવો અને કૌરવો બાળપણમાંથી ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા હતા. અને શિખીને પ્રવિણ થયેલા હતા. અર્જુને એવી તો ધનુર્વિદ્યામાં પ્રખ્યાતિ મેળવી હતી કે, એકદમ મહાદેવને પણ હરાવી દીધા હતા. જ્યારે ભારથમાં ચક્રવ્યુહ* થયું હતું, ત્યારે તેને ભેદી નાંખવાને અર્જુનના પુત્ર અભિમન્યુએ કેવી બહાદુરી દેખાડી હતી? પોતે એકલો એકદમ છ કોઠા ભેદી ગયો, અને સાતમા કોઠામાં તેનું દગાથી મૃત્યુ થયું. (તે અસુરાંશ હતો અને કૃષ્ણ ઉપર દ્વેષ રાખતો તેથી તેનો દગો થયો) વિચાર કરો કે વિના કેળવાયલો હજારો લાખો માણસનું સૈન્ય ભેદી શકે? દેશના બચાવ કરવા તે કાંઈ સેહેલું કામ નથી. કેમકે તેને માટે જે વિદ્યાની જરૂર શાસ્ત્રમાં બતાવી છે તેનુ જ્ઞાન જોઈએ. આપણી સત્તાવાન ઇંગ્રેજ સરકાર સર્વ પ્રકારે બળવાન છે, તેથી તમારી તરફની તેમને મદદની જરૂર પડે તેમ જરા પણ નથી, તોપણ તમે કસાયેલા અને ધનુર્વિદ્યામાં કુશળ થયેલા હો તો તમારી ઉપર દેખરેખ રાખતી અને મમતા રાખતી નેક સરકારને કેટલા ઉપયોગી થઈ પડો! અને તમારા ઉપર અસાધારણ કરતા ઉપકારનો બદલો વાળી શકવાને તમે કેટલા બધા ઉપયોગી થઈ પડો! જુઓને, રૂશિયન લોકોનો કેવો રીવાજ છે? વિસવર્ષની ઉમ્મરનો આદમી થયો કે ગમે તો રાંક હોય ને ગમે તો હોદ્દેદાર હોય, પણ લડાઈનું કામ શીખે છે, એમ સાંભળીએ છીએ. શું એથી નિચા બાપના કે ઓછી જાતના તેઓ થઈ ગયા? આ વખત તે દેશની પ્રજા કેવિ તેના રાજ્યકર્ત્તાને મદદ કરતી હશે!

પણ તમારે ક્યાં કોઈ જાતનું અભિમાન છે! પરંતુ વિચાર કરો કે પૂર્વજોએ મેળવેલી શુરવિરતાની કીર્તિનો નાશ થાયછે, તેની સાથે તમારા દેશનો અને તમારા લાભોનો પણ સાથેજ નાશ થાયછે.

માયાળુ સરકારે તમારીપર કૃપા કરી તમને ઉચી કેળવણી આપવા

---

* કોઈથી અંદર નહીં પેશી શકાય તથા પેઠા પછી નહીં નિકળી શકાય એવી શત્રુના સૈન્યની કવાયતથી ગોઠવણી.

કેવાં કેવાં પ્રયત્નો કર્યા છે, અને કરે છે; રાણી સરકારે લાખો કરોડો રૂપૈયા ખરચી મોટી મોટી શાળાઓ ઉઘાડી, રાજકુમારોને માટે કોલેજો સ્થાપી અને દેશને તથા દેશી રાજ્યોને સુધારવાને હજી પણ કરજની દરકાર નહીં રાખતા અનેક પ્રયત્ન કર્યે જાયછે. જેમ બને તેમ આપણા ઉપર ઉપકાર કરનાર આપણી રાણી સરકારને સહાયકારક થાઓ. જેથી તે સરકારને પણ તમારી તરફનો સારો સંતોષ થાય; અને તમારૂં ભલુ થવાને ખરચેલા પૈસા લેખે લાગે. આપણા નામદાર મુંબઇના ગવરનર સર રીચર્ડ ટેમ્પલ પણ કેળવણી ખાતામાં અને વિદ્યા વધારવામાં ઘણુંજ ધ્યાન આપે છે. હાલમાં યુરોપમાં પણ એક એવો વર્ગ ઉભો થયો છે કે, હથીયારો વાપરવાની કળાઓ (ધનુર્વિદ્યા) શિખવવી તેમાં મોટા મોટા હોદ્દેદારો પણ દાખલ થાયછે, અને તે એટલી હોંશથી કે પોતાની તરફથી ઠરાવેલી ફી આપીને પણ રાજી થઇ દાખલ થઈ શીખેછે. જુઓને બુદ્ધિવાન ઇંગ્રેજો કેવા ડાહાપણ ભરેલા અને બહાદુર છે કે તમને અને તમારા દેશને પોતાની બરોબર કરવાને ચાહે છે. એ થોડી ખુશીની વાતછે?

માટે તમારે તમારા કલ્યાણાર્થે વિદ્યાશાળાઓમાં સારો અભ્યાસ કરી તમારા જે જે ધર્મ તેતેથી પ્રવિણ થવુ જોઇએ, આમ થવાથી તમને અનહદ લાભ છે. અને આપણી માયાળુ સરકાર તમારો ઉદય જોઇ અતિ હર્ષિત થાશે. ઇંગ્રેજ સરકારની ઇચ્છાપ્રમાણે કળાકૌશલ્યમાં હુશિયાર થાઓ. અને પ્રજાનું તથા દેશનું સારૂં ઇચ્છો શસ્ત્રાસ્ત્ર વિદ્યા તો શુ પણ જ્યારે ચામડાંના પટાથી રમવુ એપણ આવડે નહી, ત્યારે એ કેવુ હાસ્ય કરવા તેવું કેહેવાય? સારૂં છે કે, સત્તાવાન સરકાર તમારા રક્ષણને માટે અતિ સામર્થ્યવાન છે, નહીં તો તમારી તરફ જોતાં તો કોઇ પણ વિચારવંત પુરૂષને બારે હલગીરી ઉત્પન્ન થયા વિના કદી રેહે નહીં. માટે, અહો શ્રેષ્ઠ ક્ષત્રીઓ! તમે જે અવધડ અને અભણ રહી રાજા પ્રજાના ધર્મ શા છે તે નહીં જાણતાં, ખોટિ રસમોમાં પડી જાઓ છો તે ન પડતાં. તમને નુકશાનકારક દુર્ગુણો વળગેલા હોય તેને દુર કરો, જેથી તમારા રાજ્યમાં હજારો જુલમ, લુચ્ચાઇઓ અને દગાઇઓ તેમજ તમારામાં ખોટિ અને ખુવાર કરે એવી જે બુરી ટેવો, તેણે પ્રવેશ કરેલો નાશ પામે.

# મૂર્ખ મનને સદુપદેશ.

### ઝુલણા છંદ.

શાન્ત વૃતી કરી તું પ્રવૃતી સજી, એક સંભાર શ્રી ઇષ્ટદાતા,
મલીન આ મન તણી સ્વેચ્છતા ટાળિને, નીત્ય ગોવિંદ ગા સૂખ સાતા;
અન્યનો આશ નીરાશ કરશે તને, અર્થ સરશે નહિ માન સાચે,
ભમત મીથ્યા ફરે વ્યર્થ રખડી મરે, કેમકે, તું તરે? કાન કાચે. ૧.
જગત જંજાળમાં લુબ્ધ લંપટ થઇ, શ્રીહરી નામ સ્વપ્ને ન લીધું,
મારૂં મારૂં કરી સર્વ ખોયું અને, કામ અત્રણું ખરે ખૂબ કીધું;
પુન્ય પરમાર્થ હીતાર્થ નવ આચર્યું, સ્વાર્થ સાર્થક ગણ્યું સૃષ્ટિ કેરૂં,
બુદ્ધિના ભ્રમથકી બહુજ બકવા કરી, આદર્યું કર્મ તે તેં અનેરૂં. ૨.
ક્રૂર જડ ને અનાડી અતી કૂમતી ધારિ, ષડરિપુથકી સ્નેહ જોડી,
કેમ રાચે અલ્યા મન વીષે પ્રાણ તુજ, ધાણુ વળવા તણી વેળ થોડી;
કાળ વિક્રાળ જ્યાં આવશે ટાળશે, ધૈર્ય તારૂં અરે, તેજ ટાણે,
ભક્તી સાધન લહી સત્ય મુક્તી તણું, રોજ તે ધાર તું ઊઠિ વ્હાણે. ૩.
ચેતિ લે ચીત્તથી હેતુ હિત સાંભળી, ચિત્ત વલખાં તને નાહિ તારે,
ચકિત પણ ચળિતને ચ્હાય શું ચીત્તથી, કેમકે, તે તને ત્યાં ઉગારે?
ધર્મ કારણ હશે તેજ તારણ થશે, દૂખ વારણ થશે સૂખકારી,
સત્ય થઇ સારથિ અર્થ એ સારશે, શ્રેષ્ઠ સામર્થ્યથી સાહ્યકારી. ૪.
શક્તિ સંપત અને બુદ્ધિ તું પામતો, કર નકી યોગ્ય ઉપયોગ હાથે,
દેહ તન મન અને ધન સદા જાણ તું, આવશે સર્વથા એજ સાથે;
દેખિ જન દીનને દીલમાં ધર દયા, કર મયા આણિને સાહ્ય સારી,
રંક નિઃશંક નિરધારિ આધાર વિણ, તે તણી ખબર લે ખાંત ધારી. ૫
ક્ષુધિતને મુદિત કર દાન અનનું દઇ, તૃષિતને પયતણું પાન પાઇ,
વસ્ત્રવિણ શરિર આતો રહ્યું તરફડે, અંગ ઊમંગ ઉછંગ નાહીં;
રોગિ જન રંકને દઈ દવા દુખહરી, સુખકરી મળવી લે ભલાઇ,
પરમ ઉપકાર પ્રીતી ધરી જો કરે, તો રહે જશ જુગો જૂગ ભાઇ. ૬

પરમ ઉત્સાહથી ધર્મશાળા કરો, બાળ નીશાળ વીશાળ સારી,
વિમળ જળ આશ્રયો બેશ બધાવથી, સત્ય સુખદા થશે એપકારી,
નીતિ ભક્તિ પ્રભુપ્રીતિ સાધન શુરાં, સત્ય રૂ સ્મર્ણ થે સુખદાઇ,
સમ જનની સભા શીલ સુગુણો પ્રદા, છે સદાસર્વદા મોક્ષ દાઇ ૭.
એહ આદી અતી ધર્મ સત્કર્મનાં, પરમ કર્મો કરો ધર્મ ધારી,
દુરિત દુષ્કર્મના ગર્વને પરહરી, ઘેર્ય ડાપણ થકી લે વિચારી
સાધુજન શ્રેષ્ટના સંગમાં નિર્ગમી, વીષયની વાત તું કર નકારી,
સુગુણ ભૂષણ ધરી દુષ્ટ દૂષણ હરી, થા સદા સર્વને સુખકારી. ૮.
કર સુકર્તવ્ય જગ દેહ ધારકપણું, ભય નિવારક ભલું પુન્ય પ્રીતે,
તરિથ તારીશ તો રીશથી રહિત રહિ, ધરા જગદીશ હર્ષિત નીત્યે,
પ્રણમિ પરમાત્મપદ પ્રેમ સુહૃદ સદા, શાન્ત વૃતી થકી જ્ઞાન રાખી,
કાન ધરિ ધ્યાન કરિ પાન હરિ રસ સુધા, સત્ય સુજ્ઞાન લે સ્વાદ ચાખી ૯.

ડા. વિ. ધ., ખંભાળિયાકર.

---

## બ્રાહ્મણોના ધર્મવિષે.

રા. મેહતા કેશવલાલ હરિરામ હજે તો ...

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ગમાં ઉત્તમમાં ઉત્તમ બ્રાહ્મણ વર્ગ છે, આ વર્ગનો મૂખ્ય ધર્મ સદ્વિદ્યા શિખવી, શિખાવવી અને સર્વ પ્રજામાં સદ્ધર્મ પ્રવર્ત્તાવવો એ છે. પોતાના બાળકોને મૂર્ખ નહીં રાખતાં ઉત્તમ વિદ્યા શિખવી વિદ્વાન કરવા તેઓ નીતિથી અને સદાચારથી વર્તે એવી યોજનાઓ કરવી. આમ છે, પણ હાલના કાળમાં જમાનો એવો તો બગડતો આવ્યો છે કે, આ વર્ગની ઘણીખરી પ્રજાનો મોટો ભાગ અભણ રહી ભીખ માગવા લાગ્યો છે, અને એથી દેશમા દરીદ્રતા એટલી તો ત્રાસમાં ફેલાતી જાય છે કે, આ વર્ગ પ્રજાના મોટા ભાગને એક હાનીકારક ગણાય.

બ્રાહ્મણોનો ધર્મ વિદ્યાહિન રહી ભીખ માગવાનો અને દુરાચારી થવાનો નથી. પણ પરીશ્રમ વડીને અભ્યાસ કરી વિદ્વાન થવુ, અને સારા સારા ગ્રંથોનું અવલોકન કરી પોતાની સદ્વિદ્યાને શોભાવવી. અને ઉત્તમ રીતે

આણીને પોતાનો નિર્વાહ કરવો. તેમજ સંતોષી થવું એ છે. વેદ તેમજ ધર્મ-શાસ્ત્રનાં પુસ્તકો સારી રીતે જાણવાં જોઇએ એટલુંજ નહીં પણ પ્રજાને ઉપયોગની બાબતો શાસ્ત્રમાંથી શોધી કાઢી, તમામ લોકોને તેથી જાણીતા કરવા, અને શુભ રસ્તે ચઢાવવા, એ તેમનું મુખ્ય કામ છે. ધર્મગુરૂઓએ કોઇપણ પરસ્ત્રી સાથે લંપટ થવું નહીં, અને તેમની ફરજ છે કે, તેમણે પવિત્રપણે વર્ત્તી, ઈશ્વરની ભક્તિ તરફ પોતાના સેવકોનું અંતઃકરણ ખેંચવાને પ્રયત્ન કરવું.

બ્રાહ્મણો પોતાનાં છોકરાંને ભણાવ્યાવિના મૂર્ખ રાખે છે, અને તેથી તે ભીખ માગવા શિખે છે, માટે તેમ નહીં કરવું. જ્યારથી જન્મે ત્યારથીજ વિદ્યાભ્યાસને માટે ઘણી કાળજી રાખવી, અને લાયક ઉમરમાં આવે એટલે તેને વિદ્યાભ્યાસ કરાવવાને શરૂ કરવું. તે ભણી કરીને સારા વિદ્વાન થાય ત્યાંસુધી અભ્યાસ કરાવવો. અધુરો અભ્યાસ કરાવવો નહીં. જન્મ લીધા પછી આઠ વર્ષથી માંડીને વીશ પચીશ વર્ષ વિદ્યાભ્યાસ, અને કળાકૌશલ્ય શિખવાનો અવસર છે; ત્યાર પછીની જે મધ્ય અવસ્થા છે, તે શિખેલું અજમાવવાનો, દુનિયાનો અનુભવ લેવાનો, અને દ્રવ્ય મેળવવાનો અવસર છે. અને બાકીની અવસ્થા એ શક્તિ મુજબ ઉદ્યોગ કરવાનો, અને પોતાનું કલ્યાણ કરનાર ઈશ્વરનું ભજન તથા મેળવેલા દ્રવ્યથી આરામ લેવાનો છે.

જેવે વખતે જે યોગ્ય હોય તેવે વખતે તેજ પ્રમાણે ચાલવું જોઇએ. તો કોઈપણ જાતની માણસને અડચણ આવતી નથી, તેમાં પણ એટલું વધારે યાદ રાખવાનું છે કે, જ્યાંથી જન્મ લીધો ત્યાંથી સત્કર્મ અને સદ્ધર્મમાં વધારે પ્રવૃત્તિ રહે તેમ સારૂં છે. કારણ કે, એપણ તેમને કરવાની પહેલામાં પહેલી ફરજ છે. છોકરાંને સુધારવાં એ માબાપનું કામ છે. જે માબાપ પોતાનાં છોકરાંને ભણાવતાં નથી તેને કેવાં ગણવા જોઇએ તે વિષે શાસ્ત્રપણ સાક્ષ પુરે છે.

माताशत्रुःपितावैरीयेनबालोनपाठितः ॥
नशोभतेसभामध्येहंसमध्येबकोयथा ॥ १ ॥

અર્થ—જે માબાપ છોકરાને ભણાવતા નથી તેનો બાપ તેનો શત્રુ છે, અને મા તેની વેરીછે, અને જોતે છોકરો સભામાં જાય, તો હંસના ટોળામાં બગલો જેમ શોભતો નથી તેમ તે શોભે નહીં. વાસ્તે તેમને અવશ્ય ભણાવવા જોઇએ. જે બ્રાહ્મણ પાસે સદ્વિદ્યારૂપી ખડગ નથી તેને કદી માન મળતુ નથી; અને કોઈ વિદ્વાનની સભામાં જાય તોતે અપમાન પામેછે. માટે જે બ્રાહ્મણ વિદ્યાએ હીનછે, અને પોતાનો ધર્મ સમજતો નથી, તે શુદ્ર કરતાં પણ અધમછે. આગળ થઇ ગયેલા બ્રાહ્મણોએ મોટી મોટી સભાઓમાં શાસ્ત્રના સંવાદ ચલાવી વીરહાક વગાડીછે, અને રાજદરબારમાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવીછે. ભોજરાજાના વખતમાં બ્રાહ્મણો સારા વિદ્વાન અને પરાક્રમી હતા. માઘ કરીને એક પંડિત થઇ ગયો. તેની કીર્તિ તે વખતે ઘણી સારી હતી; આજે પણ ભોજરાજાના સબંધમાં તેનું કેટલેએક ઠેકાણે પુસ્તકોમાં આપણે નામ સાંભળીએ છીએ. રાજા તેને પોતાની પાસે રાખી વર્ષાસન આપતો, અને તેનું પાલન કરતો અસલના બ્રાહ્મણોએ મોટા મોટા રાજાઓને પોતાની વિદ્યાની ખુબીથી પ્રસન્ન કર્યાછે, અને વંશ પરંપરાની આજીવીકાઓ કરાવી લીધીછે. જેના વંશજોને કેટલાક દેશીરાજાઓ તરફથી આજે પણ તેનો આશ્રય મળેછે. માટે બ્રાહ્મણોને ઘટારત છે કે પોતાના બાપદાદાઓ કેવા હતા તેનો તેમણે વિચાર કરવો જોઇએ. અને સમજવું કે વિદ્યા ભણીને વિદ્વાન થવું તથા મૂર્ખ નહીં રેહેતાં પોતાના બ્રહ્મત્વપણાને શોભાવવુ. કેમકે સર્વ વર્ણમા બ્રાહ્મણવર્ણ શ્રેષ્ઠ અને બીજા વર્ણને પુજવા તથા માનવાને ઠેકાણે છે, માટે નીતિધર્મ અને સદાચારી પણાના જે જે ગુણોછે તે તે તેમણે અવશ્ય કરી તેને ગ્રહણ કરવા. અન્યવર્ગીઓને સુધારનાર અને તેમને સદ્પદેશ કરનાર તેમજ તેઓનું કલ્યાણ થવાને ખરૂં કહીએ તો સારા રસ્તા સુઝાડનાર બ્રાહ્મણોછે. અને વિદ્યાવડે કરીનેજ ઉપાર્જન કરી પોતાના ઘરનો નિર્વાહ ઘણુકરીને કરવાનો હોયછે. કારણકે બીજા વર્ણની પેઠે તેમને ગાસગ્રાસ અને આજીવિકા વિદ્યા શિવાય નથી. અને ઉદર પોષણનું ખરૂં અને સારૂં હથિયાર કોઈજ નથી; હજારો, લાખોકે કરોડો રૂપીઆ કદી બાપદાદાના મુકેલા હોય અને સુખની સાહેબીનો કંઇજ પાર ના હોય એટલે ઘરમાં રીદ્ધિસિદ્ધિની કાંઈ ખોટ ના હોય આટલુ છતાં જો

બ્રાહ્મણનો દીકરો વિદ્યાહિન હોય તો તેણે તેથી મગ્ન થવું જોઇએ નહીં. હજારો લાખ્ખો કે કરોડો રૂપીઆને જતાં રહેતાં વાર લાગતી નથી. સબબ કે લક્ષ્મીછે તે ચપળછે. લાખોપતિ રંક થાય છે, અને રંક લાખો પતિ બને છે. દૈવની ગતી ન્યારી અને જાણી શકાય તેવી નથી. વાસ્તે ખરી મિલકત, ખરી ખેતી, અને ખરૂં હથિયાર, તથા સુખી થવાનું અખંડિત સાધન, બ્રાહ્મણના દીકરાઓને એક સદ્વિદ્યાછે. જ્યાં જશે ત્યાં એથીકરીને સુખી થશે, એથીજ માન મળશે. અને એથીજ પોતાના નામને પ્રજામાં દિપાવશે; એટલુંજ નહીં પણ તેની અમર કીર્તિ બધે પસરી જયને પામશે.

## તમે તમારોજ દેશ તપાસો.

આપણા આ દેશઉપર કેટલા કેટલા દેશના રાજાઓ તેની કીર્તિ સાંભળીને હુમલો કરી ગયા છે? કેટલા કેટલા વિદ્વાનો તેનાં વર્ણનો લખી ગયા છે? અને કેવા કેવા તેમાં ગુણવાન પુરૂષો થઇ ગયેલા છે? એ આપણ કોઇનાથી અજાણ્યું નથી. હવે આવું બધું થવાનું શું કારણ છે એમ વિચારીએ તો મળી આવેછે કે હિંદુસ્તાનમાં માત્ર પૈસો ઘણો હતો તેથી તેની ઉપર બીજા મુલકો મોહી જતા. આવા પ્રસિદ્ધ આપણો આર્યાવર્ત કેવી કેવી ચીજોથી ભરેલો છે અને બીજા સઘળા દેશો કરતાં કેવો ચડીયાતો તથા આનંદ આપનાર છે તે આપણે જાણવાનું રહી જાય છે. જે પરમુલકના લોકો હોયછે તે આપણા મુલકની થોડી ઘણી બીના પણ જાણેછે, પરંતુ આપણે તો તે માંહેલું કશું જાણતા નથી, તેમ તે જાણવાને પ્રયત્ન પણ કરતાં નથી. પણ એમ થવું એપણ એક મોટા અસ્તનું અને દરિદ્રતા ભોગવવાનું કારણ છે, માટે આપણા દેશમાં ભરેલી હકીકતોથી જાણીતું થાવું જોઇએ. આ કામ ચાલુ થવું એ રાજાઓ અને પૈસાદારોના હાથમાં છે. માટે ઘટે છે કે તેમણે લાખ્ખો પૈસાનો ખર્ચ કરી પોતે પોતાના દેશનું જ્ઞાન મેળવવું. અને આપણા દેશમાં શું શું થાય છે, તેવી ઉત્કંઠા રાખી અંતે પાર પડવું. આમ થયે કે આર્યાવર્તને અને આર્યજનોને કેટલી શોભા અને કેટલા લાભ છે? તે અનુભવે સિદ્ધ જણાઇ આવશે.

एकादेश उदात्तेनोदात्त इत्युदात्तः। शाखा। शाखृ श्लाखृ व्याप्तौ। पचाद्यच्। चित्वादंतोदात्ते प्राप्ते वृषादेराकृति गणत्वाद्वृषादित्वादाद्युदात्तत्वं। दाशुषे। दाशृ दाने। दाश्वान्साह्वान्मीढ्वांश्च। पा० ६।१।१२। इति निपातना क्कसाविडभावो द्विर्वचनाभावश्च। चतुर्थ्येकवचने यचि भं पा० १।४।१८। इति भसंज्ञायां वसोः संप्रसारणं। पा० ६।४।१३१। इति संप्रसारणं। वकारस्योकारः। परपूर्वत्वं। शासिवसिघसीनां चेति षत्वं। प्रत्ययस्वरे णोकार उदात्तः॥ ८॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

आनी प्रिय अने सत्यवाणी, हवि देनारने वास्ते पाकीशाखानी पेठे आ प्रमाणेज एटले अनेक रचना वाळी गायो देनारी अने पूज्य थायछे॥ ८॥

## भाष्यनो भावार्थ.

आ इंद्रनी प्रिय अने सत्यरुप वाणी, हवि देनार यजमाननेवास्ते पाकीशाखानी पेठे एटले जेम घणां पाकां फळवाळी फणस विगेरे झाडनी शाखा प्रीतिनुं कारण थायछे। तेविरीते अनेक प्रकारनी रचनावाळां

वाक्योवाळी मतलबके घणा प्रकारना उपचार बोल नारी अने घणी गाईयो वाळी एटले गायो आपनारी छे तेथीज ते पूजवा योग्य थायछे ॥



॥ नवमी मृचमाह ॥

## एवा हि ते विभूतय ऊतयं इंद्र मावंते । सद्यश्चित्संति दाशुषे ॥ ९ ॥

पदपाठः

## एव । हि । ते । विऽभूतयः । ऊतयः । इंद्र । माऽवंते । सद्यः । चित् । संति । दाशुषे ॥ ९ ॥

## माधवभाष्यं.

हे इंद्र ते तव विभूतय ऐश्वर्यविशेषा एवा हि । एवं विधाः खलु । किंविधा इति तदुच्यते । मावते मत्सदृशा य दाशुषे हविर्दत्तवते यजमानायोतयस्त्वदीयरक्षारूपाः सद्यश्चित्संति । यदाकर्मानुष्ठितं तदैव भवंति ॥ मावते । मत्सदृशाय । वतुप्प्रकरणे युष्मदस्मद्भ्यां छंदसि सादृश्य उपसंख्यानं । पा० ५।२।३९।१। इत्यस्मच्छब्दाद्वतुप् । मपर्यंतस्य प्रत्ययोत्तरपदयोश्च । पा० ७।२।९८। इति

मादेशः । अदृशब्देन सहातो गुणे । पा० ६।१।९७। इति पररूपत्वं । दृग्दृश्वतुष्वित्यनुवृत्तावा सर्वनाम्नः । पा० ६।३।९१। इति दकारस्याकारः । सवर्णदीर्घत्वं । वतुपः पित्त्वात्प्रातिपदिकस्वर एव शिष्यते । सद्यः । समाने द्यवीत्यर्थे सद्यः परुत्परार्यैषमः । पा० ५।३।२२। इत्यादिना निपातितं । प्रत्ययस्वरेणांतोदात्तत्वं । चित् । चादयोऽनुदात्ता इत्यनुदात्तः । संति । अस भुवि । लटः स्थाने झि । झोऽंतः । अदिप्रभृतिभ्यः शप । इति शपो लुक् । तिङः प्रत्ययाद्युदात्तत्वं प्रत्यय लोपे प्रत्ययलक्षणं । पा० १।१।६२। इति शवकारमाश्रित्यलसार्वधातुकानुदात्तत्वं न भवति । वर्णाश्रयविधौ प्रत्ययलक्षणं नास्ति। पा० १।१।५६। इति निषेधात् । दाशुषे । गतमंत्रेगतं ।९।

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

हे इंद्र तारी विभूतियो एविजछे के हुं जेवा हविदेनाराने वास्ते तारी रक्षारूप जलदीज थाय छे ॥ ९ ॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र तारी विभूतिओ एटले ऐश्वर्य विशेषो एवाज

छेके हुं जेवा हविदेनारा यजमाननेवास्ते ज्यारेकर्म कर्युं ते वखतेज ते करेली रक्षारूप थाय छे॥ १॥

॥ दशमी मृचमाह॥

एवा ह्यस्य काम्या स्तोम उक्थं च शंस्या इंद्राय सोमपीतये ॥ १० ॥

पदपाठः

एव। हि। अस्य। काम्या। स्तोमः। उक्थं। च। शंस्या। इंद्राय। सोमपीतये॥ १०॥

माधव भाष्यं.

अस्येंद्रस्य स्तोमः सामसाध्यं स्तोत्रमुक्थं च ऋक्साध्यं शस्त्रमप्येवाह्येते उभे एवंविधे खलु। किंविधे इति तदुच्यते। काम्या। कामयितव्ये। शंस्या। ऋत्विग्भिः शंसनीये। किमर्थं शंसनमिति तदुच्यते। इंद्राय सोमपीतये। इंद्रस्यसोमपानार्थं॥ एवा ह्यस्य। व्यवहितमंत्रे गतं। काम्या कर्मणिङ्तादचो यत्। पा० ३।१। ९७। णेरनिटि। पा० ६।४।५१। इतिणिलोपः। तित्स्वरितमिति स्वरिते प्राप्ते यतोऽनावः। पा० ६।१।२१३।

इत्याद्युदात्तत्वं । सुपो डादेशः । स्तोमः । अर्तिस्तुस्वि त्यादिना । उ० १।१३८। मन्प्रत्ययः । उक्थं । वच् परिभाषणे । पातृतुदिवचिरिचिसि । चिभ्यस्थक् उ० २।७। इति थक् । किस्वात्संप्रसारणं । परपूर्वत्वगुणा भावौ । शंस्या । शंसु स्तुतौ । ऋयंतादचो यत् । यतोऽनाव इत्याद्युदात्तत्वं । सुपो डादेशः सोमस्य पीतये । सोमस्यपीतिः । कृदुत्तरपदप्रकृतिस्वरे प्राप्ते व्यत्ययेना द्युदात्तत्वं । अथवा सोमस्य पीतिर्यस्येंद्रस्येति सोमपी तिरिंद्रः । बहुव्रीहौ प्रकृत्या पूर्वपदमिति पूर्वपदप्रकृति स्वरत्वं ॥ १० ॥

( गुजरातीमा. )

## मंत्रनो भावार्थ.

आनां स्तोम अने उक्थ एवांजछे के कामना करवा योग्य, अने इंद्रसारु सोमपाननेवास्ते कहे वा योग्य छे. ॥ १० ॥

## भाष्यनो भावार्थ.

आ इद्रनां स्तोम एटले सामथी थाय एवां स्तोत्र अने उक्थ एटले ऋचा। थी थाय एवुं शस्त्र ए बेय कामना (इच्छा) करवा योग्य अने इंद्रसारु सोम-

पाननेवास्ते ऋत्विजोए केहेवाने योग्यजछे. ॥ १० ॥

॥ इति प्रथमस्य प्रथमे शोडशो वर्गः ॥



अ० १. अ० १. व० १७. म० १. अ० २. सू० ९.

इंद्रेहीत्यादिकं दशर्चं सूक्तं सुरूपकृत्नुमित्यादिषु षष्ठं। ऋष्यादयस्तस्य पूर्ववत्। विशेषस्त्वतिरात्रे द्विती यपर्यायेऽच्छावाकशस्त्र इंद्रेहीत्यनुरूपस्तृचः। अतिरात्रे पर्यायाणामिति खंड इदं वसो सुतमंध इंद्रेहिमत्स्यंधसः आ० ६।४। इति सूत्रितं।

॥ तस्मिन्सूक्ते प्रथमामृचमाह ॥

इंद्रेहि मत्स्यंधसो विश्वेभिः सोमपर्वऽभिः।
महाँ अभिष्टिरोजसा ॥ १ ॥

पदपाठः

इंद्र। आ। इहि। मत्स। अंधसः। विश्वेभिः।
सोमपर्वऽभिः। महान्। अभिष्टिः।
ओजसा ॥ १ ॥

## माधवभाष्यं.

हे इंद्र एहि। अस्मिन्कर्मण्यागच्छ। आगत्यच विश्वे

भिः सर्वैः सोमपर्वभिः सोमरसरूपैरंधसोऽधोभिरन्नैर्मात्सि माद्य हृष्टो भव । तत ऊर्ध्वमोजसा बलेन महान्भूत्वा भिष्टिः शत्रुणामभिभविता भवेतिशेषः । अष्टाविंशतिसंख्याकेषु बलनामस्वोजः पाज इति पठितं ॥ आ । इहि । आद्गुणः । पा० ६।१।८७ इंद्रएहि । यो ह्युभयोः स्थाने लभतेऽसावन्यतरव्यपदेश मित्याङ् माङोरेका देशस्याङ् व्यपदेशादोमाङोश्च । पा० ६।१।९५। इति पररूपं । मत्सि । माद्य । मदी हर्षग्लपनयोः । लोटः सिप् । सर्वे विधयश्छंदसि विकल्प्यंत इति सेर्हिरादेशः । पा० ३।४ ८७ न भवति । दिवादिभ्यः श्यन्निति श्यन् । बहुलं छंदसीति श्यनो लुक् । न लुमतांगस्य । पा० १।१।६३ इति प्रत्ययलक्षणप्रतिषेधाच्छमामष्टानां दीर्घः श्यनि । पा० ७।३।७४। इत्युपधादीर्घो न भवति । सिपः पित्वाद्धातुस्वर एव । अंधसः अदेर्नुमूधश्च । उ० ४। २०७। इत्यसुन् । व्यत्ययेन तृतीयाबहुवचनं कर्तव्यं । नित्वादाद्युदात्तः । विश्वेभिः । अशिप्रुषीत्यादिना । उ० १।१५०। क्वन् । नित्वादाद्युदात्तत्वं । ऐसादेशो बहुलं छंदसीति न भवति । सोमपर्वभिः । लतारूपं सोमं पृणंति पूरयंतीति सोमपर्वाणः सोमरसाः । पॄ पालन पूरणयोः । अन्येभ्योऽपि दृश्यंत इति वनिप् । गुणो

रपरत्वं । वनिपः पित्त्वाद्धातुस्वर एव उपपदसमासे कृदुत्तरपदप्रकृतिस्वरेण पुनः स एव भवति । अभिष्टिर भिगंता । इष गतौ । मंत्रे वृषेत्यादिना । पा० ३।३।९६ क्तिन्नुदात्तः । स हि भावपरोऽपि भवितारं लक्षयति कित्त्वाल्लघुपधगुणाभावः । तितुत्रतथसिसुसरकसेषु च । पा० ७।२।९। इती डागमो न भवति । अभिशब्द स्येकार एमन्नादिषु पररूपं वक्तव्यं । पा० ६।१।९४।६ इति पररूपत्वं । प्रादिसमासे कृदुत्तरपदप्रकृतिस्वरत्वं।ओ जसा । उब्जेर्बले बलोपश्चेत्यसुन् । नित्वादाद्युदात्तः॥ १॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र ! आव्य, सोमरसरूप सर्व अन्नोथी खुश था, बळथी मोटो थइने शत्रुओने परावभव करनार था. ॥१॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र! आ कर्ममां आव्य. अने आवीने सर्व सोमरस रूपअन्नोथी राजी था. अने तेपछी बलथी मोटो थइने शत्रुओने पराभव करनार था. ॥ १ ॥

——

નિચે લખેલા સદ્ગૃહસ્થોના નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| ઠક્કર વસનજી પ્રાગજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| વાગરા રીડિંગરૂમ તરફથી ... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| મેહેરબાન રાવબહાદુર કેશવરાવ રામચંદ્ર મુખા તરફથી ... | ૫ | ૧૫ | ૬ |
| રા૦ રેવાશંકર હરીકૃષ્ણ દવે ... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ માડવી રિડિંગરૂમના તરફથી ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| મેહેતા ગીરજાશંકર શામજી ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| રાવસાહેબ ગીરધરલાલ ઉલટરામ ... ... ... | ૧ | ૧૫ | ૦ |
| ખાન શ્રીઅનવરખાનજી ... ... ... ... | ૩ | ૧૨ | ૦ |
| રા૦ રા૦ ઉત્તમરામ નરભેરામ તરફથી ... ... ... | ૫ | ૭ | ૦ |
| રાજકોટ હાઇસ્કુલ રીડીંગરૂમના ... ... ... | ૫ | ૧૫ | ૬ |
| રા૦ લધુ નાગજી નેટીવ લાઇબ્રેરીના સેક્રેટરી તરફથી ... | ૫ | ૧૦ | ૦ |
| લિમડી સાધુ લાઇબ્રેરી તરફથી ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| વકિલ કલ્યાણજી પુંજારામ ... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| મહારાજા ઠાકોરસાહેબ શ્રીભગવાનસિંહજી પુસ્તકાલય ... | ૧ | ૧૫ | ૦ |
| મેહેરબાન હરીલાલભાઇ અમરતરામ દિવાનજી સાહેબ ... | ૧ | ૧૪ | ૦ |
| મેહેતા નરભેરામ જીવનરામ ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| વઢવાણ દેશી પુસ્તકશાળા તરફથી ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ રણછોડદાસ લખોટાલાલ... ... ... ... | ૫ | ૧૦ | ૦ |
| મેહેરબાન સોમતરાય રણછોડરાય ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| તળાજા રિડીંગરૂમના સેક્રેટરી લક્ષ્મીશંકર જેઠાશંકર તરફથી ... | ૧ | ૧૪ | ૦ |

## અનુક્રમણિકા.



---

### હરિગીત છંદ.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવા ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્યલોક તણો સુપંથ પહેલ દેખો પાધરો. ૧.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. વૈશાખ, સંવત ૧૯૩૪. અંક ૭ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

मृदुलंकिमतःपरंस्तुवेनवनीतादपिसज्जनस्यचेतः

यदिदंद्रवतेस्वतापतःपरतापात्द्रवतेसतामनः

રૂડાં માણસોનું અંત કરણ માંખણ કરતાં પણ કોમળ છે. એથી વધારે એનું શું વર્ણન થઈ શકે? કારણ કે, માંખણને જ્યારે વાસણમાં નાંખી નીચે તાપ કરવાથી પોતાને તાપ લાગે ત્યારે તે પીગળે છે, પણ સત્પુરૂષોનાં અંત કરણો તો કોઈ પરાયાના તાપને જોઈ ગળી જાય છે (પારકાને દુઃખે, દુઃખીયા થાય છે) આવા ગુણીજનો આપણામાં ઘણા થઈ ગયા છે, તેમનાં આચરણો અને તેમની આજ્ઞાઓને અનુસરવામાં સર્વેએ એકચિત્ત રેહેવું જોઈએ.

---

## सहोदर (सगी माना जण्या) भाई विषे.

उपेंद्रवज्रा छंद.

भण्यो नहीं भाव करी कदाए, कुमार्गने पंथ सदाय जाये;
करे नहीं काइ उपाय सारो, तथापिए भाई सगो थनारो. १
कदीक निंदा करतो फरे जो, विचार तेना मनमा न लेजो;
करे करे हानि वळी हजारो, तथापिए भाइ सगो थनारो. २
दहे कदी दुष्ट कुवेण कैने, फरे सदा दुर्जनरूप थैने;
विपत्तिना वृक्षज वावनारो, तथापिए भाइ सगो थनारो. २

लढीवढी जीव अथाग बाळे, ठरे न ठारे त्यम कोई काळे,
भले कदी भीड पडावनारो, तथापिए भाइ सगो थनारो. ४

### उपजाति.

मानो जण्यो भाइ न होय जेने, गणो सहू निर्बल लोक तेने,
ए वातने कोइ नहीं विसारो, सगो सदा भाइ खरो तमारो. ५
संसारनो सार खरे खरो ते, सहोदरो संप विषे रहो जे,
तेवुं थये ताप निवारनारो, सगो सदा भाइ खरो तमारो. ६
थवा दुखी कारण वीण हाथे, करोन कंकास कदाय माथे;
हेते हळीने मळि हर्षमां रो', सगो सदा भाइ खरो तमारो. ७
देखी दुखी भाइनुं दील दाजे, थतां रूडुं सिंह समान गाजे;
दुःखे सुखे भाग पडावनारो, सगो सदा भाइ खरो तमारो. ८
कह्युं अहीं जे कंइ नंदरामे, धरो तमे सज्जन चित्त ठामे;
सहोदरे प्रीत सदा वधारो, सगो सदा भाइ अरे तमारो. ९

---

## वेदधर्मनी सर्वोत्कृष्ट महत्ता विषे.

(સાંધણ પૃષ્ટ ૭૧ થી.)

શાસ્ત્રકારો, ગુરૂ અથવા આચાર્યને પુજવા લખેછે, પણ એટલું યાદ રાખવાનું છે કે, તે ઉપર લખ્યાપ્રમાણે હોય તેવા નહીં પણ તારનારા અને સદ્ગુણોથી ભરેલા હોય તેમનેજ, અને તે પણ માતાપીતા પછી માનવાને લાયક લાગેછે. આ વિષયમાં એવો એક મનુસ્મૃતિમાં શ્લોક છે કે,

उपाध्याया-दशाचार्यआचार्याणांशंतपिता
सहस्त्रंतुपितृन्मातागौरवेणातिरिच्यते ॥

ઉપાધ્યાયથી આચાર્ય દસઘણા, આચાર્યથી પિતા સોઘણા અ

પિતાથી જન્મ આપનારી જનની હજારઘણી, (માન આપવાને, પૂજવાને અને ભક્તિ રાખવાને) ઉત્તમ લેખાયછે.

ઉપરનું વાક્ય બધાના કરતાં માતાનું માન વધારે જણાવી આપેછે તેમજ વિચારી જોવાથી એના એક ઉપકારો બીજા કોઇથી જરા પણ ન થઇ શકે તેવા જણાઈ આવશે. અને તેથીજ તે સૌ કરતાં પ્રથમ પુજવાને અથવા ઈશ્વર બુદ્ધિથી માન આપવાને લાયકછે; એમ બેધડક લખી શકાયછે. માતાપિતા અને ગુરૂ વિષે મનુસ્મૃતિમાં વળી એવો એક શ્લોક છે કે,

तेषात्रयाणांशुश्रुषापरमंतपउच्यते
नतैरभ्यननुज्ञातोधर्ममन्यंसमाचरेत् ॥

માતાપિતા અને ગુરૂ આદિની જે સેવા કરવી તે ઉત્તમમાં ઉત્તમ તપ કરવા બરોબર છે, માટે જે કાંઇ ધર્મનું કામ કરવુ હોય તે તે ત્રણેની રજાવિના કરવું ઘટીત નથી.

હવે વિચારવું જોઇએ. એની સેવા કેટલે દરજ્જે ઊચી ગણાયછે. ગમે તેટલાં તપ કરે તોપણ તેની સેવાની બરોબરી કરી શકતાં નથી, અને શાસ્ત્રનાં વાક્યોથીજ પ્રસિદ્ધ જણાઈ આવેછે કે, એઓની સેવા એ સર્વ સત્કર્મોનું શિખર છે. જુઓને મનુસ્મૃતિમાં માતાપિતા આદિને નહીં માનનારા અને માનનારાને કેવાં ફળ થાય છે, તથા તેમના તાબામાં કેવી રીતે રહેવું એ વિષે વાક્યો બીજા અધ્યાયમાં બતાવેલાં છે. તે કેવાં ઉપયોગી અને સદ્‌માર્ગે ચલાવનારાં છે તે વાચતાંજ ધ્યાનમાં આવશે.

त्रिष्वप्रमदान्नेतेषुत्रीन्लोकान्विजयेद्गृही
दिप्यमानःस्ववपुषादेववद्दिविमोदते ॥

ગૃહસ્થાશ્રમમાં રહેનાર પુરૂષ માતાપિતા અને ગુરની સર્વ રીતે સેવા કરવામાં અને માન આપવામાં ગાફલ ન રહે તો સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકને જીતીને અંતે દેવતાઓની પેઠે પોતાના શરીરથી શોભતો સ્વર્ગમાં સુખને ભોગવેછે.

માતાપિતા આદિનું માન રાખવામાં મહાત્મ્યની કેવું ઉત્તમ વાક્ય

આપેછે. તે આપણા સર્વના ધ્યાનમાં આવ્યું. હવે માત્ર તેને અનુસરવું તેટલુંજ બાકી છે, તે સદ્ગૃહસ્થોને કાંઇ ભારે પડે તેવું નથી જે સુખ હજારો વર્ષ તપ તપવાથી નથી મળતું, જે સુખ ઘણાં ઘણાં તીર્થાટન કરવાથી નથી મળતું, જે પુણ્ય હજારો દાન દેવાથી નથી થતું, તે લાભ મોટા મોટાઓને પણ નથી મળી શકતો અને જે કીર્તિ કરોડ ઉપાયો કરતાં અને આખી પૃથ્વિનું રાજ્ય ભોગવતાં પણ નથી મળત તે સઘળાં જ્યારે ઘેર બેઠાં એક થોડાજ પ્રયાસમાં મળી આવે એથ બીજું કયું આનંદકારક ગણાય? ધન્ય ભાગ્ય છે, એવા પુરૂષોને કે, જે આવો લાભ લેવાને ચુક્યા નહીં હોય. વળી આર્ય લોકોને વધારે દઢ કરાવવાને બીજો ત્યાર પછીનો શ્લોક નિચે લખેલો છે તે એવોકે,

इमंलोकंमातृभक्त्यापितृभक्त्यातुमध्यमं
गुरुशुश्रूषयात्वेवंब्रह्मलोकंसमश्नुते ॥ २३३

માતાની ભક્તિથી આ લોક, (ભૂલોક) પિતાની ભક્તિથી મધ્યમ લોક (સ્વર્ગાદિ મૃત્યુલોક) અને શાસ્ત્રમાં કહેલા છે, એવા ખરા કલ્યાણ કરના ગુરૂની સેવાથી બ્રહ્મલોકને પામે છે.

એક તો અનેક કામનાઓથી મોટાં મોટાં તપ કરી તાઢ, તડક ભુખ, તરશ વેઠી વેઠી દેહને પાડી નાખે, એવા અસંખ્ય દેહ પડે ત્યા માંડ માંડ રાજાનો અવતાર આવે, તેપણ જો કોઇ ચક્રવર્ત્તિને ઘેર ઘણ પુણ્યથી અવતરે તો અખુટ ભંડારોમાંથી લાખ્ખો રૂપૈયા ખરચી મો મોટા યજ્ઞો કરે, અને છેવટ પાછું રાજ્ય સઘળું છોડી આપે, તોપણ લાભ મળી શકતો નથી તે લાભ એક ગમે તેવો ગરીબ માણસ હોય વિના હરકતે તન મનથીજ મેળવી શકે એથી બીજું શું સારૂં છે? મ આ લોક મધ્યમ લોક અને બ્રહ્મ લોકની પ્રાપ્તીના કારણરૂપ માતાપિતા અ દિનુંજ સેવન કરી તે લાભ લેવામાં પ્રીતિવાન થવું. વળી એવું પણ ત પછીનું વાક્ય છે કે,

सर्वेतस्यादृताधर्मायस्यैतेत्रयआदृता:
अनादृतास्तुयस्यैतेसर्वास्तस्याफला: क्रिया: ॥

જે પુરૂષે માતાપિતાઆદિ ત્રણેને માન આપ્યું તેણે સઘળા ધર્મોને માન આપ્યું છે, અને જેણે તેઓને માન નથી આપ્યું તેણે સઘળા ધર્મો પાળેલા હોય તોપણ તે ફળવિનાના છે.

વિચાર કરવાથી ખરેખર રીતે જણાઈ આવશેજ. જેમકે સઘળું માન મેળવ્યું હોય, તે માન બ્રહ્મજ્ઞાનના માનવિના અમાન ગણાય છે. તેમ સઘળા ધર્મોને જો માન આપેલું હોય પણ જ્યાં સુધી આ મુખ્ય ધર્મ ન જાણ્યો ત્યાં સુધી તે વૃથા ગણાય એમાં કાંઈ પણ નવાઇ જેવું નથી, વળી કહ્યું છે કે,

यावत्त्रयस्तेजीवेयुस्तावन्नान्यंसमाचरेत्
तेष्वेवनित्यंशुश्रूषांकुर्यात्प्रियहितेरतः ॥

જ્યાં સુધી ત્રણે તીર્થરૂપ જીવતાં હોય ત્યાં સુધી અન્ય ધર્મનું આચરણ તેઓની પરવાનગીશિવાય પોતાના સ્વતંત્રપણાથી કરવું નહીં, અને તેઓનું પ્રિય કરવામાં અને હિત કરવામાં તત્પર થયેલાએ તેની નિરંતર સેવાજ કર્યા કરવી. વળી કહ્યું છે કે,

तेषामनुपरोधेनपारत्र्यंयद्यदाचरेत्
तत्तन्निवेदयेत्तेभ्योमनोवचनकर्मभिः ॥

માતાપિતા આદિની સેવામાં અડચણ ન આવે તેવી રીતે જે જે ધર્મનાં આચરણ કર્યા હોય તે તે સઘળા તેઓને મન વાણી કર્મથી નિવેદન કરવાં. વળી એક વાક્ય એવું છે કે,

त्रिष्वेतेष्वितिकृत्यंहिपुरुषस्यसमाप्यते
एषधर्मःपरःसाक्षादुपधर्मोऽन्यउच्यते ॥

એ રીતે શાસ્ત્રોક્ત ધર્મપ્રમાણે માતાપિતા આદિની સેવા કરી કે, પુરૂષનું શ્રોત સ્માર્ત સઘળું કર્મ સંપૂર્ણ થઇ ચુક્યું એમ ગણાય અને એજ સર્વ પુરૂષાર્થનાં સાધનરૂપ ધર્મછે, તેવિના બાકીના બીજા ધર્મો ઉપધર્મો ગણાયછે.

મહામુનીનાં વાક્યો માતાપિતા આદિને વિષે કેવો અભિપ્રાય આપે છે, એ આપ આર્યજનોએ જાણવું, માટે એ વિષેનો આપણો ઉત્તમ ધર્મ આર્યાવર્તમાં ફેલાઇ જઇ પ્રખ્યાતિ પામે તેમ કરવું ઘટિત છે.

કૌરવો અને પાંડવોની લડાઈમાં ભિષ્મ પિતામહ પડ્યા, ત્યારે તે બાણશય્યામાં સુતા હતા, તે વખત ભરી સભામાં યુધિષ્ઠિર રાજાએ અનેક ધર્મો પુછ્યા અને તેણે બાણશય્યામાં સુતાં સુતાં સઘળા ધર્મ કહ્યા તે માતાપિતા અને ગુરૂ વિષે પણ ઉપદેશનાં વચનો* કહ્યાં છે, તે નીચે મુજબ,

सम्यगेतेषुवर्तस्वत्रिषुलोकेषुभारत !
यश:प्राप्स्यसिभद्रंतेधर्मंचसुमहत्फलं ॥
नैतातिशयेज्जातुनात्यश्नीयान्नदूषयेत्
नित्यंपरिचरेच्चैवतद्वैसुकृतमुत्तमं
कीर्त्तिंपुण्यंयशोलोकान्प्राप्स्यसेराजसत्तम
अमानितानित्यमेवयस्यैतेगुरवस्त्रय:
नचास्मिन्नपरेलोकेयशस्तस्यप्रकाशते
नचान्यदपिकल्याणंपरत्रसमुदाहृतं ॥
उपाध्यायंपितरंमातरंच येद्रुह्यंतेमनसाकर्मणावा
तेषापापंभ्रूणहत्याविशिष्टं तस्मान्नान्य:पापकृदस्तिलोके ॥
भृतोवृद्धोयोनबिभर्तिपुत्र: स्वनिज:पितरंमातरंन्व
तद्वैपापंभ्रूणहत्याविशिष्टं तस्मान्नान्य:पापकृदस्तिलोके ॥
*एतत्सर्वंविस्तरेणैवमुक्तं यत्कर्त्तव्यंपुरुषेणहलोके
एतच्छ्रेयोनान्यदस्माद्विशिष्टं सर्वान्धर्माननुसृत्यैतदुक्तं ॥

# प्राणत्याग थयेला देहसंबंधी क्रिया.

આપણા આર્યલોકોમાં જે વખત કોઈ પણ માણસ પ્રાણ ત્યાગ કરે છે, ત્યારે તેને જેમ બને તેમ સ્મશાનની જગ્યાઉપર લઈ જવાની જરૂર પડે છે, પરંતુ પ્રાણ ગયા પછીની કેવી જાતની ક્રિયાઓ શાસ્ત્રમાંથી નિકળે છે, તેને કોઈ વિચાર કરતું હોય એવું ભાગ્યેજ દેખવામાં આવે છે. કોઈ

* (एतत्सर्वमनिर्देशेनैवमुक्तं) मुद्रितपुस्तकेतादृशंप्रथमपदंविद्यते (અધુરૂં

વખત શબની ઉપર ઢાંકેલુ કપડું ખશી જાય છે, કોઈ વખત બાંધેલા બંધ સરી જઈ બીહામણો ભાગ નજરે પડે છે, કોઇ વખત ઉતાવળના આંચકાથી વળીના મધ્ય ભાગમાંથી કકડા થઈ પડેછે, તે વખત ખરૂં ભયંકર દેખાવ છે, અને કોઇ વખત એવા તો જોસથી દોડે છે કે, જાણે કોઇ ગામઉપર ધાડું પાડવું હોય, આવા વખતમાં ઉદાસીને બદલે કોઇ જાતની ભવાઇના જેવો દેખાવ નજરે પડે છે. વિચારવુ જોઇએ કે, આ દુનિયામા મુસાફરી કરીને જતાં માણસને તેના છેવટના માનની ખાતર કેવી દશા થાય છે! હજારો જાતની દુનિયાં આ પૃથ્વિઉપર વસે છે. તેઓની તે વખતની રીતભાત કરતાં આર્યજનોની રીતભાત જમાનાના જોરથી કોઇ કોઇ ઠેકાણે જુદીજ થઇ ગઇ હોય એમ જણાય છે. હજુ સુધી કેટલીએક રીતીઓ જો કે, બીજાઓ કરતાં આપણામાં ઉત્તમ છે, તોપણ આ વિષયની બાબતમાં બીજાઓને હસવા જેવું થઇ પડવાથી નરસ ગણાઇ આવે છે. માટે આ પ્રસગે થોડાંક વચનો વિધિ બતાવનાર થઇ પડવાને દાખલ કરીએ છીએ.

तदाशोकंपरित्यज्यकारयेंमुडनंसुत:
समस्तबांधवैर्युक्त:सर्वपापापनुत्तये ॥

મરનારના પ્રાણ ગયા. તે વખતે શોક મેલીને સર્વ સગાં કુટુંબીઓ વિ-ટાયેલો મરનારનો પુત્ર સર્વ પાપને નાશ કરવાને માટે મરનારની હજામત કરે.

मातापित्रोर्मृतौयेनकारितमुडनंनहि
आत्मज:सकथंज्ञेय:संसारार्णवतारक:
अतोमुंडनमावश्यंनखकक्षाविवर्जितं
तत:सबांधव:स्नात्वाधौतवस्त्राणिधारयेत् ॥

પીતાનુ અને પીતા પ્રથમથીજ ગુજરી ગયેલા હોયતો માતાનું મુંડન નહીં કરનાર પુત્ર, આ સંસારથી તારનાર કેમ કેહેવાય! માટે નખ અને કાખ વિના અવશ્ય મુંડન ન કરવું જોઇએ. અને ત્યાર બાદ પોતાના કુટુંબીઓ સહિત નાહીને ધોયેલાં વસ્ત્ર પેહેરવાં.

सद्योजलंसमानीययतस्तंस्नापयेत्गात्रं
मंडयेच्चंदनैःस्रग्भिर्गंगामृत्तिकयाथवा ॥

પછી તરત પાણી લાવીને તે મુડદાંને નવરાવીને ચંદન અને પુષ્પોથી સુશોભિત કરવું.

नवीनवस्त्रैसंच्छाद्यतदापिंडंसदक्षिणं
नामगोत्रंसमुच्चार्यसंकल्पेनापसव्यतः ॥

ત્યારપછી નવીન વસ્ત્ર તેની ઉપર ઓઢાડીને સંકલ્પથી નામ ગોત્ર ઉચ્ચાર કરીને દક્ષણા માથે મુકીને એક પિંડ આપવો.

પીંડ આપતી વખતે એમ બોલવું જોઇએ કે "અમુક ગોત્રના અમુક નામનાં શબને બ્રહ્મ દેવત્ય સ્થાનનો પિંડ આપુંછું તે તેને રહો.

मृत्युस्थानेशवोनामतस्यनाम्नाप्रदापयेत्
तेनभूमिभवेत्तुष्टातदधिष्ठात्रदेवताः

મૃત્યુને સ્થાનકે "શબ" એવું નામ કેહેવાયછે માટે તેના નામથીજ પિંડ આપવો. તેથી તેના આધારરૂપ પૃથ્વિના અધીષ્ટાન દેવતા પ્રસન્ન થાયછે.

द्वारदेशेभवेत्पांथस्तस्यनाम्नाप्रदापयेत्
तेननैवोपघातायभूतकोटीषुदुर्गताः ॥

બારણાંની અંદર "પાંથ" એવા નામથી તેને પીંડ આપવો. તેથી ભૂતોની ગણનામાં જે અપવિત્ર ગતીને પામેલ હોયતે વિઘ્ન કરે નહીં.

ततःप्रदक्षिणंकृत्वापूजनीयःस्नुषादिभिः
स्कंधःपुत्रेणदातव्यस्तदान्यैर्बांधवैःसह ॥

ત્યાર પછી દીકરાની વહુઆદીએ તેની પુજા કરવી, અને પછીથી તે શબને પ્રદક્ષિણા કરીને તેનો જે પુત્ર હોય તેણે બીજાં સગાંવાલાંસહિત બાંધ આપવું.

धृत्वास्कंधेस्वपितरंयःस्मशानायगच्छति
सोश्वमेधफलंपुत्रोलभतेचपदेपदे ॥

પોતાના પીતાના શરીરને ખાંધે ઉપાડીને જે પુત્ર સ્મશાને જાય છે, તે જેટલાં પગલાં ચાલે તેટલાં પગલાંમાં એક પગલે અશ્વમેધ યજ્ઞ કરવાના પુણ્યને પામે છે.

नीत्वास्कंधेस्वपृष्ठेकेसदाततेनलालितः
तदैवतद्रणान्मुच्येत्मृतंस्वपितरंवहेत् ॥

પોતાના પીતાજીએ ખભા ઉપર અને કેડે તેડીને જે પુત્રને લાડ લડાવેલાં હોય તે જ્યારે મરણ પામેલા પોતાના પીતાને ઉપાડે છે, ત્યારે મરનાર પીતાના રણથી મુકાઈ જાય છે.

ततोर्धमार्गेविश्रामसंमार्ज्याभ्युक्ष्यकारयेत्
संस्थाप्यभूतसंज्ञायतस्मैतेनप्रदापयेत् ॥

ત્યાર પછી* માર્ગે જતાં શબને નીચેની જગ્યાવાળી, ચોળી સાફ કરીને વીસામો દેવો, અને "ભૂત" એવા નામના ઉચ્ચારથી તેને પીંડ આપવો

पिशाचाराक्षसायक्षायेचान्येदिक्षुसंस्थिताः
तस्यहोतव्यदेहस्यनैवायोग्यत्वकारकाः ॥

આ મુજબ પિંડદાન કરવાથી પિશાચો રાક્ષસો યક્ષો અને જેટલા બીજા દિશાઓમાં રહેનારા ભૂત ગણો છે તે હોમવા લાયક દેહને કોઈ પણ જાતનું નુકસાન કરતા નથી.

ततोनीत्वास्मशानेपुस्थापयेदुत्तरामुखं
तत्रदेहस्यदाहार्थेस्थलंसंशोधयेद्यथा ॥

ત્યારપછી તે જગ્યા ઉપરથી કાંધે ઉપાડી સ્મશાનમાં લઈ જઈ ઉત્તર તરફ મોશીકું રાખી નીચું ઉતારવું તદનતર તેને બાળવાને માટે જગ્યા ચોખી કાહાડવી.

---

* સ્મશાન ઘણું દૂર હોય અને ગાંમ નાનું હોય તેથી રસ્તે વસ્તી આડી આવે એમ ન હોય તેવે ઠેકાણે આ વાક્ય લાગુ પડે તેવું છે. મુંબઈ જેવા શેહેરમાં કે જેમાં વસ્તીની ગડદી ઘણી અને સ્મશાન પણ છેટે ત્યાં વસ્તીની ગડદીનો નજીક હોય, ત્યાં આમ કરવું પરવડે નહીં. માટે પ્રસંગોપાત આવે તે દાખલ કરવું ધારીને તથા પાંચ પીંડની વ્યવસ્થા બતાવી આપવાને એ શ્લોક દાખલ કરેલા છે.

संमार्ज्यभूमिंसंलिप्योल्लिख्योद्धृत्यचवेदिकां
अभ्युक्ष्योपसमाधायवन्हितत्रविधानतः ॥

ઓળેળી જમીનને વાળીને તેની ઉપર લીપીને દર્ભથી ઉર્ધ્વરેખા કરીને અનાંમીકા તથા અંગુઠાથી ઉદ્ધાર કરીને પાણી છાંટી તેપર અગ્નિ પધરાવવો.

पुष्पाक्षतैरथाभ्यर्च्यदेवंक्रव्यादसंज्ञकम्
लोमभ्यस्त्वनुवाकेनहोमंकुर्याद्यथाविधि

પછીથી ક્રવ્યાદ નામના તે અગ્નિને પુષ્પ અક્ષતથી પુજીને તેમાં "लोमभ्यःस्वाहा, त्वंग्भ्यःस्वाहा, मांसेभ्यःस्वाहा, એ રીતનાં અનુંવાકોથી વેદવિધિ પ્રમાણે હોમ કરવો લખે છે.

त्वंभूतभृज्जगद्योनिस्त्वंभूतपरिपालकः
मृतःसंसारिकस्तस्मादेनंत्वंस्वर्गतिंनय ॥

(ત્યારપછી) હે! ક્રવ્યાદ નામના અગ્નિ તું ભૂતમાત્રને ભરણ પોષણ કરનાર જગતને ઉત્પન્ન કરનાર અને પાળનાર છું, માટે જન્મીને મરેલા આ પુરૂષને (અથવા સ્ત્રીને) સારી ગતીએ લઇ જજે એવી રીતે પ્રાર્થના કરવી.

इतिसंप्रार्थयित्वाग्निंचितांतत्रैवकारयेत्
श्रीखंडतुलसीकाष्ठैःपलाशाश्वत्थदारुभिः ॥

ઉપર લખ્યા મુજબ અગ્નિની પ્રાર્થના કરીને ખાખરો પીપળો સુખડ તુળસીઆદી કાષ્ટોથી તેજ જગ્યા ઉપર ચીતા ખડકવી.

चितामारोप्यतंप्रेतंपिंडौद्वौतत्रदापयेत्
चितायांशवहस्तेचप्रेतनाम्नाखगेश्वर !

જેમ દિશાઓના દેવતાઓથી બળીદાનો હોમવાને લાયક થાય છે તેમ (ઉપર લખેલા) આ પાંચ પિંડો વડે મુરદું બાળવાને લાયક થાય છે. તેમ કર્યાવિના આગળ કહેલા ભૂત પિશાચો તેને નુકસાનકારક થઇ પડે છે.

આવિ જાતની ઉત્તર ક્રિયાની ઘણી જાતની ઉત્તમ રીતીઓ આપણા શાસ્ત્રોમાંથી નિકળી આવે છે માટે તે ઉપર પણ સર્વેએ ધ્યાન આપવું જોઇએ. આપણાં શાસ્ત્રોનાં વચનોને આપણે ન સંભારિએ અથવા તેને જાણતાં છતાં ધ્યાનમાં ન લઇએ ત્યારે એ એક જાતની મૂર્ખાઇ ભરેલી સ્વછંદતા ગણાય, ઘણે ઠેકાણે ઉંચી જાતમાં ઉત્તમ રીતીઓ દેખવામાં આવે છે તેમને પણ આવાં વાક્યો વધારે ઉત્તેજન આપનારાં થઇ બીજા અણસમજુને સમજાવવામાં ઉપયોગી પડશે.

જો કે આવી બીના લખવાથી કોઇને આ લખાણ ઉપર હાસ્ય થઇ આવશે અથવા કોઇ સાહેબો તેનો અવગણના કરશે. પણ તે ઉપર લક્ષ નહીં આપતાં આપણા શાસ્ત્રમાં જે હકીકત જણાવેલી છે તે જાણવી જોઇએ અને એજ કારણસર નર્વ સાહેબોની સેવામા દાખલ કરી છે તે ધ્યાનમાં લેવા યોગ્ય ધારશે. અર્થાત આવિ જાતનો અમારો અભિપ્રાય છે એમ સમજીને સદ્ગુણી સજ્જનો લખેલી બીના ઉપરથી સાર ગ્રહણ કરી સમજશે. આ વખત આ પ્રસગ લખાવવો દુરસ્ત નહીં ધારતાં કેટલીક બીજી પણ બાબતો જાણવા જેવી છે તેને પછાત રાખતા મરણ પછી લોકો શોક કરે છે તે ન કરવા વિષે પ્રમાણના વાક્યોથી લખવાનો વિચાર છે તે હવે પછીના અંકોમાં ઇશ્વરની ઇચ્છા તો સર્વની સેવામાં મુકવા ચુકશું નહીં.

---

## હિંદુઓમાં સ્ત્રીકેળવણીનો વધારો થવા વિષે.

---

આ સંસારમાં દરેક મનુષ્યને પરમ કૃપાળુ પરમેશ્વરે પોતાની ઉદાર બુદ્ધિથી બોહોળો પ્યાર બક્ષેલો છે, તથાપિ દુનિયામા માણસોની સ્થિતિમાં, ચાલમાં, રીતભાતમાં અને ડાહાપણમાં ન્યુનાધિકપણું આપણે દેખીએ છીએ, ત્યારે આપણને તે વિષે કઇક મનમા ખ્યાલ થાય છે. આ બધું ઇશ્વરી

કૃત્ય છે. અને તે સર્વવ્યાપક પરમેશ્વરની ઘટમાળમાં તેનો સમાવેશ થાયછે. એ તો ખરૂંજ છે કે, સર્વ મનુષ્યની સરખી બુદ્ધિ, સર્વ મનુષ્યની સરખી સ્થિતિ, અને સર્વ મનુષ્યનું સરખાપણું, એમ તપાસીએ તો મળવું જોવામાં આવશે નહીં. જો એમજ સઘળું હોય તો પછી ગરીબ અને ગૃહસ્થ, સારો અને નરતો, જ્ઞાની અને અજ્ઞાની, ડાહ્યો અને મૂર્ખ, એમ ભિન્ન ભિન્ન વર્ગ કેહેવાય છે, તે કેહેવાય નહીં, તોપણ મનુષ્ય માત્રનો ધર્મ છે કે, જેથી દુનિયાંમાં સારૂં ગણાય તેમ થવાને પોતાની તન મેહેનતથી ઉદ્યોગ કરવો જોઇએ. સર્વ જને જ્ઞાનયુક્ત થવું અને વિવેકી કેહેવરાવવું એ સૌની ફરજ છે. આથી મનુષ્યની મનુષ્યાઇ પ્રજામાં વખાણ પામે છે, એટલુંજ નહીં પણ તે શોભી નિકળે છે.

સઘળી સૃષ્ટિ ઇશ્વરની બનાવેલી છે, અને તમામ અલૌકિક રચનાઓ તેણેજ રચી છે. તેથી તેની કૃપાવડે માણસ સઘળું કરી શકે છે, અને મેળવી શકેછે. એમ કહીએ તો કશી હરકત નથી; તોપણ તેનો એવો હુકમ નથી કે, તે હાથ પગ હલાવ્યાવિનાજ જેને તેને સાહ્ય થાય. જો એમ હોય તો કોઇને કાંઇ પણ પોતાને માટે કરવાની પરવા અથવા ગરજ રેહેત નહીં. પણ એ નિયંતા પ્રભુએ જે કર્યું છે, તે ઘણાજ વિચારથી અને ગહન ગતિથી કરેલું છે. સૃષ્ટિનું મૂળ બંધારણ સ્ત્રી પુરૂષથી તેણે ઉપજાવેલું છે, એ આખી આલમ જાણે છે, બન્ને જાતનો સબંધ નિકટ રહેલો છે. આટલું છતાં સ્ત્રીયો અને પુરૂષ, એ, બન્નેના દરજ્જા અથવા મોભા ઉપર એક તરફથી ખ્યાલ કરતાં આજ કાલ સ્ત્રી જાતનો મોભો મરદના કરતાં પછાત પડી ગયો છે, એમ આપણને જણાય છે. કેટલાક સુધરેલા પુરૂષોને આની ચર્ચા કરતા આપણે જ્યારે સાંભળીએ છીએ, ત્યારે આપણને તે વિષે તરેહવાર જુદી જુદી શંકાઓ ઉત્પન્ન થાય છે. આ બાબત ખરો શોધ અને તપાસ લેઇએ છીએ, ત્યારે તો એજ જડી આવે છે કે, એનું કારણ સ્ત્રી જાતને કેળવણી મળ્યાવિનાજ છે. અર્થાત તે જ્ઞાન હિન રેહેવાથી તેની અવગણના ઉચીત પુરૂષો કરે છે. આ લોકોના કેહેવાનું તાત્પર્ય એવું છે કે સ્ત્રીયો જ્ઞાનવાન થાય અને પોતાનો ઘર સંસાર પૂર્ણ રીતે નભાવી શકે, એવી યોજનાઓ સત્વર થવી જોઇએ. આ

લખત આ તેમનુ કહેવું ખરૂં અને વ્યાજબી તો છેજ અને તેથી તેની આપણા ભરતખંડમાં આજ કાલ બહુ વાતો હોબાળે ચઢી રહી છે મુળ તો આપણા પ્રખ્યાત શ્રીમંત શેઠીયાઓને હાથે વવાયાં છે, તે કહે છે ઉગીતો નિકલ્યાં છે પણ હજું તે બાલ્યાવસ્થામાં રહેલાં છે, માટે તેને વધારવાને ઉપાય કરવા ઉતાવલ કરવી. કેટલાક ઉછરતી કેળવણીના જુવાનો જોસમાં આવી કહેછે કે, ભાઈ જલદી કરો, જલદી કરો. કેટલાક બોલછે કે ધિરે ધિરેજ સાર થશે. વાસ્તે ઉતાવલ કરો નહીં. વળી કેટલાક મોટિ ડીગરીઓ અને ઇલકાબોવાલા તો લાંબાં લાબાં ભાષણો કે લખાણો કરી જુદ્ધ મચાવે છે કે, ગમે તેમ પણ આપણી સ્ત્રીઓને યુરોપખંડની સ્ત્રીયોના જેવી કરો. આમ જેને જેમ ફુવે તેમ બોલેછે. હવે આ બધાનું નિરાકરણ કરવા બેશીએ તો આવા લોકોના બોલવા ઉપર મળતા થવાને તેમાંનો એક પણ રસ્તો આપણે મુકરર કરવો, એ લાંબી નજરથી વિચાર્યાવિના બને તેમ નથી; એટલુંજ નહીં પણ તેમાં ફત્તે પામવાને ભારે અંદેશો અને અંત કરણમાં અવઢવ પેદા કરેછે. મૂખ્ય કલ્પના તો એટલીજ કરવાની છે કે, સ્ત્રીકેળવણીનુ ઝાડ હાલ જે સ્થિતિમાં ઉછરતું આવે છે, તે સ્થિતિમાજ ધિરે ધિરે ઉછરવા દેવું કે, એકદમ પાણી સિંચીને હેતુ પાર પાડવો. સારાંશ આટલોજ છે. તો પણ એકજ વાત ઉપર આવી સિદ્ધ કરવું એ કાંઈ સહેલુ કામ નથી. તેમ છતાં તે વિષે કાંઈ પણ અભિપ્રાય આપ્યાવિનાજ આ મોજાવી હકીકતને અરજોળ રહેવા દેઈએ, તો સૌના મનના ઉભરા શાંતિ કેમ પામે? માટે એક જાહેર લખનાર તરીકે અમારી કલમ આ વખતે ચલાવવી અમે દુરસ્ત ધારી કેટલુંક લખીએ છીએ.

મુબઈમાં હાલ નેટિવ કન્યા શાળાઓ ત્રણ છે. અને તેના સંબંધનો-જ આ વિષયછે, બે શાળાઓ તો બહારકોટમાં આવેલી છે. અને એક શાળા શેઠ ગોકુળદાસ તેજપાળના નામથી કોટને નાકે આવેછે. આ ત્રણે શાળામાં હિંદુ તથા પરચુરણ વર્ણની છોકરીયો વિદ્યાભ્યાસ કરેછે. અને માન મેળવેછે આ સિવાય પારસી શેઠીયાઓની અને તેવી બીજી સ્કૂલો તો ઘણી છે. પરંતુ હિંદુઓમાં માત્ર આ ત્રણ શાળા

ઓ છે. હમણાં ગવર્નમેંટ તરફથી હાલ કેટલીક કન્યાશાળાઓ આ ટાપુમાં ઓપન થઇછે. પરંતુ તે આબાદ ચાલી શકે અને સારી સ્થિતિમાં આવી શકે નહિ ત્યાં સુધી તે વિષે આપણથી કશું પણ બોલી શકાય નહિં. વાસ્તે હાલતો આપણે ફક્ત હિંદુકન્યાશાળાઓ જે સ્ત્રીકેળવણીનાં મૂળ અને જેના વિષે વર્ત્તમાન વખતમાં ચર્ચા ચાલેછે, અને આજ કાલના જે વિદ્વાનો!! કહેછે કે, એકદમ સ્ત્રિશિક્ષકો રાખો, રાખો, રાખોજ. અને હિંદુ સ્ત્રિકેળવણીના ઝાડને ઘરડી વયે પોચાડો. આ રીતે બોલી ચીંથરાં ફાડવા મંડી પડયાછે. તે વિષે બોલવું જોઇએ. જ્યારે આવું બોલનારના અવાજ અમારા કાન ઉપર આવેછે ત્યારે અમને તેવાઓના બોલવા ઉપર મોટિ અજાયબી ઉપજે છે. શું તેમને ખબર નથી કે હિંદુઓમાંથી હજું અજ્ઞાનતાનો ઘણી મુદતથી થએલો વાસો વેગળો થયો નથી? શું તેઓ નથી જાણતા કે હિંદુઓ પોતાનું કલ્યાણ સમજી શકવાને હજું ઘણા કેડેછે? શું તેમના સમજવામાં નથી કે હિંદુઓ પોતાના હજું ફાયદા ગેરફાયદાને જાણતા નથી? શું નાત જાતના ભારે બંધનોથી તેઓ અડચણોના સકંજામાં સપડાએલા છે તે તેમને ખબર નથી? મરદ શિક્ષકો જેઓ આ કામ કરેછે તેમને પડતાં દુઃખ અને તે કેમ ખમેછે, તે સઘળુ તેમના ઉપરીયો શું નથી જાણતા? જોકે અમારા વિદ્વાન સુધારકોને અને ગૃહસ્થોને જણાવીએ છીએ કે તમારી સંપૂર્ણ મરજી અમારી આર્ય પ્રજાને શ્રેષ્ટ પદ્ધિએ પોચાડવાની હોયતો તેમને વિનંતી કરીએ છીએ કે, તમે સ્ત્રીકેળવણીના વધારા માટે જે સ્ત્રીશિક્ષકથી થવા ચાહોછો તે વાત અલબત સારી છે પણ જ્યારે તેવો વખત આવે ત્યારે તેમ કરવાને હરકત નથી પણ હાલનો સમય જોતાં તો અમે એમ ધારીએ છીએ કે હજું તેમ કરવાને વારછે, પણ રખડતાં ઠોઠાં! (કાળા અક્ષરને કુટી મારે તેવાં) આબરૂની ખાતર ભેગાં કરવાં હોયતો ભલે તેની કોઇ ના કહેતુ નથી પણ એમ કરયેથી કશી સિદ્ધિ થવાની નથી. કેમકે જેમ મરદ પ્રયાસ લેઈ કરી શકશે તેટલું આપણી સ્ત્રીઓ કરી શકનાર નથી. સ્ત્રીઓ આપણાં અજ્ઞાન અને વેહેમી હિંદુઓને ઘેર ઘેર જઈ મરદની પેઠે બોધ વચનનો ઉદ્દેશ કરવા જનાર નથી. શરમનો પડદો દૂરકરીને સ્કૂલમાં આવનાર કોઇપણ સદ્‌ગૃહસ્થથી

પુરતું પોલી સ્કુલના કામથી તેને સંતોષ પમાડનાર નથી. જલદી અને ઝડપથી પોતાનુ કામ કરી શકનાર નથી. સ્કુલની છોકરીયો જેટલી મરદથી દાબમાં રહી શિખશે તેટલી સ્ત્રીયોથી દાબમાં રહી શકવાની નહીં. છોકરીયો આ મોટા શેહેરમાં લુચ્ચા લફંગા અને મદ્યપાનાદિકના કેફથી ચકચુરમાં આથડતા લોકોના ભયથી નિર્ભય રહી સારા સરક્ષણથી મરદ રાખી શકેછે, તેમ રહી શકનાર નથી. ટ્રામવેઆદિ હજારો ગાડી ઘોડાના જા આવમાં અને આ ભારે વસ્તિવાળા એટલે જેમાં બહાર દેશાવરના આવી રહેલા જુદી જુદી વર્ણના અને જુદી જુદી દાનતવાલા લોકોના સમુહમાં સુરક્ષિત પણે મરદ જે રીતે લાવી શકશે અને ઘેર પોચાડી શકશે તે મુજબ લાવી તથા પોચાડી શકનાર નથી. ઝાહેર સભા કે, મેળાવડાની વખતે મરદની માફક હજારો માણસમાં માથુ મારી વગર શરમે ટક્કર ઝીલી શકનાર નથી. આ સર્વ પ્રકારની હરકતોથી શાળાની અવ્યવસ્થા થઈ જતાં વાર લાગવાની નહીં,* અને ધુળધાણીજ થઇ જવાનું, એમા અમને કાંઇ પણ શક રેહેતો નથી. જે આવા ખાતાં થોડે થોડે ચાલે છે, અને તેનો પ્રકાશ આગળ સારો દેખવાની આશા છે, તોપણ પડી ભાગતાં વાર નહીં લાગે અને પછી માંદા માણસને સાજો કરતા જેટલી મેહેનત કરવી પડશે, તેટલી કરતાં પણ હજુ તેવી હાલતમાં આવી શકશે નહીં. માટે અમારા ઉજળા પંડિતોને! એટલુજ કેહેવું બસ છે કે, પ્રખ્યાત કવિ દલપતરામની નિચેની કવિતા ઉપર લક્ષ આપી હાલના સમય પ્રમાણે કવિતામાં લખેલી મતલબ પ્રમાણે વર્ત્તિ ચાલશો તો આગળ ઉપર તમારો હેતુ છે તે પાર પડ્યાવિના અંત્યે રેહેશે નહીં.

---

*થોડા દિવસ ઉપર એક એવોજ બનાવ આ ટાપુની એક હિંદુ કન્યા શાળામાં સ્ત્રીશિક્ષક રાખવાથી બન્યો હતો અને તેને રજા આપવાની ફરજ પડી હતી તેવો બીજો બનાવ અમદાવાદમાં નામદાર શેઠાણી હરકુંવર બાઇની કન્યાશાળાને માટે બનવાથી તે વિષે કેટલુંક અમદાવાદમાં નિકળતા હિતેચ્છુ વર્ત્તમાન પેપરમાં છપાયેલું વાંચ્યું હતુ.

## ૫૬.

સજ્જન સંભળાવજોરે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો—ટેક.
છોટી અકલવાળા આગળે, મુખે વદિએ ન મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત? સજ્જન. ૧
લાખો કીડીપર લાડવો, આખો મેલિયો તો મરિ જાય;
ભૂકો કરી ભભરાવિયે, તો તે ખાસી રીતેથી ખાય. સજ્જન. ૨
માંકડાં લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કૂદી પાણીને પૂર. સજ્જન. ૩
જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવિએ તેમ;
બેરો તો સમજે સાનમાં, ત્યારે કરિએ લવારો કેમ. સજ્જન. ૪
બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળક રૂપ;
ભુબાઉતાત્યા ભાખિયે, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજ્જન. ૫
પલક ટકે નહિ પેટમાં, કદી ખાય બીલાડી જો ખીર;
ખાંસુખાં શિદ ખવરાવિએ, તે વિચારોને મારા વીર. સજ્જન. ૬
જંગલ કેરાં જનાવરો, આપે પાળવા કરિએ જો આશ;
એવું આદરિએ કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ. સજ્જન. ૭
ધીરે ધીરે નિત્ય ધારવી, એને અકલ શિખવીએ અનેક;
હળિ મળિ હેત વધારિએ, પણ છૂટા ન પડિએ છેક. સજ્જન. ૮
નિશાળિયાને ગમે નહી, આપે શિક્ષક એવું જો જ્ઞાન;
નાશિને જાય નિશાળિયા, મળે શિક્ષકને કેવું માન? સજ્જન. ૯
છણ છણ તેલ છાંટિએ, લઇને નિર્મળ ઠંડું જો નીર;
સળગી ઉઠે એતો સામટું, વળી સામાનું બાળે શરીર. સજ્જન. ૧૦
સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂપ વિચાર;
બહુ જનમાં નહિ બોલિએ, જેથી ઉપજે ઉપાધિ અપાર. સજ્જન. ૧૧
સંસારીજનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પુરી પ્રીત. સજ્જન. ૧૨

॥ द्वितीया ऋचमाह ॥

# एमेनं सृजता सुते मंदिमिंद्राय मंदिने ।
# चक्रिं विश्वानि चक्रये ॥ २ ॥

पदपाठः

# आ । ई । एनं । सृजत । सुते । मंदिं । इंद्राय
# मंदिने । चक्रिं । विश्वानि चक्रये ॥ २ ॥

## माधवभाष्यं.

ईमित्यनर्थकः पादपूरणायप्रयुक्तः । हे अध्वर्यवः सुतेऽभिपुते चमसस्थे सोम एनं सोममिंद्रायेंद्रार्थं मासृजत । पुनरभ्युन्नयत । शुक्रामंथिचमसगणे पुनरभ्युन्नयनमापस्तंबेनोक्तं । होत्रकाणां चमसाध्वर्यवः सकृत्सकृद्धुत्वा शुक्रस्याभ्युन्नीयोपावर्तध्वमितीति । कीदृशमेनं मंदिं । हर्षहेतुं । चक्रिं । साधुकरणशीलं । कीदृशायेंद्राय मंदिने । हर्षयुक्ताय । विश्वानि सर्वाणि कर्माणि चक्रये कृतवते सर्वकर्मनिष्पादनशीलायेत्यर्थः ॥ ईमित्यस्य पादपूरणार्थत्वं यास्क आह । अथ ये प्रवृत्तेऽर्थेऽमिताक्षरेषु ग्रंथेषु वाक्यपूरणा आगच्छंति पादपूरणार्थे मिताक्षरेष्वनर्थकाः कमीमिद्विति । नि० १।१। इति ।

अस्यायमर्थः । अन्यैरेव पदैर्विवक्षितेऽर्थे समाप्ते सति ये शब्दा ईमित्यादयः प्रत्युक्तास्ते शब्दा अमिताक्षरेषु छंदोराहित्येन परिमिताक्षरराहितेषु ब्राह्मणादिवाक्येषु वाक्यपूरणार्था द्रष्टव्याः । मिताक्षरेषु छंदोयुक्तेषु ग्रंथेषु पादपूरणार्थाः । ते च कमीमित्यादय इति ईमित्यस्य शब्दस्यानर्थक्यायैतामृचमुदाजहार । एमेनं सृजतासुते । आसृजतैनं सुत इति ॥ एनं । इदमो द्वितीयायां द्वितीयाटौःस्वेनः । पा० २।४।३४। इत्येनादेशोऽनुदात्त इत्यनुवृत्तेः सर्वानुदात्तः । सृजता । संहितायामन्येषामपि दृश्यते । पा० ६।३।१३७। इति दीर्घः मंदिं । प्रमोदहेतुं । मदिस्तुतिमोदमदस्वप्नकांतिगतिषु । इदितो नुम् धातोरितिनुम् । मंदमानं प्रयुक्त इत्यर्थे हेतुमति च । पा० ।३।१।२६। इति णिच् । ण्यंतस्याजंतत्वादच इः । उ० ४।१४०। इतीकारप्रत्ययः । णेरनिटीति णिलोपः । प्रत्ययस्वरेणांतोदात्तत्वं । मंदिने । मंदेः पूर्ववत् । चतुर्थ्येकवचनेऽनपुंसकस्यापि । पा० ७।१।७३। व्यत्ययेन नुमागमाः । चक्रिं । डुकृञ् करणे । आदृगमहनजनः किकिनौ लिट् । च । पा० ३।२।१७१ इति तच्छीलतद्धर्मतत्साधुकारिषु कर्तृषु किन्प्रत्ययः । तस्य कित्वाद्गुणाभावः । यणादेशः । लिड्वद्भावाद्द्विर्वचनं ।

द्विर्वचनेऽचि । पा० १।१।५९। इति यणादेशस्य स्था निवद्भावात्कशब्दो द्विरुच्यते । अभ्यासस्योरत्वरपरत्व श्रुत्वहलादिशेषाः । किनो नित्वादाद्युदात्तः विश्वानि । विशःक्रन् । नित्वादाद्युदात्तः । अस्य चक्रस्य इति क्र दंतेन योगेऽपि कर्तृकर्मणोः कृति । पा० २।३।६५ इति षष्ठीन भवति । किकिनौ लिट् चेति किकिनोर्लिड्वद्भावे न न लोकाव्ययनिष्ठाखलर्थतृनां । पा० । २।३।६९ इति निषेधात् ॥ २ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

अभिशव करेलां सोममां आनंद आपनार अने सारुं करनार आ सोमने हर्षवाळा अने सर्व करनारा इंद्रने माटे फरीवार उंचो करो ॥ २ ॥

## भाष्यनो भावार्थ.

हे अध्वर्युओ ! अभिशव करेला चमस पात्रमां रहेला सोममां आनंद आपनार अने सारुं करवानो जेनो स्वभाव छे एवा आ सोमने, हर्षवाळा अने सर्व कर्म सिद्ध करवाना स्वभाववाळा इंद्रने माटे फरीने उंचो करो. आ मंत्रमां "ई" ए अव्यय छंदनो पाद

पुरो करवाने वास्ते छे; तेनो बिजो कांइ अर्थ नथी. यास्क मुनिए कह्युं छे के जे केहवानो अर्थ होय ते बिजा पदोथीज पूरो थइ गएल छतां "ई" विगेरे जे शब्दो मुकेला होय, तेओ ब्राह्मण विगेरे वाक्यो के जेओमां छंद न होवाथी अक्षरोनुं माप नथी, तेओमां वाक्य पूरण करवाने वास्ते छे, एम समजवुं अने छंदवाळा एटले जेमां अक्षरोनुं माप छे, एवा ग्रंथोमां पादपुराण करवाने वास्ते छे एम समजवुं ॥ २ ॥



॥ तृतीयामृचमाह ॥

**मत्स्वा सुशिप्र मंदिभिः स्तोमेभिर्विश्वचर्षणे। सचैषु सवनेष्वा ॥ ३ ॥**

पदपाठः

**मत्स्व । सुऽशिप्र । मंदिऽभिः । स्तोमेभिः । विश्वऽचर्षणे । सचा । एषु । सवनेषु । आ ॥ ३ ॥**

## माधवभाष्यं.

हे सुशिप्र हेशोभनहनो शोभननासिक वा । शिप्रे हनू

नासिके वा । नि० ६।२७। इति यास्केनोक्तत्वात् । तादृश हे इंद्र मंदिभिर्हर्षहेतुभिः स्तोमेभिः स्तोत्रैर्मंत्रैः । हृष्टो भव । हे विश्वचर्षणे सर्वमनुष्ययुक्त सर्वैर्यजमानैः पूज्येत्यर्थः । तादृशेंद्र त्वमेषु यागगतेषु त्रिषु सवनेषु सचादेवैरन्यैः सहागच्छेति शेषः ॥ मदिस्तुतीत्यस्य लोट्यनित्यमागमशासनमिति कृत्वेदितो नुम् धातोरितिनुम् न भवति । अनुदात्तेत्त्वात्तास्यनुदात्ते न्डिददुपदेशादिति लसार्वधातुकानुदात्तत्वं । धातुस्वर एव । संहितायां द्व्यचोऽतस्तिङः । पा० ६।३।१३५। इति दीर्घत्वं । सुशिप्रेत्यामंत्रितनिघातः । मंदिभिः । गतमंत्रे व्याख्यातं । स्तोमेभिः मन्प्रत्ययस्य नित्त्वादाद्युदात्तत्वं । बहुलंछंदसीति भिस ऐसादेशो न भवति । विश्वचर्षणे । निघातः । सचा । उक्तं । एषु । ऊडिदमित्यादिना विभक्तेरुदात्तत्वं ॥ ३ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे सारी हडपचीवाळा अथवा सारी नासिकावाळा! हर्ष आपनारां स्तोत्रोथी राजी था. हे सर्व मनुष्यवाळा! आ सवनोमां साथे आव्य ॥ ३ ॥

## भाष्यनो भावार्थ.

हे सारी हडपचीवाळा अथवा सारी नासिकावाळा इंद्र! हर्ष आपनारां स्तोत्रोथी राजीथा. हे सर्व मनुष्य वाळा एटले हे सर्व यजमानोए पूजवायोग्य! तुं आ यागमां त्रण सवनोमां बिजा देवोनी साथे आव्य॥ ३॥



॥ चतुर्थी मृचमाह ॥

**असृग्रमिंद्र ते गिरः प्रति त्वामुदहासत । अजोषावृषभं पतिं ॥ ४ ॥**

पदपाठः

**असृग्रं। इंद्र। ते। गिरः। प्रति। त्वां। उत्। अहासत। अजोषाः। वृषभं। पतिं॥ ४ ॥**

## माधव भाष्यं.

हे इंद्र गिरस्त्वदीयाः स्तुतीरसृग्रं । सृष्टवानस्मि। ताश्च गिरः स्वर्गेऽवस्थितं त्वां प्रत्युदहासत । उद्गत्य प्राभुवन् । तादृशीर्गिरस्त्वमजोषाः । सेवितवानसि। कीदृशं त्वां। वृषभं। कामानां वर्षितारं। पतिं । सोमस्य पातारं यजमानानां पालयितारं वा। पाता पालयिता वा।

नि० ४।२६। इति यास्केनोक्तत्वात् ॥ असृग्रं ।असृजं सृज विसर्गे । लटो मिप् । तुदादिभ्यः शः । बहुलं छंदसि । पा० ७।३।८। इत्यत्र, विकरणस्य रुडागमः । जकारस्य गकारः । लुङ् लङ् लृङ्क्ष्वडुदात्त इत्यडागम उदात्तः । सति शिष्टत्वात्स एव शिष्यते । गिरः । प्रातिपदिकस्वरः । अहासत ।हाङ् गतौ । लुङ्। झस्यादादेशः। च्लेः सिच् । अडागमो निघातश्च । अजोषाः । जुषी प्रितिसेवनयोः । लङः स्थास् । तुदादिभ्यः शः। तस्य छंदस्युभयथा । पा० ३।४।११७ इत्यार्धधातुकत्वेन ङित्वाभावाल्लघूपधगुणः । स्थासस्यकारलोपश्छांदसः । सवर्णदीर्घः। अडागमः। सति शिष्टत्वादुदात्तः शिष्यते। वृषभं । वृषु वृषु सेचने । अभ्राजित्यनु वृत्तावृषिकृषिभ्यां कित् । उ० ३।१२२। इत्यभच्प्रत्ययः। कित्वाद्गुणाभावः। चित्वादंतोदात्तः । पतिं । पारक्षणे । पातेडतिः । उ० ४।५८। डित्वाट्टिलोपः प्रत्ययाद्युदात्तत्वं ॥ ४ ॥

## मंत्रनो भावार्थ.

हे इंद्र! में तारी स्तुतियो करी ते स्तुतियो कामोने वर्षनार अने सोमने पिनार अथवा यजमानने पाळणार एवा तुने उंची नीकळीने प्राप्त थई. ए स्तुतियोने तुं सेवतो हवो ॥ ४ ॥

# भाष्यनो भावार्थ.

हे इंद्र! तारी स्तुतियोने तुं सरजतो हवो. ते स्तु-स्तिओ कामोने वर्षनार अथवा यजमानने पाळनार अने स्वर्गमां रहेला तुने उंची नीकळीने प्राप्त थई ते स्तुतीयोने तुं सेवतो हवो.



॥ पंचमी मृचमाह ॥

संचोदय चित्रमर्वाग्राध इंद्रवरेण्यं । असदित्ते विभुप्रभु ॥ ५ ॥

पदपाठः

सं । चोदय । चित्रं । अर्वाक् । राधः । इंद्र । वरेण्यं । असत् । इत् । ते । विऽभु ।

प्रऽभु ॥ ५ ॥

## माधवभाष्यं.

हे इंद्र वरेण्यं श्रेष्ठं राधो धनं चित्रं मणियुक्तादिरूपेण बहुविधमर्वागस्मदभिमुखं यथा भवति तथा संचोदय । सम्यक् प्रेरय । भोगाय यावत्पर्याप्तं तावद्विभुशब्देनोच्यते । ततोऽप्याधिकं प्रभुशब्देन । तादृशं धनं ते

# पुस्तकोनी पहोंच.

---

## बाणासूर मदमर्दन (ઓખાહરણ) નાટક,

આ ઉપર દર્શાવેલા નામનું નાટક પ્રસિદ્ધ ગ્રંથ કર્તા ગ. શા. રણછોડભાઇ ઉદયરામનું રચેલું, તેની એક પ્રત તેમના તરફથી અમને ભેટ દાખલ મળી છે. આમાં સંસારમાં માતા પિતાનો છોકરાં પ્રત્યે શો ધર્મ છે? છોકરાંનો માતા પિતા પ્રત્યે શો ધર્મ છે? પોતાના ઉપર ઉપકાર કરનાર તરફ કેવી રીતે વર્તવું? અને ખરે રસ્તે નહિ ચાલતાં મદાંધ થઇ સ્વેચ્છા મુજબ વર્તવાથી શું ફળ પ્રાપ્ત થાય છે, ઇત્યાદિ ઇત્યાદિ, જગતમાં સુખ આપનારી બિનાઓનું શાસ્ત્રીયમાં રસાભાવોક્તિ સહિત નાટકરૂપે ઘણું સારૂં લખાણ કરેલું છે અને તે વખાણવા લાયક છે. એ નાટક આશરે સો પૃષ્ઠનું અને તેની કિમત બાર આના રાખેલી છે. તે સારા ઉપકાર સાથે કબુલ કરતા કહીએ છીએ કે આપણા આર્યાવર્તના અલંકારરૂપ થયેલા વિદ્વાનોને ધન્ય છે! કે, જેઓ આર્ય દેશને શોભાવનાર, આર્યજનોને નીતિને રસ્તે ચલાવનાર પોતાની તર્ક શક્તિથી થતા વિચિત્ર પ્રકારોને પુસ્તકના આકારમાં દર્શાવી બહાર આણી આનંદને આપે છે અને તેથીજ ઉત્તમ પદાને મેળવનારા બનો પોતાનો નિર્ગમન થતો વખત આવી રીતે મૂલ્યવાન કરે છે.

આ નાટક તા. ૧૮ મી એપ્રિલ સને ૧૮૭૮ સંવત ૧૯૩૪ ના ચૈત્ર શુદી ૧૨ રવીવારે નાટક કર્તાના હાથ નિચે કેળવાએલી "ગુજરાતી નાટક મંડળીએ" પેહેલ્વું ભજવી દેખાડ્યું છે અને તે ઘણુંજ સરસ થાય છે. માટે આ ટાપુની સર્વ પ્રજાને ભલામણ કરીએ છીએ કે ઉપરનું નાટક જોવા જવાની સર્વએ તક ખોવી નહીં જોઇએ.

કે. હુ. એડિટર.

---

અમારા ફાગણના અંકમાં છપેલા સવાલોના જવાબ કેટલેએક ઠેકાણેથી આવેલા અમને મળ્યા છે તે તપાસવા ઉપર મુલતવી રાખ્યા છે.

## જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આ ચોપાનિયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ ૮ ૦ એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનિયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકિટો મોકલે તેમણે પોસ્ટની અડધા આનાવાળી મોકલવી.

જે ગ્રાહકો ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

---

## સૂચના.

અમારા સજ્જન ગ્રાહકોને વિનયપૂર્વક વિનંતી કરવાની કે આર્યધર્મપ્રકાશના લવાજમનાં ગઇ શાલનાં ઘણાં ખરાં નાંણાં પતિ ગયાંછે અને જેઓની પાસે બાકીછે તેમને કાગળો લખવામાં આવ્યાછે તેવા ગ્રાહકોને જણાવવામાં આવેછે કે તેમણે મેહેરબાની કરી આ ચોપાનિયાના પૈસા લેણા હોય તે જલદી ચુકવી દેવા જોઇએ. કેમકે તેઓને પત્રો મળ્યા છતાં પૈસાને માટે ઢીલ થાય એ ઘણી દલગીરીની વાતછે. માટે કેટલાક ગ્રાહકો જેમને અમાએ બબે ત્રણ ત્રણ પત્રો લખ્યા છતાં અદ્યાપિ સુધી ગઇ શાલનાં બાકી નાંણાં ભર્યા નથી તેમણે અમારી આ સૂચના ઉપર તુરત લક્ષ આપી, દેણું પતાવી દેવા તસ્દી લેવી, તેમજ ચાલતી શાલનાંને માટે પણ કૃપા કરવી.

મણિશંકર જટાશંકર

મેનેજર.

Registered No 68 of 1878

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૬ ઠું. જ્યેષ્ઠ, સંવત ૧૯૩૪. અંક ૮ મો

॥ शिखरिणी ॥

॥ अघौघप्राचीनविघटयतिपुण्यप्रथयति ॥

॥ प्रसन्नेसद्बुद्धिनवनवकलापल्लवयति ॥

॥ हरत्यज्ञानान्ध्यदिशतिपरमानंदपदवी ॥

॥ सतांसग कल्पद्रुमइवनाकिंकिंवितनुते ॥ १ ॥



છાપી પ્રગટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભાર મંડળી.

મુંબઇ મધ્યે

ઓરીયન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૮ ઈસવી

---

## हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવો?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

# पुस्तकोंनी पहोंच.

"स्वदेशहितबोधक" આ નામની નાના કદની ચોપડી અમદાવાદ હિતેચ્છુ પ્રેસમાં છપાએલી, તેના રચનાર અને છપાવી પ્રસિદ્ધ કરનાર, જગજીવન કાશિરામ પંડ્યા, મેહેતાજી સ્વ. શિહોરા. તથા ભોગીલાલ લક્ષ્મીરામ ત્રિપાઠી, મેહેતાજી સ્વ. છાળીઅેર. તેની એક પ્રત સોઢા. પુવાર. સાંમતસિંગજી પ્રતાપસિંગજી સ્વ. સંહેરાઈ. રેવાકાંઠા દરબાર તરફથી અમને ભેટ દાખલ મળી છે. આ ચોપડીની મતલબ જુદા જુદા ત્રણ વિષયોમાં સમાવી છે. એમાં દેશની ઉન્નતી થવાને માટે જે બોધ કરવામાં આવ્યો છે; તે સારો અને વખાણવા જોગ છે; માટે આપણા દેશીઓને તે વાંચવાની ભલામણ કરીએ છીએ. એનાં પાનાં ૪૦ અને કિંમત આના ૫ છે તે ઉપકાર સાથે કબુલ કરિએ છીએ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. જ્યેષ્ઠ, સંવત ૧૯૩૪. અંક ૮ મો.


## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

अनुष्टुप.

सोपधनिकृतिस्तेयंपरिवादोह्यसूयिता ॥
परोपघातोहिंसाचपैशुन्यमनृतंतथा ॥
एतानासेवतेयस्तुतपस्तस्यप्रहीयते ॥
यस्त्वेतान्नाचरेद्विद्वांस्तपस्तस्यप्रवर्धते ॥

મહાભારત કૌરવ પાંડવોનું યુદ્ધ થઈ રહ્યા બાદ શોકાયમાન યુધિષ્ઠિર રાજાને બાણશય્યામા શયન કરેલા ભિષ્મપિતામહે મોક્ષધર્મનો ઉપદેશ કરતા કેટલાંક વાક્યો અતિ ઉત્તમ કહ્યાં છે. જેમકે, દભ (દુર્ગુણો છતા તેમાં સાગ ગુણોનો ભાસ કરવો) શઠ, ચોરી કરવી, પારકી નિંદા કરવી, અસૂયા (જેઓમા સારા ગુણો હોય તેઓમા દુર્ગુણોનો આરોપ મુકવો). બીજાઓને દુ:ખ દેવું, જીવની હીંસા કરવી, ચાડી ખાવી, ખોટુ બાપણુ કરવું એ રીતનું જે માણસ આચરણ કરે છે તો તેમનુ તપ (સધર્મ) ભ્રષ્ટ થાય છે, અને જે વિદ્વાન એટલે પોતે સમજી ઉપર વર્ણવેલા દુર્ગુણો ત્યાગ કરે છે. તેનુ તપ વૃદ્ધિને પામે છે, તે ધર્મથી મહત્તાને પામે છે. આથી એમ સિદ્ધ થાય છે કે, પ્રાચિન કાળમાં આપણા આર્યજનોમાં દુર્ગુણોને મુકીને સદાચરણથી ચાલવુ તેજ મુખ્ય ધર્મ હતો, પણ હાલના ચાલતા જમાનાના જેવા કે, કુંડાપંથ, દાદુપંથ, રામસનેહી, વલભી, શાક્ત, રામાનુજ, સહેજાનંદ, બીજડાપંથ, માર્ગી વગેરે જે પંથો છે, તે કોઇ પણ નહીં હતા, ને એક સદાચરણથી ઈશ્વરનુ આરાધના કરતા તેજ આર્યજનોનો ધર્મ હતો.

## जीवने उपदेश.

(ભોજાભક્તના ચાબખાનો રાગ.)

जीवडा तें जे मान्युं सारूं, एतो दीसे अतीशे नठारूं. टेक.
हरी हिरो तने गमेनहिने, कपटकथीरछे प्यारूं,
खोटा साचामां भेद नव जाणे, मन गमतुं ते सारूं. जी. १
भक्तीवडे तुं मुकी न माने, विषयविषे घणुं माले;
नसिब जोगे दुख थवा घणेरूं, हाथे करी धुळ वाले. जी. २
मायातणी मदिराना भ्रमथी, सत्संगने दूर छांडे;
अमृतनो रस मेली दईने, विषनो कुंभ मूख मांडे. जी. ३
नित नंदरामना नाथनी साथे, हेते करी मन बांधी;
प्रेमे करी मुक्तीने पामो, सारां साधन साधी. जी. ४

नं. वि. ली. मेंहताजी, जामनगर.

## विदुरनीति.

(સાંધણ પાને ૮૮ થી.)

पंचैवपूजयन्लोकेयशःप्राप्नोतिकेवलं
देवान्पितृन्मनुष्यांश्वभिक्षूनथिपंचमान् ॥ ७९ ॥

અર્થ—હે રાજા! દેવ, પિત્રે, મનુષ્યો, ભિક્ષુક અને અતિથિ, એ પાંચેને પૂજનાર પુરૂષ પરમ યશને પામે છે.

દેવ એટલે વિષ્ણુ આદી સર્વ દેવતાઓ, પિતૃ એટલે અગ્નિષ્વાત્તાદિ પિતૃગણ અને ગોત્રને પ્રવર્त्તાવનાર રૂષિઓ, મનુષ્યો એટલે પિતા માતા આદિ જે પુજવા લાયકજ છે તે, ભિક્ષુક એટલે અનાથ અને નિર્ધન લુલા પાંગળા હોય તેવા, અને અતિથી એટલે ભોજનની વખતે આવેલો કોઇપણ અભ્યાગત. એ સઘળા જેની જેવી વીધી તેવી રીતે

પુજવાને અને માનવાને લાયક છે. આ નિયમપ્રમાણે હે રાજા ! યુધિષ્ઠિર તમારા દુર્યોધનને આર્યે એટલે મોટા ભાઈ થાય છે, તેથી તે પિતા બરોબરજ છે, તોપણ તેને પૂજતો નથી, એ અઘટિત છે. ॥ ૭૫ ॥

पंचत्वानुगमिष्यंतियत्रयत्रगमिष्यसि
मित्राण्यमित्रामध्यस्थाउपजीव्योपजीविनः ॥ ७६ ॥

અર્થ—હે રાજા ! જ્યાં જ્યાં તમે જશો ત્યાં ત્યાં શત્રુ, મિત્ર, ગુરૂ, શત્રુ પણ નહીં, તેમ મિત્ર પણ નહીં તે, અને ચાકર એ પાંચે પાછળ આવનારા છે. તાત્પર્ય એવું છે કે, જેની સાથે જેવી રીતે વર્તશો તે સુધળા આ લોકમાં અને પરલોકમાં તેજ ફળ આપનારા છે. માટે પાંડવો મિત્ર સરખા છે, વાસ્તે તેની સાથે મિત્રાઈ રાખવી જોઇએ.

પાંડવો મિત્રાઈ કરવાને યોગ્ય છે, તેમ છતાં તમે ચક્ષુવિનાના છો, તેથી બીજાના બોલવાથી છેતરાઈ જઈ પાડવોના ગુણને જાણી શકતા નથી એજ તેની સાથે સ્નેહ નહીં થવાનું કારણ છે ॥ ૭૬ ॥

पंचेंद्रियस्यमर्त्यस्यछिद्रचेदेकमिंद्रियं
ततोस्यस्त्रतिप्रज्ञादृते.पात्रादिवोदक ॥ ७७ ॥

પાંચ ઇંદ્રિઓમાં માણસને એક મનમાં કાબુ હોય તો જેમ ચામડાંની પખાલમાંથી ઝીણા છીદ્રોવાટે પાણી ઝરી જાય છે, તેમ તે માણસની બુદ્ધિ પણ મનના કાણા વાટે પાત્રવિના ઝરી જાય છે.

હે રાજા ! તમે ચક્ષુરહિત છો, તેમ તમારૂં મન પણ કાબુ છે તેથી તમારામાં જે બુદ્ધિ છે. તે ધીરે.ધીરે નાશ પામતી જાય છે. તેથી તમને ખરૂં ખોટું જાણવાનું સુજતુ નથી. અને આપેલા ઉપદેશો પણ કામ લાગતા નથી. ॥ ૭૭ ॥

षड्दोषाःपुरुषेणेहहातव्याभूतिमिच्छता
निद्रातद्रीभयक्रोधआलस्यंदीर्घसूत्रता ॥ ७८ ॥

નિંદ્રા તંદ્રા (કાંઈક ઊંઘવું અને કાંઈક જાગવું તે) બીક, ક્રોધ અને દ્વેષ, આળસ, અને દીર્ઘસૂત્રતા (જે તે કામમાં જોઇએ તે કરતા હદથી જાદે વખત રોકવો) એ છ જાતના દોષ આબાદી ઇચ્છનાર પુરૂષે ત્યાગ કરવા જોઈએ.

તાત્પર્ય એજ કે હે રાજા! આબાદીને ઈચ્છતા હો તો દુર્યોધનનો ભય મુકી દઈ, પાંડવો સાથે જે વેર બાંધ્યું છે તે છોડી દેવું જોઈએ. એ તરત કરવાના કામમાં વિલંબ કરીને આળસ ન રાખવું જોઈએ. ॥ ૭૮ ॥

षढिमान्पुरुषोजह्याद्भिन्नांनावमिवार्णवे
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजं ॥ ७९ ॥
अरक्षितारंराजानंभार्यांचाप्रियवादिनीं
ग्रामकामंचगोपालंवनकामंचनापितं ॥ ८० ॥

જેમ સમુદ્રમાં ભાંગેલું વહાણ મુકી દેવું જોઈએ, તેમજ જ્ઞાનનો ઉપદેશ કરી સદ્‌મારગે નહીં ચડાવણાર આચાર્યને, વગર ભણેલા ઋત્વીજને પ્રજાનું નહીં રક્ષણ કરનાર રાજાને, હમેશાં અણગમતું બોલનારી નારીને, ગામમાં રેહેવાને ઈચ્છનાર ગાયોના ગોવાળને, અને વનમાં જવાને ઇચ્છનાર વાળંદ (હજામ) ને મનુષ્યે ત્યાગ કરવા જોઈએ.

એજ અભિપ્રાય છે કે, તમે રાજા છતાં પાંડવોનું તમારે રક્ષણ કરવું જોઈએ તે નથી કરતા, તેથી તમે સઘળાઓએ ત્યાગ કરવા લાયક છો, માટે ખરો ધર્મ તો એજ છે કે રાજાએ સઘળાઓનું રક્ષણ કરવું જોઈએ તેમ તમે પણ પાંડવોને યોગ્ય સત્કાર કરી રક્ષણ કરો. ॥ ૭૯—૮૦ ॥

षडेवतुगुणाःपुंसानहातव्याःकदाचन
सत्यंदानमनालस्यमनसुयाक्षमाधृतिः ॥ ८१ ॥

સાચું બોલવું ને બ્રહ્મસ્વરૂપ જાણવું તે, કાંઈપણ દાન કરવું, સ્ફુરતી; અદેખાઈ નહીં કરવી તે, ક્ષમા અને હીમ્મત એ છ ગુણો પુરૂષે કદીપણ ત્યાગ ન કરવા જોઈએ.

કેહેવાની મતલબ એવી છે કે હે રાજા! તમારી દુર્યોધનને મેલી દેવાની હીમ્મત ચાલતી નથી અને એથીજ પાંડવોઉપર ઈર્ષ્યા રાખો છો. પરંતુ તેમ નહીં કરતાં દુર્યોધનને અને તેના દુષ્ટ વિચારને ત્યાગ કરવામાં હીમ્મત રાખવી જોઈએ. ॥ ૮૧ ॥

अर्थागमोनित्यमरोगिताच प्रियाचभार्याप्रियवादिनीच
वश्यश्चपुत्रोर्थकरीचविद्या षड्जीवलोकस्यसुखानिराजन् ॥ ८२ ॥

હે રાજા! દ્રવ્ય મળવું, શરીર નિરોગી, વહાલી, અને વાહાલું બોલનારી સાધ્વી સ્ત્રી, પોતાને વશ્ય રેહેનાર પુત્ર, લાભને આપનારી વિદ્યા એ છ વાના આ જીવલોકમાં સુખને આપનારાં છે.

અહીં એવા ભાવ છે કે, હે રાજા! સઘળાં સુખનાં સાધન તમારે હશે તો પણ દુર્યોધન તમને વશ્ય રેહેતો નથી તેથી તમને તે દુઃખને આપનારો છે. ॥ ૮૨ ॥

षण्णामात्मनिनित्यानामैश्वर्यंयोधिगच्छति

नसपापैःकुतोनर्थैर्युज्यतेविजितेंद्रियः ॥ ८३ ॥

પોતાના ચીતમાં રેહેલા કામ, ક્રોધ, શોક, મોહ, મદ અને મત્સર એ છ દોષને પોતાને તાબે રાખે છે (તેને વશ નથી થઇ જતો અથવા મનમાં નથી લાવતો) તે ઇંદ્રીયોને જીતનાર પુરૂષ કોઇ દીવસે પાપથી લેવાતો નથી ત્યારે બીજા અનર્થોથી તો શાનો બરાભવ પામે!

આ ઉપર લખેલા છ દોષો તમારા તાબામાં નથી, પણ ઉલટા તેણે તમને તાબામાં કરેલ છે, એટલે તમે તેને વશ થઇ ગયા છો, તેથી સર્વ પાપ અને સઘળા અનર્થોથી તમે પેરાયેલા છો. માટે પાપથી અને અનર્થથી મુક્ત થવાની ઇચ્છા હોય તો એ છ શત્રુઓને જીતીને તાબે કરવા જોઇએ. ॥ ૮૩ ॥

---

## अंतःकरणनो कांटो.

જગદ્બાંધવ, આર્યબાંધવ!

આજકાલ બોલવું અને સાંભળવું એ એક સાધારણ બાબત થઇ પડીછે, પરંતુ એક અક્ષર પણ બોલવાવાસ્તે વિદ્વાનો કેટલો વિચાર કરેછે. તેનો આબેહુબ નમુનો અમારા સુગ્ન ગ્રાહકોને બતાવવા. મોરબીના પ્રખ્યાત શિઘ્રકવિ· શંકરલાલ માહેશ્વરનો બનાવેલ, "અંતઃકરણનો કાંટો" અમારા એક મિત્ર તરફથી મળી આવતાં નિચે તેને પ્રગટ કરીએ છીએ. તે આર્યજનોની વૃત્તિના વખતમાં એકાગ્ર ચિત્તથી ઉપયોગી ધારી તે વિષે મનન કરશો.

અંતઃકરણ એ એક ઈશ્વરનો બનાવેલ અલૌકિક કાંટો છે, જેમાં બોલનાર માણસના મુખમાંથી પડતા દરેક અક્ષરોનું વજન થાય છે. આ કાંટાની આશ્ચર્યકારક શક્તિ એ છે કે, કોઈ વખત તેમાં વધારે અક્ષરો પડે તોપણ ડાબી બાજુ કે જમણી બાજુ બિલકુલ નમતો નથી. અને કોઈ વખત ફક્ત એક બે અક્ષરના વજનથી તરત પોતાની મરજી પ્રમાણે ડાબી બાજુ કે જમણી બાજુમાં નમી જાય છે. હું નથી ધારતો કે, અમુલ્ય ઝવેરાત જોખવાનો કાંટો પણ ચોખ્ખાઈમાં આ કાંટાની બરોબરી ધરાવતો હોય! આજ કારણથી કોઈ પણ પ્રમાણીક વિદ્વાન વક્તા, જે વખત પોતાના પવિત્ર, પૂર્ણ અને ગંભીર માનસીક ખજાનામાંથી જે અક્ષરોને બહાર કાઢવાની ઇચ્છા કરે છે. તે વખત તે અક્ષરોને પ્રથમ પોતાની ચિત્ત બુદ્ધિ અને અહંકારરૂપી તુલામાં જોખે છે, અને ત્યાર પછી તેને કંઠના કાંટાઉપર ચડાવેછે. ત્યાં તેનું વજન નક્કી થયા પછી પોતાની જીહ્વાના અગ્રભાગઉપર ઘણીવાર વજન તપાસી જોતાં, જ્યારે નિશ્ચય થાય છે કે, આ અક્ષરો વજનદાર અને કીમતી છે. તે વખત તેને સાંભળનારની પાસે મુકે છે. દરેક અક્ષરોઉપર ઉપર પ્રમાણે બારીક તપાસ કરી થોડા અક્ષરવાળી પણ કીમતી વાક્યમાળા, જ્યારે બોલનાર વિદ્વાન સાંભળનારની અંતઃકરણ તુળામાં નાંખે છે, ત્યારે પણ તેનો કાંટો બોલનારની ધારેલી બાજુપર કોઈ વખતજ નમે છે. પણ ઘણી વખત તો બોલનારે જે બાજુતરફ કાંટો નમાવવાનું ધાર્યું હોય તેથી વિરૂદ્ધ બાજુ તરફ નમે છે. આ કાંટાની કુદરતી ક્રિયાથીજ બોલનાર જાણે છે કે, "હું સાંભળનારનું હિત કહું છું," અને સાંભળનાર જાણે કે, "તે મારૂં અહિત કહે છે," બોલનાર ધારે છે કે, "હું તેને સારી સલાહ આપું છું." અને સાંભળનાર ધારે છે કે, "તે મને હલકી સલાહ આપે છે," બોલનાર ધારે છે કે, "મારો ઉપદેશ સાંભળનારને પરીણામે હીતકારક છે." અને સાંભળનાર જાણે છે કે, "તેનો વિચાર પરીણામે મને અહિતકારક છે." ઉપર પ્રમાણે અનેક ઠેકાણે અનુભવ થવાથી આપણા પ્રાચિન વિરક્ત વિદ્વાનોએ "मौनंसर्वार्थसाधनं" તાત્પર્ય કે કાંઈજ બોલવું નહીં. એવો હુકમ કર્યો. આ હુકમ આપણા આદિરાજ સ્વાયંભુમનુને ઉચિત ન લા-

ગવાથી તેણે નિયમ બાંધી આપ્યો કે બોલવું તો ખરૂંજ પણ જે બોલવુ તે "સત્ય અને પ્રિય બોલવું પણ અસત્ય પ્રિય, કે અપ્રિય સત્ય, એવું ન બોલવું." આ નિયમથી પણ પરમ દયાળુ વ્યાસજીને સંતોષ ન થયો ત્યારે તેણે બીજાં સર્વસ્થાનકે તો બોલવામાં મનુના હુકમનેજ માન્ય રાખ્યો પણ "જે સાંભળનારનો પરાભવ આપણે ઇચ્છતા ન હોઇએ, તેને આપણનું બોલવું ગમે અથવા ન ગમે, સારૂં લાગે કે નારૂં લાગે, પ્રિય લાગે કે અપ્રિય લાગે અને તે આપણને પુછે કે ન પુછે, તોપણ તેનું જે હિત હોય તે કેહેવું." એવો નિયમ બાંધ્યો. આ નિયમને આદિ કવિ વાલ્મિકીના વાક્યનો ટેકો મળ્યો. કારણ તે કહે છે કે, "હમેશાં પ્રિય બોલનાર ઘણા હોય છે. પણ અપ્રિય પથ્ય બોલનારજ વિરલા છે." તેમ મહા કવિ ભારવી પણ "હિતંमनोहारिचदुर्लभंवचः" મતલબ કે હીત અને મન ગમતુ વચન દુર્લભ છે, એવું બતાવી વ્યાસજીના મતને મળી ગયા. જેઓ એક પણ અક્ષર બોલવાને વાસ્તે આવી રીતે ઘણોજ સુક્ષ્મ વિચાર કરનારા હશે, જેઓએ વક્તત્વની ખ્યાતિ મેળવી હશે, અને જેઓ વાચ્યાવાચ્ય એવા વિચારના સાગર થઇ ગયા હશે, તેઓનું વિચારપૂર્વક બોલવું પણ સાંભળનારના અંતઃકરણના કાંટાને કોઇ વખતજ પોતાની પારેલી બાજુ તરફ નમાવી શક્યું હશે. જુઓ કે, વ્યાસજી, વિદુર, શ્રીકૃષ્ણ, ભીષ્મ, વિભિષણ, યુધિષ્ઠિર અને ઉદ્ધવ આદિક મહા વક્તાઓનાં પણ અમુલ્ય ભાષણો ઘણી વખત નિષ્ફળ થયાં છે. ઘણી વખત તેઓના બોલવાથી ઉલટો અસર થયો છે. અને ઘણી વખત તેઓનાં પવિત્ર, પ્રિય અને હિતકારક ભાષણો સાંભળનારના મનમાં, અપવિત્ર, અપ્રિય અને અહિતકારક લાગ્યાં છે; એ સર્વ સાંભળનારના અંતઃકરણના કાંટાની ચમત્કારી છે. આ બાબતમાં સાંભળનાર નિર્દોષ છે, કારણ કે તેની અંતઃકરણની તુલામાં સદેહ* અને ભ્રાંતિરસના† બિંદુઓ છે. અને તે બન્ને રસના

* આ દોરી હશે કે સર્પ એવી શંકા થાય, તેમાંથી એકેનો પણ નિશ્ચય ન થવો તે.

† દોરીમાં સર્પ છે એમ નીશ્ચય થવો તે.

એકેકાં બિંદુની પણ ગુરૂત્વહર‡ એવી શક્તિ છે કે, તે બોલનારના હજારો અક્ષરનાં વજનને ખેંચી લે છે. આ કારણથીજ વક્તા જે વખત ભાષણ કરે છે, તેજ વખત સાંભળનારની અંતઃકરણ તુલામાં ગુરૂત્વહર, સંદેહ અને ભ્રાંતિનાં બિંદુઓનો વધારો થાય છે, અને તેમાં બોલનારના દરેક અક્ષરોનું વજન ગળતું જાય છે, તેથી જે વખત ભાષણ કર્ત્તાનું ભાષણ સમાપ્ત થાય છે, તે વખત ભાષણ કરનારે સાંભળનારના અંતઃકરણના કાંટાને જે બાજુ નમાવવો ધારેલ હોય, તેથી વિરૂદ્ધ બાજુમાંજ તે કાંટો નમેલો જણાય. જો કે આ કાંટો અદૃશ્ય છે તોપણ ઇંગીતજ્ઞ (બહારના દેખાવથી અંતરનો અભિપ્રાય જાણનાર) વક્તાઓ શ્રોતાઓનાં મુખ નેત્રની આકૃતિ ઉપરથી તરતજ જાણી જાય છે કે, સામાનો કાંટો અમુક બાજુતરફ નમ્યો છે. આ પ્રમાણે વિચાર કરતાં તો કોઇએ કોઇની પાસે કંઇ બોલવું તે નિષ્ફળ છે, એ સિદ્ધ થઈ જાય છે, પણ આ નિશ્ચયથી મુંગું રહી બેસી રેહેવું, અને પોતાના વિચારોને પોતાના મનમાં દબાવી રાખવા, તે કરતાં આપણા નિકળતા અક્ષરોને ગુરૂત્વહર સંદેહ ભ્રાંતિનો રસ અડી ન શકે એવો પાસ દઇ, આપણા અક્ષરો સાંભળનારની અંતઃકરણની તુળામાં નાખવા કે જેથી આપણી ધારેલી બાજુતરફ તે તુળા નમી જાય. પણ ઉપરનો ગુરૂત્વહર રસ સ્પર્શ ન કરે એવો શાનો પાસ આપવો? એ શંકાના સમાધાનમાં મારી બુદ્ધિપ્રમાણે પ્રાર્થના કરૂંછું કે, સર્વ શક્તિમાન અંતર્યામી ઇશ્વરની કૃપાદૃષ્ટિના અમૃત રસથી દરેક અક્ષરને ભીંજવી માનસિક ખજાનામાંથી બહાર કાઢવો જેથી ઉપરનો ગુરૂત્વહર રસ તેના વજનને કાંઇ પણ નુકસાન કરી શકે નહીં. પરંતુ દરેક બોલનારે યાદ રાખવું જોઇએ કે, સર્વ શક્તિમાન સર્વજ્ઞ અંતર્યામી ઇશ્વર, પોતાની કૃપાદૃષ્ટીના અમૃતથી આપણના તે અક્ષરોનેજ ભીંજવશે કે, જે અક્ષરો મન વચન ક્રિયાના ઐક્યરૂપ યંત્રથી ઘડાઈ બહાર પડ્યા હશે. ઉપરના યંત્રથી નહીં ઘડાએલો અડવો અક્ષર કદિ હશે, તોપણ તેને પરમ દયાળુ પરમેશ્વર પોતાની દયાદૃષ્ટીના અમૃતનો સ્પર્શ થવા દિધા વગર દૂર ફેંકી દેશે. ઇશ્વરનો નાપાસ કરેલો અડવો પણ અક્ષર જે વખત તુળામાં પડશે તે વખત પ્રથમના અક્ષરોનું

‡ વજન કમી કરનાર.

ગુરૂત્વ ગળી જાશે, અને તુલા વિરૂદ્ધ બાજુમાં નમી જશે. વાસ્તે ઉપરના યંત્રમાં ઘડાયેલ અને અંતર્યામી ઇશ્વરની કૃપાદૃષ્ટિથી બીજાયેલ અક્ષરોજ મુખમાંથી બહાર કહાડવા. જેથી સાંભળનારની અંતઃકરણતુલા અદૃષ્ય અને આશ્ચર્યકારક છે; તોપણ તેનું નમવું આપણી ધારેલી બાજુ તરફજ થઈ જાય. (અપુરૂં.)

## विद्वत्ता.

કેટલાએક એમ સમજે કે, ઉત્તમ ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવ્યું, એટલે વિદ્વાન થયા. કેટલાએક એમ સમજે કે, ફ્રેન્ચ ભાષામા કૃતે મેળવી એટલે વિદ્વાન થયા. કેટલાએક એમ સમજે કે, પોર્તુગીઝ ભાષામાં પાર પામ્યા એટલે વિદ્વાન થયા. કેટલાક એમ સમજે કે ગ્રીક ભાષામાં ગુંથાયા એટલે વિદ્વાન થયા. કેટલાક એમ સમજે કે અરબ્બી ભાષામાં ઉતર્યા એટલે વિદ્વાન થયા. કેટલાક એમ સમજે કે દક્ષણી ભાષામાં દક્ષિણ થયા એટલે વિદ્વાન થયા. કેટલાએક એમ સમજે કે ગુજરાતી ભાષામાં ગુંચવાયા એટલે વિદ્વાન થયા કેટલાક એમ સમજે કે સર્વોત્કૃષ્ટ સંસ્કૃત ભાષામાં સંપૂર્ણ થયા એટલે વિદ્વાન થયા અને કેટલાએક એમ સમજે કે ઉપરની સઘળી ભાષાઓને ભણ્યા એટલે ખરા વિદ્વાન થયા. પોતપોતાના મનમાં તેમ સમજવાને કંઇ અડચણ આવતી નથી ખરી, પરંતુ એ વિદ્વત્તા પોતાના મનમાંજ માનવાની છે, શાસ્ત્રથી કે લોકની વાણીથી ફક્ત ભાષા જ્ઞાનથી વિદ્વતા સિદ્ધ થઈ શકતી નથી. વિદ્વત્તાના હીરાનું તેજ કોઇ અજાએબ પ્રકારનું છે કે તે ગમે તે પ્રકારે ઢાંકી રાખીએ તોપણ તે સૂર્યની માફક ઢંકાયુ રહેતું નથી. એ હીરાથી હીન રહેલુ માણસ કદી બહુ ભાષાજ્ઞાન જાણતો હોય તો તેથી શું થયું? જેણે વિદ્વત્તાનુ સ્વરૂપ ન ઓળખ્યું, તે ગમે તો રાજા હો કે ગમે રંક હો, ગમે તો ભણેલો હો કે ગમે તો અભણ હો. પણ તે બેય બરોબરજ છે. એ વિદ્વત્તાની ઓળખાણમાં ઘણા લોકો વિના પ્રયાસે ઉત્તમ અધિકારો મેળવી ગયા છે, એ સઘળાનું કારણ ગુણો શિવાય કાંઈ દેખાઇ શકતું નથી गुणाःपूजास्थानंनचगुणिषुलिंगंनचवयः કહ્યું છે કે ગુણ છે એજ પુજવા

નું પાત્ર છે, પણ ગુણવાનની જાત કે અવસ્થા કાંઇ પુજવા લાયક નથી. મતલબ કે ગુણના સંયોગથી તેમાં પૂજ્યત્વ પ્રાપ્ત થાય છે, તે શિવાય પૂજ્ય પણું રેહેતું નથી. ઘણાએ મોટાં પાઘડાં ઘાલી ફરે છે અને ઘણાએ અમે વિદ્વાન છીએ એમ મોહોડે બોલતા ફરે છે. પણ તેથી તે વિદ્વત્તા તેના તાબામાં થઈ ગઇ એમ કેમ કેહેવાય? આ ચાલતા કલીકાલના જમાનામાં ક્યાં કોઈ વાતની બાકી રહી છે? કોઇ કોઇ પારકા પીંડને પરીતાપ કરવાને કમ્મર કશી રહ્યા હોય છે. કોઇ લાલચથી ગરીબને લલચાવી તેનું સર્વસ્વ હરી લઇ જાય છે. કોઇ સજ્જનો ઉપર માર્જાર-ની માફક માંજરી આંખે જોયા કરે છે. કોઇ સંપનાં શીતળ ઝાડને ઊખેડી નાંખવા કુવાક્યના કુવાડા માર્યા કરે છે. કોઇ ઈશ્વર ઉપર નહીં આસ્તા રાખતાં ભુંડાં કર્મો કરતાં જરીએ ડર રાખતા નથી. કોઇ સહોદર ને પણ સંતાપ આપવામાં સામેલ રહે છે. કોઈ પરસ્ત્રીહરણમાં તત્પર રહી હજારો પાપના પોટલા બાંધે છે. કોઈ ક્રૂરતાના કટારે નિષ્કપટી માણસોને ભેદી નાંખે છે. કોઇ એક બીજાને લડાવી મારવામાં મોટાઇ સમજે છે. કોઇ માતપિતાની સેવાતો પછી પણ ઉપકારને બદલે અપકાર કરતાં શરમાતા નથી. કોઇ પોતાની પરણેલી અબળા ઉપર જુલમ ગુજારી જોર જણાવે છે. કોઇ કહિ વસ્તુ ગ્રહ્ય અને કહિ અગ્રહ્ય છે તે જાણતા નથી. કોઇ બીજાનાં હૃદય બાળવામાં પુણ્યના પારને પોચ્યા એમ સમજે છે. કોઈ પોતાનો મતલબ સાધવાને અનેક કાળાં કર્મો કરવામાં હિમ્મતવાન્ હોયછે. કોઇ અ-દેખાઇમાં આંધળા બની આડું કે અવળું તપાસતા નથી. કોઈ કેળવણીના કોયળા હૃદયમાં ભર્યા હોય તેમ ભાર માથે રાખી, પંડિતાઇમાં તણાતા જાયછે કોઇ બગધ્યાન ધરી દુનિયાંને છેતરવાને પોતાનો જન્મ છે એમ માને છે. આવું હોય ત્યાં બીચારી વિદ્વત્તાને તો કોણ ઓળખે? અને જ્યારે ઓળખે નહીં ત્યારે ખરા રૂપની ખબર પણ ક્યાંથીજ પડે? ઘણી ઘણી ભાષાના જા-ણનારાઓ કદી વિદ્વત્તાને પોતાના સ્વાધિનમાં લવાને ઇચ્છે છે, પણ તે પોતાના સ્વેચ્છાચારથી તાબે થઈ શકતી નથી. વિદ્વત્તાસ્ત્રી કોઇપણ જાતનાં રૂપમાં લોભ પામતી નથી. જ્યારે પોતાના યોગ્ય ગુણવાન પુરૂષ મળે, ત્યારેજ તે તેના કંઠમાં સ્વયંવરની વરમાળા નાખી તેને વરે છે. આર્ય બાંધવવો!

એ વિદ્વત્તાને મેળવવાને કોઇપણ ઇચ્છતા હોય તેમણે પોતાના ગુણદોષ સઘળા તપાસી, દોષને દૂર કરી સદ્ગુણને પાસે પડવું જોઇએ. સદ્ગુણની દોરીએ બંધાયેલી વિદ્વત્તા સદ્ગુણોની સાથેજ પ્રાપ્ત થાય છે, કુને સઘળાં સુખોને ઉપજાવનાર આ અસાર સંસારમાં અપૂર્વ યશને ફેલાવી આપે છે. વિદ્વત્તાએ સ્વયંવરમાં વરાયેલો પુરૂષ ગમે તેવો ગરીબ નિરૂપ, અનાથ અને અલ્પવિદ્યાવાળો હોય, તો પણ તે તવંગર, સુશોભિત, સનાથ, અને અપાર વિદ્યાવાળાની બરોબર અગાધ રહેછે. આ બધું વિદ્વત્તા દેવીનું પરાક્રમ સમજવું જોઇએ. અને સર્વ લોકોએ જાણવું જોઇએ, કે લક્ષ્મી, દેવતાતરફ ઠંડી નજરથી ના જુએતો, દેવતાઓ પોતાનું દુર્ભાગ્ય ગણે, તેમ વિદ્વત્તા દેવી આપણી સામે અમૃત દૃષ્ટે ના જુએ તો આપણાં દુર્ભાગ્યજ.

સદ્ગ્રહસ્થો, જો આ અસાર સંસારમાં સાર કાહાડવાને ઇચ્છતા હો, જો સઘળી વિદ્યાના તત્વને તપાસવાને ચાહતા હો! જો ઉત્તમોત્તમ કીર્તિની પતાકાને ચડાવવા ઉત્કંઠિત હો! અને જો ઉત્તમ જનોની પંક્તિમાં ગણાવાની મરજી હોય! તો વિદ્વત્તાને મેળવવાને પ્રયત્ન કરવું જોઇએ. પ્રયત્ન કર્યે શું નથી મળતું? હિંમત કરીને જો તમે તેને મેળવવા ચાહશો તો તે કાંઇ આનાકાની કરે એવી નથી. પણ સઘળો આધાર તમારા ધીર ઉપર રહ્યોછે. તમે તમારા ખોટા અભિમાનોનો ત્યાગ કરી ચાલતી રૂઢીઓને છોડી એક ચિત્તથી વિદ્વત્તાનું અનુશાન કરો તો તે હાજરા હજુરજ છે. પણ જ્યાં સુધી નથી સમજાયું ત્યાં સુધી તમારાથી તે હજારો ગાઉને અંતરેછે, એમ સમજવાને કાંઇ વાંધો નથી. આ વિકટ ભવસાગરને ઉતરતાં જે જે વિઘ્નો વિદ્વત્તા વિનાના હોય તેને પડે છે તે માહેલું એકે વિઘ્ન વિદ્વત્તા વાળાને નજરે પણ પડતું નથી. હવે વિચાર કરો કે એમ છે ત્યારે તે વિદ્વત્તામાં કેટલા ગુણ! અને કેટલી શક્તિ! આવિ વિદ્વત્તાને તમે તમારા તરફ ના ખેચો અને હાથે કરીને બિજાના સ્વાધિનમાં જવા દો ત્યારે બિજાને કોને આળસુનું વિશેષણ આપવું બાકી રહે! આર્યજનો! જોકે આપ સર્વ વિદ્વત્તામાં ભરપૂર હશો તો પણ જે લોકો અજાણ હોય તેને જાણીતા કરવા અને ઉત્તમ રસ્તે ચડાવવાને આપ સર્વ પ્રયત્ન કરો તેને માટે આ અમારી પ્રાર્થના છે.

# દૈવની ઇચ્છા અને કાળની ગતી!

જેમ જેમ કાળ જતો જાય છે અને જેમ જેમ પ્રજા નબળી થતી જાય છે, તેમ તેમ દેશનું ખરૂ તત્વ અને ખરી કીર્ત્તિ ઘટી, તેનું ખરૂં બંધારણ તુટતુ આવે છે. કોણ જાણે શું છે કે દહાડે દહાડે દુર્ભાગ્યે કરીને એવા એવા તો દેખાવો નજરે આવે છે કે, જેથી કરીને દેશની પ્રજાના નશીબની અટકલ કરવાને આપણને જરૂર પડે છે. જ્યારે કંઇ પણ વિચિત્રતા કે વિપરિત એવું દ્રષ્ટીને લાગે અને તેનું ખરૂ કારણ મનમાં સમજાય ત્યારે તેની દુર્દશા વિષે જે દેશાભિમાની પુરૂષો છે, તેમને શું ખેદ નહીં થતો હશે? થાયજ. પરંતુ સમય એવો બારિક વલણ ઉપર હોય છે કે, તેવા મહા પુરૂષો મેહેનત કરે તો પણ તેમની મેહેનત અને પરિશ્રમ દૈવ ઇચ્છાએ કરીને નિરૂપાય થઇ પડે છે. આમ થવાનું કારણ તો દેશના લોકોની નફકરાઇ શિવાય બીજું કંઇ નથી. કેમ કે હરેક હાની અને સંકટ જો આવતાંજ પ્રથમ અટકાવ્યાં હોય તો, ઝાઝી ખરાબીનું પરિણામ આવતુ નથી પણ તેમ ન બનવા કાળજી કરવાને ઉત્સાહી અને સાહસિક જનોનું કામ છે. એની ખોટ હોય તો પછી કંઇજ થતું નથી. હરેક વસ્તુ અથવા ચીજ બગડ્યા પછી તેને સુધારવામાં જેટલી મુશ્કેલીઓ ભોગવવી પડે છે; એટલી મુશ્કેલીઓ જો અવલથી સાવચેતી રાખી હોય છે, તો ભોગવવી પડતી નથી અને તે બગડતી નથી. દેશની મજબુતી અને પ્રજાની શ્રેષ્ટતા પણ તેમજ સમજવી. જો દેશની પ્રજામાં ચાંચલ્ય વધારે હોય તો પછી તે પ્રજા સુખી હોય એમાં કાંઇ નવાઇ નહીં. માટે એમ થવાને દેશની પ્રજામાં સદ્ગુણોનો મોટો ભંડાર જોઇએ છીએ; અને એમ હોય ત્યારેજ ઇચ્છિત સુખો તે પ્રાપ્ત કરી શકેછે. આપણો દેશ આર્ય દેશ છે અને આપણે તેનાજ વાસિજનો છીએ. તેથી આપણને અને આપણા દેશને ઇતિહાસકો પુરાતન કાળથી ઉત્તમ લખતા આવ્યા છે. એનું કારણ એજ કે આપણા વડીલો મહાજન હતા; સદ્નીતિ સત્યતા, ધીરજ, બળ, પરાક્રમ અને વિદ્યા એ ગુણોથી ભરેલા હતા. એમનાં વૃત્તાંત શોધીશું તો આજકાલ આપણામાં અને તેમનામાં હજારો ગાઉનો ફેરફાર જોઇને, મોટી દીલગીરી

આપણને ઉપજશે. એ પુરૂષો વિશાળ બુદ્ધિના હતા. તેમની કલ્પના શક્તિ અને સ્મર્ણ શક્તિ ભારે અજાયબી પેદા કરે તેવી હતી. તેઓ બલિષ્ટ ઘણા હતા. રણક્ષેત્રમાં રગદોળાતા પણ પાછી પાની કાઢતા નહીં. વિદ્યા-નો અખુટ ખજાનો તેમણેજ હાથ કર્યો હતો. મોટાં મોટાં શાસ્ત્રો અને ગ્રંથો એવાતો રચ્યા છે કે આજ તેમાંનું કોઇનાથી કવચિતજ બની શકે. દાખ-લા તરીકે તેમની અદ્દભુત શક્તિ જુઓ—વ્યાકરણ જેવો કઠિણ ગ્રંથ પાણીનીએ બનાવ્યો. મૂળ સુત્ર ચઉદ મળ્યાં તે ઉપરથી શાસ્ત્ર રચવાની કલ્પના કાઢીને બ્રહ્મયજ્ઞની વખતે સ્વસ્થ ચીત્તે પોતાના આસન ઉપર પૂર્વા-ભિ મુખે બેશીને સર્વ વ્યાકરણશાસ્ત્ર સંહિતારૂપે ભણી ગયો. એકે નકામો કે ભુલથી શબ્દ રહી ગયો એમ થયું નહીં. આ કેવી અગાધ શક્તિ !! તેમજ પાણિનીના ગુરૂ ભાઇ પાતંજળીએ પાણિનીના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપર મહાભાષ્ય કર્યું. એટલુંજ નહીં પણ ચરક આદિ વૈદ્યક ગ્રંથો પણ કલ્પના કરીને તેણેજ બનાવ્યા છે. તેમાં શરીરની આરોગ્યતાને માટે અનેક પદાર્થોના વિવિધ રીતે વાસ્તવિક ગુણો યથાર્થ સમજણ આપીને વર્ણવ્યા છે. એજ પ્રમાણે વેદવ્યાસ અને વાલ્મિક જેવા મહાન પુરૂ-ષોએ મોટાં મોટાં પુસ્તકો બનાવીને જે ઇતીહાસ આપણને દેખાડ્યો છે, તે તો હદજ વાળીછે. એ શિવાય માઘ કાલીદાસ અને ભવભુતી સરખા જગ પ્રસિદ્ધ પંડિતોએ પણ કશું કાચુ રાખ્યુ નથી. તેઓનાં પરાક્રમ તો સારી રીતે લોકોમાં જાણીતાજ છે અને તેમના નામથી તો પ્રજામાં કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. આ વિના બીજા ઘણાઓ થઇ ગયા છે પણ સઘળાનાં નામ અને વર્ણન લખીએ, તો પાર આવે તેમ નથી. માટે ટુંકામાંજ હકિકત આપીએ છીએ. (વિદ્યાની બાબતમાં જેટલું આ મહાત્માઓએ કર્યું છે તેટલું બધું તેમને ભારે મુબારકબાદી આપનારૂં અને સ્તુતી પાત્ર છે.) આટલા તો વિદ્યાની બાબતમાં આપણો દેશ ઉત્કૃષ્ટ હતો, તે વાંચનારને આ ઉપરથી સેહેજ જણાઇ આવશે. કોઇ કહેશે કે પૈસે ટકે બુખડ હશે પરંતુ તેમ પણ ન હોતો, પૈસે ટકે અને વૈભવ પૂર્ણ હતો. એતો ખાત્રી આપણને ઇતીહાસકો પણ કરી આપેછે. પરદેશી રાજાઓ આ દેશની બડ્મો જોઇ સહન કરી શકતા

ન હોતા. તેથી બારે ફોજ દેશ ઉપર લેઈ આવતા. લોકો તવંગર વધારે તેથી ઘરમાં હિરા, માણેક અને રત્નાદિક ઝવેરાત પુષ્કળ હતું. વાસણ કુસણ ખાવા પીવાના વૈભવમાં સોના રૂપાનાંજ ઘણું ખરા વાપરતા. ચકચકિત ઉમદા અને અમૂલ્ય પોષાકો પેહેરતા. ઘેર વાહન ઘણાં હતાં. તેનાં સાજ સોનેરીજ હતાં. તમામ વૈભવ રાજવંશિ જ્યાં જોઇએ ત્યાં દીપી રેહેતો. કોઇ દુઃખી કે પરાણે પુરૂ કરે એવી નબળી સ્થિતિમાં હતું નહીં. અર્થાત નાણું પાર વિનાનું દેશમાં ભર્યું હતું. અને લોકોને કશી વાતની કમી હતી નહીં. જેના છોકરાની મોજડીઓ હિરા જડિતની હતી. અને જેના મહેલનાં જરૂખાં વિચીત્ર પ્રકારે શોભી રેહેતાં. ચારે મેર રિદ્ધિ, સિદ્ધિથી આખો દેશ ભેળાઇ રહ્યો હતો. તે વખતના રાજાના ખજાના પણ તર હતા. દેવ દેવસ્થાનોમાં પણ પૈસા પુંષ્કળ ભરેલા હતા. તેની પણ આપણને ખાત્રી મળે છે. મહમદ ગીજનવીએ નગરકોટનું દેરૂ લુટયું ત્યારે જુઓ કેટલું બધું નાણું તેને મળ્યુ હતું ૨૦૦ મણ તો સોનું ૨૦૦૦ મણ રૂપું અને ૨૦ મણ ઝવેરાત. રોકડ નાણું તો સુમાર વિનાનું મળ્યુ હતું. આ રીતે અપાર પૈસો દેવાલયોમાં પણ હતો.

હવે કૌવતમાં કેવા હતા તે જુઓ—આ બાબતમાં કોઇએ એમ નહીં ધારવું કે એ આપણ પૂર્વે આદેશ પછાત હશે. જેણે મહાભારત અને રામાયણ જેવા ગ્રંથો જોયા હશે અગર તે સાંભળ્યા હશે તેને માહિત હશે જ કે રણક્ષેત્રમાં રજપૂત (ક્ષત્રીવંશે) વંશે કેવી રીતે અને કેટલું બધું અતળિબળ દેખાડ્યું છે. કુરૂક્ષેત્રની મોટિ લડાઈમાં દારૂણ યુદ્ધની વખતે કૌરવ અને પાંડવોની પરસ્પર મોમારી થઈ, તેમાં કેવા કચ્ચરઘાંણ વળ્યા છે. હજારો કરોડો રથના ચુરેચુરા થયાછે. અને કોઇથી પણ જીતાઇ ન શકે એવા લશ્કરી દૂતોનો સંહાર થવામાં કાંઇજ બાકી રહ્યું નથી. આજે પણ એની કથા સાંભળવામાં આવે છે, તો તેમનાં શુરાતન સાંભળીને આપણે બારે વિસ્મય થઇએ છીએ. આપણા ભવયા લોકો શુરા રાઠોડનો વેષ કરી બતાવે છે, તે તો સૌના જાણવામાં હશે. શુરો ધડવિના*

* ધડવિના લડવું એમાં અતિશયોક્તિ તો હશે પણ તે ક્ષત્રિ કેવા બળિષ્ટ હતા તેજ જોવાનું મુખ્ય કારણ છે.

પોતાની સમશેરે કેટલું બધું લડ્યો છે, તેમજ પાટણના રાજા કરણે મ્લેચ્છ લોકોની સાથે લડતાં કેવી બહાદૂરી બતાવી છે. તે જેણે રા. રા. નંદશંકર કૃત કરણઘેલો વાંચ્યો હશે, તેને તેના ચિત્રનું ભાન થયું હશે સિકંદર સરખા બળવાન રાજાને પાછું હઠવું પડ્યું. તો ભરતખંડમાં તે વખતના ક્ષત્રીપુત્રો શુરાતનની બાબતમાં કેવા જબરજસ્ત હશે? કહો વારૂ આજે કોણ તેવા શુરવિર નરો પૃથ્વિમાં પડ્યા છે? ખોળશો તો એક પણ જડશે નહીં. મુસલમાન લોકોના રાજ્ય પછી આ દેશની ખરાબી થઇ તોપણ કેટલાક રજપૂતોએ પોતાનું દેશાભિમાન અને જાત્યાભિમાન* પ્રાણ જતા સુધી પણ મુક્યું નથી.

આ પ્રમાણે વિદ્યા, ધન, અને શક્તિ એ ત્રણે બાબતમાં દેશ પરિપૂર્ણ હતો. એમ આ ઉપરથી સિદ્ધ થાય છે એમાં કાંઇ શક રેહેતો નથી.

આ બધા ઉપર આપણે વિચાર કરીએ છીએ અને તે વખતની સાથે દેશની સરખામણી કરીએ છીએ; ત્યારે એટલો બધો ફેરફાર હમણાં લાગે છે કે જે દેશાભિમાની પુરૂષો હશે, તેનું કાળજું તો જોઇને બળ્યા વિના રેહેતું નહીંજ હોય. એ સમયમાં અને હાલના સમયમાં કેટલું વિલક્ષણ જોવામાં આવેછે તે સેહેજ જણાશે. જેના વડિલો એક વેળા મોટા વિદ્વાન ગણાતા અને જેઓ સર્વ શાસ્ત્રના વેત્તા હતા. જેણે પોતાની વિદ્વત્તાએ કરી બારે દિગ્વિજય કરેલા, એટલુંજ નહીં પણ પૃથ્વિની ચતુરશીમાં જેનું તેજ એક વખત પ્રકાશ થઇ રહેલું, જેના વડવાઓ મોટા ગ્રંથો ગુંથવામાં અહરનિશ ગુથાએલા રેહેતા, તેના છોકરા કાળા અક્ષરને કુટી મારે તેવા, ઘેર ઘેર ભીખ માગતા વર્તમાન વખતમાં નજરે આવેછે. જેના પૂર્વજો પ્રાચિન કાળમાં લાંબી લખણોથી નામાં લખતા અને મોટા શાહુકાર ગણાતા. તેની પ્રજા કેવળ મૂર્ખ, દૂરાચારી અને વર્ણશંકર જોવામાં આવે છે. માથે દીક્ષિગરાનો જેવી ટોપીઓ અને તેનાં ખીસાં ઓળીશું તો -કલમોતો પાસે ક્યાથી હોય

* ઉદેપૂરના રાજ્યનો મહારાણો તેથીજ મુળથી કુલિન ગણાય છે અને ત્યાના રાજાને સઘળા રજપૂત રાજવંશિયો એટલા માટેજ માન આપે છે.

પણ તમાકુની બીડીઓ નિકળશે!! જેના બાપદાદાઓ એક વખતે મોટા પૈસાદાર અને નામાંકિત ગણાતા, તેના વંશજો અન્નવિના ટળવળેછે. જેની પાસે લાખો રૂપીઆ શિલકે રહેતા તેની પાસે ફુટી બદામ દેખાતી નથી. જેના છોકરાઓ રત્નજડિત હીરાથી ભરેલા જોડા પગે પેહેરતા તેના છોકરાઓ ચાંમડાના જોડાઓ પણ નહીં મળતાં, ઉઘાડે પગે ચાલે છે. અરે! એ તો શું પણ મોટા મોટા કેહેવાતા આપણા સ્વદેશી રાજાઓને પણ પોતાના તાજમાં* રાખવાને આજે દુર્લભ છે.

રજપૂત વર્ગની સ્થિતી પણ ઘણી નપાટ છે. તેમનામાંથી શક્તિ ઘટી ગઇ છે, અને તેમના વંશજો જેવા હિમ્મતવાન હતા; તેવા આજે કોઇજ નથી. ધારે તો કોઇ મદોન્મત્ત હાથિના દંતુશળ ઝાલીને ખેંચી કાઢે એવા શુરા હતા. તેની પ્રજા આજે દેડકાં દેખીને પણ ડરે છે. અફીણ ગાંજો અને તમાકુ વિગેરે મદ્યપાનાદિકમાં ફસાઇ પરવશ થઇ ગયા છે. જેના મૂળ પુરૂષોએ મોટા જંગ અને રમસ્તાન મચાવેલાં, તેના છોકરાઓ નિર્માલ્ય અને નામર્દા જેવા જણાય છે. કોઇ જગોએ બુમ અથવા રાઢ સાંભળે કે પોતાનું ક્ષત્રિવટ ઝાલ્યુ રહેતુ નહીં, તેના કુળવાળા આજે એવા તો કાયર જોઇએ છીએ કે તેના બોલવામાં મુદ્દલ હોંસ મળે નહીં. જેના ઘરડાઓ કોઇ ભાટ કે ચારણના મુખથી શૌર્યની વાતો સાંભળતા તો તરત ચોંકી ઉઠતા. તેના વારસો ગમે તો ઢોલ પીટાવો અને શૌર્યની વાતો સંભળાવો, તોપણ જરા રૂવું ઉંચુ થાયજ શેનું! એવા બની ગયા છે. ગમે તો કોઇ બાંધી મારે, અને ગમે તો તેમનું કોઇ સર્વસ્વ હરણ કરી લે, તથાપી ચું કે ચાં કરી શકવા જેટલી પણ પ્રાપ્તિ રહી નથી. એવી મહા દશાને પામ્યા છે! શી દૈવની ઇચ્છા અને કાળની ગતી!

જેમ ગ્રાસે કરીને રાહુ ચંદ્રના તેજનું હરણ કરી લે છે, તેમજ આ મહાભારત ફેરફારરૂપી રાહુથી આપણો દેશ નિસ્તેજ થઇ ગયો છે, વાસ્તે અહો આર્યજનો! આ કાંઇ આપણને ઓછું કલંક નથી. માટે આપણે આપણા દેશને સતેજ કરવાને સારૂ કાંઇક વિચાર કરવો જોઇએ. म. म.

---

* મુગટ.

तवैवासदित् । अस्त्येव । तस्मादस्मभ्यं प्रयच्छेत्यर्थः ॥ मघमित्यादिष्वष्टाविंशतिधननामसु शयो राध इति पठितं । चोदय । चुद प्रेरणे । ण्यंताल्लोट् । तिङ्ङतिङ इति निपातः। राधः । राध्नुवंत्यनेनेति राधो धनं। सर्वधातुभ्योऽसुन् । नित्त्वादाद्युदात्तः । वरेण्यं । वृञ् । एण्यः । वृषादित्वादाद्युदात्तः । असत् । अस भुवि । लेट् । तिप् । इतश्च लोप इतीकारलोपः । लेटोऽडाटावित्यडागमः । अदिप्रभृतिभ्यः शप इति शपो लुक् । आगमा अनुदात्ता इत्यटोऽनुदात्तत्वाद्धातुस्वर एव । विभु । विभवतीति विभु । भुव इत्यनुवृत्तौ विप्रसंभ्यो ड्वसंज्ञायां । ३।२।१८०। इति डुप्रत्ययः । डित्वाट्टिलोपः । प्रत्ययस्वरेणोकार उदात्तः । कृदुत्तरपदप्रकृतिस्वरेण स एव शिष्यते । एवं प्रभु ॥ ५ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र । श्रेष्ठ अने विचित्र एवा धनने अमारा सन्मुखे प्रेरणा कर्य. विभु अने प्रभु एवुं धन तारेजछे.

## भाष्यनो भावार्थ.

हे इंद्र । श्रेष्ठ अने मणि मोति विगेरे रूपे करी

घणा प्रकारना धनने अमारी पासे सारी रिते मुक्य. विभु एटले भोगने वास्ते जोईए तेटलुं अने प्रभु ए टले वधारे धन तारी पासे छेज माटे अमोने आप्य ॥

इति प्रथमस्य प्रथमे सप्तदशोवर्गः



अ०१. अ०१. व० १८. म० १. अ० २. सू० ९.

॥ इंद्रेहीतिसूक्तेषष्ठीमृचमाह ॥

अस्मान्त्सु तत्र चोदयेंद्र राये रभस्वतः ।
तुविद्युम्न यशस्वतः ॥ ६ ॥

पदपाठः

अस्मान् । सु । तत्र । चोदय । इंद्र । राये ।
रभस्वतः । तुविऽद्युम्न । यशस्वतः ॥ ६ ॥

## माधवभाष्यं.

हे तुविद्युम्न प्रभूतधनेंद्र राये धनसिद्ध्यर्थमस्माननुष्ठा तॄन्तत्र कर्मणि सु चोदय । सुष्टु प्रेरय । कीदृशानस्मान् । रभस्वतः । उद्योगवतः । यशस्वतः । कीर्त्तिमतः ॥ त त्र । तच्छब्दात्सप्तम्यास्त्रल् । लितीति प्रत्ययात्पूर्वोदात्त त्वं । इंद्र । आमंत्रिताद्युदात्तत्वं । पादादित्वान्न निघातः

। राये । ऊडिदमित्यादिना । विभक्तेरुदात्तत्वं । रभस्वत' रभ राभस्ये । राभस्यं कार्योपक्रमः। सर्वधातुभ्योऽसुन् । नित्वादाद्युदात्तः। मतुपः पित्त्वादनुदात्तत्वं । स्वादिष्वसर्व नामस्थाने । पा० १।४।१७। इति न पदत्वं तसौ मत्वर्थे। पा० १।४।१९। इति भसंज्ञया बाधितत्वात् । आ कडा रादेका संज्ञा । पा० १।४।१। इति नियमात् । तुविद्युम्न । तुवि बहु द्युम्नं धनं यस्य। पाष्ठिकमामंत्रिताद्युदात्तत्वं। य शस्वतः। यशोऽस्यास्तीति मतुप् । अस्मायामेध। स्रजो विनिः । पा० ५।२।१२१। इति विनिना न बाध्यते मतु पः सर्वत्र समुच्चयात् । यशस्शब्दो नब्विषयस्यानिसंत स्येत्याद्युदात्तः। मतुपः पित्त्वात्स एव शिष्यते ॥६॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

हे घणां धनवाळा इंद्र! धननी सिद्धिने वास्ते उद्यो गवाळा अने कीर्तिवाळा अमोने तेमां प्रेरय॥ ६ ॥

## भाष्यनो भावार्थ.

हे घणां धनवाळा इंद्र । धननी सिद्धिने वास्ते उ द्योग करनारा अने कीर्तिवाळा अमो (कर्म करनार) ने ते कर्ममां सारी रीते प्रेरय.॥ ६॥

॥ सप्तमीमृचमाह ॥

सं गोमंदिंद्र वाजंवदस्मे पृथु श्रवों बृहत् ।
विश्वायुर्धेह्यक्षितं ॥ ७ ॥

पदपाठः

सं । गोऽमंत् । इंद्र । वाजंऽवत् । अस्मे इति । पृथु । श्रवः । बृहत् । विश्वऽआंयुः । धेहि । अक्षितं ॥ ७ ॥

## माधवभाष्यं.

हे इंद्र श्रवो धनमस्मे संधेहि । अस्मभ्यं सम्यक् प्रयच्छ । कीदृशं श्रवः । गोमत् । बह्वीभिर्गोभिरुपेतं । वाजवत् । प्रभूतेनान्नेनोपेतं । पृथु । परिमाणेनाधिकं । बृहत् । गुणैरधिकं । विश्वायुः । कृत्स्नायुःकारणं । अक्षितं । विनाशरहितं ॥ गोमत् । वाजवत् । उभयत्र मतुपोऽनुदात्तत्वात्प्रातिपदिकस्वर एव । वाजशब्दो वृषादिराद्युदात्तः । अस्मे । अस्मच्छब्दाच्चतुर्थीबहुवचनस्य सुपां सुलुगित्यादिना शे आदेशः । शित्त्वात्सर्वादेशः । प्रातिपदिकस्येत्यंतोदात्तत्वं । शेषे लोपष्टिलोप इति पक्ष उदात्तनिवृत्तिस्वरेण विभक्तेरुदात्तत्वं । अंत्यलोपपक्षे

ऽतो गुण इति पररूप एकादेश उदात्तेनोदात्त इत्युदा त्तत्वं। पृथु। प्रथ प्रख्याने। प्रथिम्रदिभ्रस्जां संप्रसारणं सलोपश्च। उ०। १। २८। इति कुप्रत्ययः। रेफस्य संप्रसारणमृकारः। परपूर्वत्वं। कोः कित्त्वान्न लघूपधगु णः। श्रूयत इति श्रवो धनं। असुन्प्रत्ययः। नित्त्वादाद्यु दात्तः। बृहत्। प्रातिपदिकस्वरः विश्वायुः। विश्वमायुर्य स्मिन्धने। विश्वशब्दः क्वन्प्रत्ययांतः। तस्य बहुव्रीहौ पूर्वपदप्रकृतिस्वरत्वे प्राप्ते परादिश्छंदसि बहुलमिति पूर्व पदांतोदात्तत्वं। एकादेश उदात्तेनोदात्त इत्युदात्तः। अक्षितं। क्षि क्षय इत्यस्मादंतर्भावितण्यर्थात्कर्मणि निष्ठा। तेन ण्यर्थत्वान्निष्ठायामण्यदर्थे। पा० ६।४।६०। इति न दीर्घत्वं। अत एव क्षियोदीर्घात्। पा०।८।२।४६। इति न निष्ठानत्वं। नञ्समासेऽव्ययपूर्वपदप्रकृति स्वरत्वं॥ ७॥

( गुजरातीमां )

## मंत्रनो भावार्थ.

हे इंद्र! गायोवाळुं, अन्नवाळुं, घणुं, गुणथी अ- धिक, सघळां आयुष्यनुं कारण, अने विनाश रहित एवुं धन अमोने सारी पेठे आप्य. ॥ ७॥

॥ नवमीमृचमाह ॥

वसो॒रिंद्रं॒ वसु॑पतिं गी॒र्भिर्गृ॒णंतं॑ । ऋ॒ग्मियं॑ । होम॑ गं॒तार॑मू॒तये॑ ॥ ९ ॥

पदपाठः

व॒सोः॑ । इंद्रं॑ । वसु॑ऽपतिं । गीः॒ऽभिः । गृ॒णंतः॑ । ऋ॒ग्मियं॑ । होम॑ । गं॒तारं॑ । ऊ॒तये॑ ॥ ९ ॥

## माधवभाष्यं.

वसोर्वसुनोऽस्मदीयस्य धनस्योतये रक्षार्थमिंद्रं होम । वयमाव्हयामः । किंकुर्वंतः । गीर्भिः स्तुतिभिर्गृणंतः । स्तुवंतः । कीदृशमिंद्रं । वसुपतिं । धनपालकं । ऋग्मियं । ऋचां मातारं । गंतारं । यागदेशे गमनशीलं ॥ वसोः । वस निवासे । शृस्वृस्निहीत्यादिना । उ० १।१०। उप्रत्ययः । निदित्यनुवृत्तेर्नित्त्वादाद्युदात्तः । वसुपतिं । समासांतोदात्तत्वे प्राप्ते पत्यावैश्वर्ये । पा० ६।२।१८। इति पूर्वपदप्रकृतिस्वरत्वं । गीर्भिः । सावेकाच इति विभक्तेरुदात्तत्वं । गृणंतः । गॄ शब्दे । लटः शतृ । क्र्यादिभ्यः श्ना । शतुः सार्वधातुकमपिदिति ङित्त्वात् श्नाभ्यस्तयोरातः । पा० ६।४।११२। इत्याकारलोपः । शतुर

## જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આ ચોપાનિયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧  ૮  ૦ એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનિયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકિટો મોકલે તેમણે પોસ્ટની અડધા આનાવાળી મોકલવી.

જે ગ્રાહકો ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

---

## સૂચના.

અમારા સજ્જન ગ્રાહકોને વિનયપૂર્વક વિનંતી કરવાની કે આર્યધર્મપ્રકાશના લવાજમનાં ગઇ શાલનાં ઘણાં ખરાં નાંણાં પતિ ગયાંછે અને જેઓની પાસે બાકીછે તેમને કાગળો લખવામાં આવ્યાછે તેવા ગ્રાહકોને જણાવવામાં આવેછે કે તેમણે મેહેરબાની કરી આ ચોપાનિયાના પૈસા લેણા હોય તે જલદી ચુકવી દેવા જોઇએ. કેમકે તેઓને પત્રો મળ્યા છતાં પૈસાને માટે ઢાલ થાય એ ઘણી દલગીરીની વાતછે. માટે કેટલાક ગ્રાહકો જેમને અમોએ બબે ત્રણ ત્રણ પત્રો લખ્યા છતાં અદ્યાપિ સુધી ગઇ શાલનાં બાકી નાંણાં ભર્યાં નથી તેમણે અમારી આ સૂચના ઉપર તુરત લક્ષ આપી, દેણું પતાવી દેવા તસ્દી લેવી, તેમજ ચાલતી શાલનાંને માટે પણ કૃપા કરવી.

**કેશવલાલ હરીશઙ્કર**

એડિટર.

Registered No 68 of 1878.

# आर्य धर्मप्रकाश.

## ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૬ ઠું.    આષાઢ, સંવત ૧૯૩૪.    અંક ૯ મો

॥ शिखरिणी ॥

॥ अघौघप्राचीनविघटयतिपुण्यप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिनयनवकलापल्लवयति ॥
॥ हरत्यज्ञानांध्यदिशतिपरमानंदपदवीं ॥
॥ सतांसंगःकल्पद्रुमइवनकिंकिंवितनुते ॥ १ ॥



છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભાગ મંડળી.

મુંબાઈમધ્યે,
ઓરીયન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૮ ઈસવી.

विषय. अनुक्रमणिका. पृष्ठ.



---

## हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવો ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્યલોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

# पुस्तकोनी पहोंच.

---

"अद्वैतकीर्त्तनमाळा" નામની સોળ પૃષ્ઠની અને બે આના કિંમતની ચોપડી અમને છપાવનાર ઠા૦ મથુરાંદાસ નથુભાઇ તરફથી મળી છે તે માન્ય રાખવામાં આવી છે. આ ચોપડીમાં ઘણુંકરીને વેદાંત ઉપરજ નવીન પદો રચી દાખલ કરેલા છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. આષાઢ, સંવત ૧૯૩૪. અંક ૯ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

सत्संगाद्भवतिहिसाधुताखलानां साधूनानहिखलसंगमात्खलत्वं ।
आमोदंकुसुमभवंमृदेवधत्ते मृद्गंधनहिकुसुमानिधारयंति ॥ १ ॥

જેમ પુષ્પોથી પેદા થએલી સુગંધી માટીને લાગે છે પણ માટીની ગંધ પુષ્પોને લાગતી નથી. તેમજ સત્પુરૂષના સંગથી ખળ પુરૂષને સજ્જનપણું આવે છે, પણ ખળની સંગતથી સજ્જન પુરૂષોને ખળપણું પ્રાપ્ત થતું નથી.

હમેશાં આર્યજનોએ પુષ્પના સુગંધની માફક રેહેવું જોઇએ. પુષ્પો જેમ પોતાની સોરમથી માટીના ગંધને દાબી દઇ, તેમાં પોતાની સોરમ બેસાડે છે, તેમ સજ્જનોએ ખળ સાહ્યના દુર્ગુણોને દબાવી દઇ તેને સદ્ગુણી કરવા ઘટે છે. કોઇને શંકા થાય કે, તેની સંગતથી ઉલટો સજ્જનોને ગેરફાયદો થાય તો તેમ નથી, કારણ કે સત્સંગથી ખળ સાહ્ય સારા થઇ જાય છે, પણ ખળની સંગતથી સજ્જનો નિર્લેપ રહે છે. અને મૂળ શ્લોકના કર્તાનો અભિપ્રાય પણ એવોજ જણાય છે તેથીજ તેમણે "साधुनानहिखलसंगमात्खलत्वं" એ વાક્ય નાખેલું લાગે છે. આર્ય સાહ્યનો એજ ધર્મ છે કે, સારા ઉપદેશ દઇ, બીજાઓને સુધારી આર્ય ધર્મને પ્રકાશિત રાખવો.

## प्रस्ताविक दोहरा.

અસાર આ સંસારમાં, સાર એક નિરધાર,
પ્રેમ પુરઃસર નિશદિને, ભજવા વિશ્વાધાર.
પરનારીને પરહરે, પરધનને પણ તેમ

પોતાસમ બીજા ગણી, પંડિત વર્તે એમ. ૨
શરીર રક્ષણ કર* કરે, પલ્કમાં† નયનને જેમ;
પીડા સઘળી દૂર કરે, ભલી મિત્રની નેમ. ૩
માત તાતને ભ્રાત વળિ, અન્ય સગાં એ જાણ;
આ જગમાં જોતાં જરા,‡ નાવે મિત્ર સમાન. ૪
જ્ઞાનીને અજ્ઞાનિમાં, ભેદ ઘણેરો હોય;
કીડીને કુંજર વિષે, જનો જેટલો જોય. ૫
તિમિર§ નાશ કરનાર છે, સૂર્ય જગતમાં જેમ;
અંધકાર અજ્ઞાનને, ગુરૂ નસાડે તેમ. ૬
જનનું જીવન જગતમાં, જળવિણ જેવું વ્યર્થ;
ભણતર પણ ગણતરવિના, ન કરે એકે અર્થ. ૭
ઉદય અસ્ત થાયે સદા, જેમ દિવસને રેન;||
એ સમયે મન અશ્વની, રાખો હાથે રેન.¶ ૮
દુઃખ દેખી ડરવું નહીં, સુખમાં નવ અભિમાન;
એ ગુણમાં ગુંથાય જે, તેજ ખરો વિદ્વાન. ૯
નંદરામના નાથની, સેવ કરો સહુ કોય;
એજ ઉપાયવિના કદી, સુખ સંપત નવ હોય. ૧૦

---

## વેદધર્મની સર્વોત્કૃષ્ટ મહત્તા વિષે.

(સાંધણ પૃષ્ઠ ૧૦૨ થી.)

હે ભરતકુળમાં ઉત્તમ યુધિષ્ઠિર! તમે એ ત્રણે ગુરૂજન પ્રત્યે સારી રીતે વર્તજો, એથી તમારૂં સારૂં થશે, યશનો ફેલાવો થશે, અને સારાં ફળને આપનારો ધર્મ પણ મેળવશો. સુજ્ઞ પુરૂષોએ એ ત્રણેને કોઇ દિવસ પણ ક્રિયા કરવામાં અથવા ભોગો ભોગવવામાં પોતાનું અધિકપણું બતાવવું નહીં, તેના પેહેલાં જમવું નહીં, અને કાંઇપણ દૂષણ દેવું નહીં. અહર્નિ-

---

* હાથ. † પાંપણ. ‡ લગાર. § અંધારૂં. || રાત. ¶ લગામની દોરી.

શ તેઓની સેવા કરવી, તેજ ઉત્તમ પુણ્ય કરવું ગણાય છે. માટે હે રાજા! તેવી રીતે તમે કરશો તો કીર્તિને, પુણ્યને, યશને, અને લોકને પામશો. જે માણસના એ ત્રણે તીર્થરૂપ અપમાન પામતાં હોય, તેનો આ લોક કે પરલોકમાં કદીપણ યશ થતો નથી અને બીજું કહિ પણ તેનું સારૂં થતું નથી. જે માણસો મનથી કે કર્મથી એ ત્રણે ગુરૂજનનો દ્રોહ કરે, તેઓને ભ્રુણહત્યાથી પણ અધિક પાપ લાગે છે અને એ દ્રોહ કરનારથી આ દુનિયામા બિજો કોઇ વધારે પાપ કરનાર નથી એમ ગણાય છે જે પુત્રને નવમાસ સુધી માતાએ ઉદરમા ધારણ કર્યો, અને જેને પાળી પોષીને મોટો કર્યો તે પુત્ર પોતાના માતાપિતાના દેહથી ઉત્પન્ન થઇને તેમનુંજ જ્યારે ભરણ પોષણ નથી કરતો, ત્યારે તેને તેથી ભ્રુણહત્યાનું પાપ લાગે છે. અને એ માતાપિતાઆદિનુ ભરણ પોષણ નહીં કરનારથી બીજો કોઇપણ દુનિયામાં વધારે પાપી નથી હે રાજા! આ બધું જે સત્પુરૂષોને કરવા લાયક છે તે મેં તમને વિસ્તારથી કહ્યુ, અને જે મેં સર્વ ધર્મનો તાત્પર્ય લઇ કહી દેખાડ્યુ તે, એથી કલ્યાણ કરનાર બીજુ કાંઇપણ બાકી રહેલું નથી એમ સમજવું.

આ ઉપરનો ઉપદેશ સર્વના ધ્યાનમા આવ્યો હશે માટે તે ઉપર પુરતુ લક્ષ આપવા આર્યબાળકો વધારે આનંદવાન થશે એવી અમને આશા છે.

હવે માતાપિતા પછી તેનીજ રીતે માન આપવાને કોણ લાયક છે? એ જાણવાને સહુનાં મન આતુર હશે માટે તેનો પણ ખુલાસો કરવો જોઇએ સહુએ યાદ રાખવુ જોઇએ કે, પોતાનાથી આગળ જન્મેલા સહુથી મોટા સગો ભાઇ તેપણ તેનીજ રીતે માનવાને લાયક છે. ઇશ્વરેચ્છાથી કોઇના વૃદ્ધ માતાપિતા પંચત્વને* પામ્યાં હોય, ત્યારે મોટો ભાઇ શિરછત્ર ગણી શકાયછે, અને તે વાજબી કેહેવાને પણ કાંઇ હરકત નથી. જુઓને દશરથ રાજા જીવતાં લક્ષ્મણે પોતાના જ્યેષ્ઠ બાઇ રામચન્દ્રજીને માટે કેટલુ કર્યું હતુ? રામચંદ્ર જીની, પુત્ર જેમ પિતાની સેવા કરે, સતી સ્ત્રી જેમ પોતાના પ્રાણનાથની સેવા કરે, મુમુક્ષુ શિષ્ય જેમ તારનાર ગુરૂની સેવા કરે,

---

* મૃત્યુને

તેમ ટાઢ તડકા સહન કરી, ભુખ તરશ વેઠીને કોઇથી નહીં થઈ શકે તેવી સેવા કરી હતી. રામચંદ્રજી થાકી ગયા હોય તો તેમના પગ ચાંપે તેમને પવન ઉડાડે, તેમને જમાડીને જમે અને તે પોહોડી જાય ત્યારે તેમની રાત્રદિવસ ચોકી કરે. વખતે કોઈ કામ બતાવે તો તે રામચંદ્રજીના મોંમાંથી અડધું વાક્ય નિકળે ત્યાંતો કર્યુંજ છે એમ સમજવું. તેમ રામચંદ્રજી પણ તેમને તેવિજ રીતે રાખતા હતા. જેવું પિતાનું પુત્ર ઉપર હેત હોય, તેવુંજ હેત લક્ષ્મણ ઉપર રાખતા. અને તેને પોતાની સેવા કરતાં કેટલું વેઠવું પડે છે, તે જોઇને ઘણીજ દયા આવી જતી. કોઈ વખત લક્ષ્મણને ઘણો પરીશ્રમ પડે છે, એમ જાણી કાંઈ ઓછી સેવા કરવાની આજ્ઞા કરે તો લક્ષ્મણને પોતાના કોઈ દોષથી આમ બન્યું એમ મનમાં આવતું. એ તે ખરેખરી ભાઇઓની પ્રીતિ ગણાય.

શું ભાઈભાગને માટે લડી મરવું, એક બિજાને ખેદ ઉપજાવે એવાં અણઘટતાં ભાષણો કરવાં, જેમ બને તેમ એક બિજાને નુકસાન પહોંચાડવું, અને કોઈ શત્રુ પણ ન કરી શકે તેવો એકબીજાને તિરસ્કાર કરવો, એ કોઇરીતે ધર્મનું આચરણ ગણી શકાય? જુઓને ભરતે, રામચંદ્રજી વનવાસ ગયા તે વખતે કેટલું કર્યું હતું? રામચંદ્રજી, એ પોતાના પ્રાણરૂપ છે એમ તે સમજતા હતા. પોતાની માતા કેકેયીએ દશરથ રાજાપાસે વરદાન માગી, મને રાજ્ય અપાવવા માટે રામચંદ્રજીને વનવાસ અપાવ્યો, એમ જ્યારે જાણ્યું ત્યારે તેને મૂર્છા આવી ગયા જેટલું માઠું લાગ્યું હતું. ખરા ધર્મને ન જાણનારો એવો કોણ હોય કે, રાજ્યનો લાભ થતો હોય તોપણ પોતાના આર્યભાઇને વનવાસ થતાં તે દાવાનળ સરખો જાણે? ભરતે રામચંદ્રજી જે વખત વનવાસ નિકળ્યા તે વખત તેની પાછળ જવાની તેવિજ રીતે તૈયારી કરી. અને તેમની સેવા કરવાનો નિશ્ચય કર્યો. રામચંદ્રજીએ પોતાને માટે ભરતને ઘણું થાય છે, એમ જાણી તેને શાંત કર્યા. અને પાછળ રાજ્યસંભાળનાર કોઇ નહિં તેથી તેને અયોધ્યામાં રહેવાને આજ્ઞા કરી. આ પ્રમાણે જ્યારે આજ્ઞા થઈ ત્યારે તે તેને માન્ય રાખવી પડી, પણ તેણે અયોધ્યામાં નહીં જતાં બ્રહ્મચર્ય ધારણ કરી "નંદિગ્રામ" માં રહી, રામચંદ્રજીની પાવડીઓની ચૌદ વર્ષ સુધી પુજા કર્યા

કરી. તથા ત્યાં રહીને સઘળા દેશની રક્ષા કર્યા કરી. જાનકીપરિણય નાટકમાં લખ્યું છે કે, જે વખત તપસ્વીનો વેષ લઇ રાવણના અગા રાક્ષસોએ ભરતનો નાશ કરવાને રામચંદ્રજી આદીના ખોટા ખબર આપ્યા તે વખત તે મૂર્છીત થઈ ગયા અને શુદ્ધિ આવ્યા પછી પોતાનો દેહ પોતે વિયોગના દુઃખથી અનુપયોગી જાણી અગ્નિમાં છોડી દેવાને તૈયાર થયા કે તરત આકાશ માર્ગથી, રાવણ વધ કરી સીતા અને લક્ષ્મણસહિત પધારતા રામચંદ્રજીએ મોકલેલા હનુમાને તેમને અટકાવી કુશળ ખબર કહ્યા. આ વખત એકદમ તેમનું અંતઃકરણ હર્ષના ઉભરાથી ભરાઇ આવ્યું અને જે દુઃખ થતું હતું તે માત્ર સ્વપ્ન સરખું થઇ ગયું રામચંદ્રજી પધારી ભરતને સાથે લઇ અયોધ્યા ગયા ત્યારેજ ભરતે અયોધ્યામા પગ દીધો. અને ત્યારેજ પોતાનો વનવાસ જતા વખત કરેલો વેષ દૂર કર્યો. અહાહા! કેવો એનો સ્નેહ અને કેવું એનું ધર્મનું જાણવાપણું! પાછળની પ્રજાને સારે માર્ગે ચલાવવા અને સુખી કરવાને મહાન પુરૂષો, કેમ વરતવું એ બતાવી ગયા છે. પણ તે સમજવું એજ મુશ્કેલીની વાત છે. જુઓને રાજાના કુંવરોપણ કેવા માયાળુ થતા! ખરૂં છે જ્યારે રાજા ખરા ધર્મ પ્રમાણે ન ચાલે ત્યારે પ્રજા કેમ ચાલે! કહ્યું છે કે "यथाराजातथाप्रजा" રાજા સારો હોય અને ધર્મથી ચાલતો હોય તો પ્રજા પણ તેમજ કરે. ધન્ય છે એવા આગળના ગુણવાન પુરૂષોને કે જેઓનાં ચરિત્ર આપણને એક વેદવાક્ય તરીકે ગણવાને યાદ આવે છે. અમારી એજ પ્રાર્થના છે કે, જે આર્યવંશજો આ ધર્મને અનુસરીને વર્તતા હોય તેમણે બીજાઓ તેવિ રીતે વર્તે તેવિ યોજના કર્યા કરવી. જુઓને પાંડવોની કીર્તિ પણ હજી ક્યાં આપણે ભુલિ ગયા છિએ! યુધિષ્ઠિર રાજાની સામે દુર્યોધન જુગાર રમી સર્વસ્વ લઇ ગયો. એટલુંજ નહીં પણ પાંચે પાંડવોને દ્રૌપદીસુધાં વનવાસ કરાવ્યો. શું આ વખત કોઇને કાંઈ નહી થયુ હોય! કે શું એવા નબળા હતા કે બીકણ થઈ બેસી રહ્યા હશે! ધૃતરાષ્ટ્રરાજા જ્યારે દાતણ માગતા ત્યારે એક મોટું ઝાડ ઉખેડી લઇ આવી ભીમસેન તેના મોં આગળ મુકતા, તેથી ધૃતરાષ્ટ્રને એમ થતું

કે આ મારા પુત્ર દુર્યોધનને રાજ્ય કરવા દેશે નહીં. જ્યારે ભિષ્મ પિતામહ બાણશય્યામાં સુતા ત્યારે અર્જુને પાતાળમાં બાણ મારી પાતાળગંગા કહાડી ભિષ્મપિતામહને પાણી પાયું હતું. એવી રીતે સઘળા મહા શૂરવીરો હતા. પણ યુધિષ્ઠિરની જેમ આજ્ઞા થાય તેમ વર્તવું તેમાં તેઓ ગમે તો સુખ થાય કે ગમે તો દુઃખ થાય તેની તેઓ દરકાર રાખતા નહીં. ધન્ય છે! એમની ધીરજને કે દુઃખના વખતમાં ધર્મનો અને તેની સાથે સંપનો પાસ તેણે મેલ્યો નહીં. "बहुरत्नावसुंधरा" એટલે ઘણાં રત્નો વાળી પૃથ્વિ ગણાય છે. તોપણ દુઃખની વખતમાં ધર્મને અને સંપને સાચવે એવા કોઇકજ નિકળે અને તેમાં પણ આવા રાજ્યકુમારો તો ભાગ્યેજ નિકળે. કારણ પ્રજાના કરતાં રાજાને ખટપટનાં વધારે કારણો હોય છે. આમ છતાં પાંડવો વિષે આપણે કેટલી પ્રશંસા સાંભળી છે! એ કાંઇ આશ્ચર્ય નહીં પણ તેમ છેક સેહેલી વાત પણ નથી. કારણ તેવું બનવાને ઘણીજ મુશ્કેલી પડે છે. યુધિષ્ઠિરરાજા વનવાસ રહ્યા ત્યાંપણ તેના ભાઇઓએ તેની સેવા કરી ને રાજ્ય ઉપર બેઠા ત્યાંપણ તેવીજ રીતે તેમની આજ્ઞા પાળી. યોગ્યજ છે કે તેવા પુરૂષોને તેમજ વર્તવું જોઇએ. જેમ ભીમસેન આદિ સઘળા તેમની આજ્ઞામાં રેહેતા; તેમ યુધિષ્ઠિર પણ તેઓને પોતાના પુત્રો સમાન લખતા અને તેઓને દુઃખે પોતે દુઃખી થતા. માટે હમેશાં યાદ રાખવું જોઇએ કે, મોટા ભાઇ એ પિતાની બરાબર માન આપવાને લાયક છે, તેમ નાના ભાઇઓને મોટા ભાઇએ પુત્ર સમાન રાખવા યોગ્ય છે. આમ થવું એજ ખરો ધર્મ ગણાય. મનુસ્મૃતિના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

आचार्यश्चपिताचैवमाताभ्राताचपूर्वजः
नार्तेनाप्यवमंतव्याब्राह्मणेनविशेषतः

આચાર્ય (ખરો ધર્મ બતાવી સારે માર્ગે ચલાવનાર) પિતા, માતા અને જ્યેષ્ઠભાઇ એ સઘળાં કદી કોઇ પીડાએલું માણસ હોય, તેણે પણ માનવાને યોગ્ય છે. વિશેષ કરીને બ્રાહ્મણે આ નિયમ પાળવાને ફરજ છે.

વિચારવું કે જ્યારે માંદા માણસે પણ માન આપવું ત્યારે સાજા માણસે ધર્મ પ્રમાણે, આચાર્ય, માતા, પિતા અને તેની સાથે જ્યેષ્ઠભ્રા-

તને પણ તેટલુંજ માન આપવું, તાબે રહેવું તથા પુજન કરવું; તે સ્વતઃ સિદ્ધ જણાઈ આવે છે. વળી એવું પણ લગતું વાક્ય છે કે,

आचार्योब्रह्मणोमूर्तिःपितामूर्तिःप्रजापतेः
माताप्रथिव्यामूर्तिस्तुभ्रातास्वोमूर्तिरात्मनः

આચાર્ય પરબ્રહ્મ પરમાત્માની મૂર્તિ છે, પિતા (હિરણ્યગર્ભ) પ્રજાપતિની મૂર્તિ છે, માતા (ધારણ કરે છે માટે) પૃથ્વીની મૂર્તિ છે, અને ભાઈ પણ ક્ષેત્રજ્ઞની મૂર્તિ છે, એટલે તે સઘળાં દેવતારૂપ છે તેથીજ પુજવા લાયક છે.

આ ઉપરથી આર્યભાઈ પણ માતાપિતાના બરાબર પુજવા લાયક છે એમ સિદ્ધ થઈ જાય છે.

મહાન ઋષિઓએ જે જે ધર્મો બાંધેલા છે, તે તે સઘળા આયુર્વેદને અનુસરતા અને મનુષ્યોને લાભકારક બાંધ્યા છે. વિચારો કે આર્યભાઈની સેવા કરવી એ જાતના ધર્મના પાળવાથી બીજું કેટલું સુખ થાય છે? પાધરો સંપનો સમુદય થાયછે એનો સમુદય થતાં શા શા લાભો લઈ શકાય છે, તે તો સહેજવારમાં જાણી શકાયછે. સંપનો સૂર્ય ઉગ્યો કે કલેશનું કાળું તિમીર તત્કાળ નાશી જાય છે. અને આનંદનું પ્રભાત પસરી જાય છે. એવી રીતે ધર્મને માર્ગે ચાલવાથી તેના અંતરમાં ઘણા લાભો રહેલા છે. કોઈપણ પુણ્યવાન પુત્ર પોતાના માતાપિતાની ઈશ્વરબુદ્ધિથી પુજા કરતો હોય તો તેનાં બાળકો પણ તેવીજ રીતિ શિખે છે. જેવા ધર્મમાં પૂર્વજો પરોવાયેલા હોય તેનું જોઈ તેઓની પ્રજા પણ તેવાજ ધર્મમાં પરોવાઈ જાય છે. આવી પરંપરાથી સદ્ધર્મ વધવાથી કેટલા ફાયદા થાય છે! અને વિના મહેનતે તે ધર્મ કેવા પસરી જાય છે? એ આપણા ધ્યાનમાં તરત આવી શકે છે. માટે સર્વ આર્યજનોએ જે સદ્ધર્મ છે તેને ઉત્તેજન આપી ઉછરતી પ્રજા સન્માર્ગમાં પ્રવૃત્ત થાય તેવી યોજના કરવી ઘટિત છે. આ પ્રમાણે સદ્ધર્મ વધારનારા ઘણા સદ્ગુણો ગ્રહણ કરવાના છે, અને અધર્મને વધારનારા ઘણા દુર્ગુણો ત્યાગ કરવાના છે.

# एक धर्मनो जुस्सो.

જ્યારથી આ દુનિયાનો આરંભ થયો ત્યારથી જગતના ઇતિહાસ તરફ નજર કરતાં જણાય છે કે, જેવો એક ધર્મનો જુસ્સો છે તેવો જુસ્સો બીજો કોઇપણ જોવામાં આવતો નથી. મદીરાથી મદોન્મત થએલા માણસનો જુસ્સો પણ એમી આગળ કશી બિસાતમાં નથી, ક્રોધી માણસનો ચહાય તેવો ક્રોધી જુસ્સો હોય તોપણ તે એ જુસ્સા આગળ કંઇ લેખામાં નથી, રણસંગ્રામમાં લઢતા શૂરવિરોનો જુસ્સો પણ એ જુસ્સાથી ચઢતી પંક્તિમાં આવી શકે તેમ નથી, માટે એ જુસ્સાથી માણસો કેવાં કેવાં મહાભારત કામ કરે છે? તેના તારવીને થોડા નમુના કાઢ્યા હોય તો તે નિરૂપયોગી નહીં ગણાય તેવું ધારી તેને આ ઠેકાણે દાખલ કરૂં છું, અને આશા છે કે તે ઉપર વાંચનાર સજ્જનો પુરતું ધ્યાન આપશે.

એશિયાખંડના તુર્કસ્તાનમાં જેરૂસલેમ શેહેર આવેલું છે કે જ્યાં ઇશુખ્રીસ્તની કબર છે, તેથી ખ્રીસ્તિ લોકો તેની યાત્રા કરવા હમેશાં જતા હતા. એક વખત તેની યાત્રા માટે કોઇ પીટર નામે સાધુ ગયો જેના ઉપર મુસલમાનોએ બહુ જુલમ ગુજાર્યો. બીજા ખ્રીસ્તિઓ જેમ મુસલમાનોનો જુલમ સહન કરતા હતા, તેમ પોતાના ધર્મમાં આગ્રહી પીટરે સહન ન કરતાં નિશ્ચય કર્યો કે, જેરૂસલેમ શેહેર મુસલમાનોના કબજામાંથી છોડાવી, ખ્રીસ્તિઓને તે સોપાવવું. એવું ધારી એજ કારણમાટે રોમ શેહેરમાં આવ્યો. એ વખત ત્યાંની ગાદી ઉપર માર્ટિન નામે પોપ હતો. તેની આગળ પોતાના ઉપર વિતેલાં દુઃખની વાત કહી સંભળાવી, જેથી પોપના મનમાં પણ એવોજ વિચાર આવ્યો કે આપણો કાબુ વધારવાને આ અછી તક હાથથી જવા ન દેવી. એવું ધારી તેણે અને પીટર સાધુએ યુરોપખંડના તમામ દેશોના લોકોને, તાલુકદારોને, અને રાજાઓને ઉસ્કેર્યા; જેથી રાજા, તાલુકદારો, અમીર ઉમરાવો, દુકાનદારો, ખેડુતો અને સાધારણ લોકો પણ એ લઢાઇ કરવાને સામેલ થયા, અને એ બધાંની સંખ્યા દશ લાખની થઇ, જેમાંના ત્રણ લાખ માણસ પીટર અને વાલ્ટર નામના પુરૂષની નિચે રાખવામાં આવ્યાં હતાં. અને

તેઓ હંગેરી દેશને માર્ગે કાન્સ્ટાન્ટિનોપલ ગયા. આ લોકો જે જે સ્થળમાં ગયા ત્યાં ત્યાં તેમણે જુલમ કરવામાં કાંઈપણ કસર રાખી નહીં. જેથી ત્યાંના લોકોએ પણ તેનાપર કાળો કેર વર્તાવી દીધો, આમાથી જેઓ બચ્યા, તેજ માત્ર જેરૂસલેમ શેહેરસુધી પોચ્યા; એ પ્રમાણે લશ્કરના એક ભાગની અવસ્થા થઈ. બીજા ભાગમા સાત લાખ માણસની સેના હતી. અને તેનો મુખ્ય સેનાપતિ ફ્રાન્સના રાજાનો ભાઈ હતો. તેની અવસ્થા પણ ઉપર પ્રમાણેજ બની. છેવટ જેરૂસલેમ શેહેરસુધી દસલાખ માણસોમાંથી ફક્ત વીશહજાર પ્યાદલ અને પંદરસો સ્વાર આવી પોહોચ્યા. એ શેહેરનાં માણસોઉપર એ લોકોએ માણસો નેહીં સહન કરી શકે તેવા અત્યંત જુલમ કર્યો શરણે આવેલા પુરૂષોને, અનાથ સ્ત્રીઓને, અને નિરપરાધી બાળકોને પણ તેમણે નિર્દયપણે મારી નાખ્યાં એ કેવા જુલમ ? અને એવો જુલમ કર્યા છતાં પણ આખર એ જીતેલું શેહેર મુસલમાનોના કબજામાં ગયું. જે હજુ સુધી તેના કબજામા આપણે જોઈએ છીએ, તો પણ આ ઉપરથી એટલુ તો સિદ્ધ થાયછે કે, એક ધર્મનો જુસ્સો કેવો જોરાવર, ઝનુની, અને પોતાના ધારેલા કામમાં ચુસ્ત છે તેનો દાખલો આ ક્રુસેડની લડાઈ આપણને બતાવી આપે છે; જો આ લડાઈમાં એ પ્રજાએ (ખ્રીસ્તિ પ્રજાએ) પોતાનું જંગલીપણુ ન વાપર્યું હોત તો તેનાં આપણે જેટલાં વખાણ કરીએ તેટલાં થોડા હતાં પણ તેમણે તેમ ન કરતાં જેમ હિંદુસ્તાનના મુસલમાનોએ હિંદુઓપર જુલમનો વરસાદ વરસાવ્યો, તેમજ તે વખતના ખ્રીસ્તિઓએ મુસલમાનમાટે કસર રાખી ન હતી.

સુધરેલા જમાનામાં પણ રશિયાના પાદશાહ જ્યારે તુર્કસ્તાનના બાદશાહને જીત્યો તેમાં પણ મુખ્ય એક ધર્મનો જુસ્સો હોય એવું જણાય છે. કારણ તુર્કસ્તાનમાં વસતા ખ્રીસ્તિઓ ઉપર ત્યાંના પાદશાહે બહુ જુલમ કરવા માંડ્યો, જેથી ખ્રીસ્તિ પ્રજાએ પોતાનો પોકાર રૂશિયાના બાદશાહને જણાવ્યો તેથી તેના મનમાં દયા આવી અને તેણે તે પ્રજાને મદદ કરી, ત્યાના બાદશાહને ઠેકાણે લાવવા દુરસ્ત ધાર્યું. યદ્યપિ આ લડાઈમાં રાજકીય કારણો ઘણાં છે કે જે ઇતિહાસથી અને વર્તમાન પત્રોથી જણાય છે તથાપિ એટલું તો સિદ્ધ થાય છે કે જ્યારે પોતાની પ્રજાને

તથા બીજી યુરોપખંડમાં નિવાસ કરતી પ્રજાને એવું જાહેર કર્યું કે, આ હું ફક્ત ખ્રીસ્તિ પ્રજાને દુઃખમાંથી મુક્ત કરવાને માટે આવું કરૂંછું; તેમજ બીજી બાજુ તરફ તુર્કસ્તાનના એકધર્મિ મુસલમાનો પણ મહમદ પેગંબરના ઝુંડા હેઠલ કેવી બહાદૂરીથી લડ્યા એ વાંચનારથી ભાગ્યેજ અજાણ્યું હશે; માટે એ વિષે વધારે વિવેચન ન કરતાં જે દેશમાં જુદા જુદા ઘણા ધર્મ ચાલે છે તે દેશ માટે બે બોલ બોલવાને ધારૂંછું:

આપણા હિદુસ્તાન દેશમાં જુદા જુદા ધર્મ હોવાના કારણથી એક તો સુધારો ઝટ દાખલ થઇ શકતો નથી, બીજું જુદા જુદા ધર્મવાળા એક બીજાને હાડવેરી ગણે છે. અને તે પ્રમાણે વર્ત્તે છે, ત્રીજું દેશાટન કરવામાં એ એક વિપત્તિરૂપ થઇ પડે છે, ચોથું સંબંધિ સંબંધિઓને પણ વખતે જુદા ધર્મ હોવાથી શત્રુવટ થઈ જાય છે, પાંચમું જગતકર્ત્તા ઇશ્વરમાટે માંહોમાંહે વાદવિવાદ કરી પરસ્પર લઢી મરેછે, છઠું કેટલાક ધર્મમાં અતિશે અનીતિ ચાલે છે કે જેને લખવાને માટે આ કલમને પણ શરમ આવે છે. હવે વિચાર કરો કે જુદા જુદા ધર્મ હોવાથી દેશને અને આપણને શું ફાયદો થવાનો છે? કંઇજ નહીં. બલકે ઘણુંજ નુકસાન થવાનું છે. આ વખત આપણે જે આવી નબળી સ્થિતિ ભોગવીએ છીએ તેનું મુખ્ય કારણ જુદા જુદા ધર્મ છે, એમ હું માનુંછું; અને તે પ્રમાણે જો વિદ્વાનોના ધ્યાનમાં આવતું હોય તો બેહતર છે કે જેમ બને તેમ જલદી આ આર્યાવર્ત્તમાં અનાદિ કાળથી ચાલ્યો આવતો વેદધર્મ, સર્વેએ પાળવો જોઇએ; અને હાલ જેઓ પોતાના જુદા જુદા વાડા કરીને બેઠા છે, તે બધાએ તેમાં ભળી જવું જોઇએ. કદાપિ જો તેઓ તેમ નહીં કરે અને હાલ જેમ ચાલ્યુ જાયછે તેમ ચાલ્યા કરશે તો કોઇ દિવસે પણ તેઓ આ દેશને મહાદુર્દશામાં નાંખશે અને પોતાના જાતભાઇઓના દુશ્મન બની કપાળમાં એવી કાળીટીલી પ્રાપ્ત કરશે કે જે યુગના યુગ વહી જાય તોપણ તે સાબુથી અથવા બીજી કશી ચીજથી ધોવાશે નહીં. હાલ તો આપણા ઉપર મહારાણી શાણી સરકાર રાજ્ય કરે છે કે જેના એક છત્ર નિચે તમામ પ્રજા સુખથી અમન ચમન કરે છે અને ધર્મને પણ કોઇ જાતની હરકત નથી.. પણ કદાપિ કોઈ કાળે કોઇ દેશઉપર કોઇ પણ અડચણ

આવે છે તો તે દેશના લોકો એક ધર્મમાં હોવાથી દેશનો બચાવ થઇ શકેછે. જ્યાં સુધી આ આપણો આખો દેશ એક ધર્મમાં નથી આવ્યો ત્યાં સુધી ઉદયની આશા રાખવી ફોકટ છે. એક ધર્મ વડેજ દેશ સદાકાળ મહાન પ્રૌઢ સ્થિતિ ભોગવે છે. જેમ મજબુત પાયા વગર મોટિ ઇમારત ઘણાં વર્ષ નભિ શકતી નથી, તેમજ એક ધર્મ થયા વગર ઉદ્યોગ, વેપાર, દેશાભિમાન, કળાકૌશલ્ય, સાહસ એ આદિ સાધનોથી દેશને સાહાય તે- ટલી સારી સ્થિતિએ લઇ જશે તોપણ તે ઘણાં વર્ષ એ હાલતમાં ન કાઢતાં નબળા પાયાની ઇમારતનીપેઠે થોડા દિવસમાં આખરી થઇ પડી જશે. છેવટ જગન્નિયંતા જગદીશ્વર પાસે મારી એટલી પ્રાર્થના છે કે, આ આ- ર્યાવર્ત્તની તમામ પ્રજાઉપર સદાકાળ રાણી સરકારનું રાજ્ય રાખજો અને તે પ્રજાને (હિંદુસ્તાનની પ્રજાને) એટલીજ વિનંતી કરૂંછું કે તમો નેકનામદાર સરકાર સાથે ખરી વફાદારીથી વર્તજો, જેથી કોઇ દિવસે તમે સ્વપ્નમાં પણ નહીં ધારેલા હોય એવા મહાન લાભ તમને પ્રાપ્ત થશે (તથાસ્તુ.)

જં. વિ. લી.

---

## સત્સંગથી થતું સદ્ધર્મનું સંરક્ષણ.

---

સારા અથવા ભુંડા માણસોના સંગથી જેમ માણસ સદ્ગુણી થાય છે, અને તે પછી મોટા માનને પામે છે, તેમ સદ્ધર્મનુ સંરક્ષણ થવાને તથા સ્વધર્મને જાણવાને સત્પુરૂષોના સત્સંગની દરેક માણસને જરૂર છે. તે એ કે સત્પુરૂષોના સત્સંગે કરીને માણસમાં વિવેક અને સદાચારપણું આવે છે. નિતીનો ભંગ થતો નથી અને તેથી નિરંતર ધર્મઉપર આસ્થા ટકી રહે છે. આપણામાં કેહેવત છે કે, "સોબત તેવી અસર" માટે સારી સોબતથી માણસને સારી અસર, અને નઠારી સોબતે નઠારી અસર થાય એ નિ:સંશય અને માનવા જોગ બીના છે. ખરાબ સોબતથી મા- ણસનામાં ખરાબ ગુણો પ્રવેશ કરેછે, અને પછી તેને લીધે મનુષ્ય પોતા- નો ધર્મ શું છે તે નહીં સમજતાં કુછંદના માર્ગે ચડી નિંદીત જરૂરનાં કામો

કરવા શિખે છે, એવા ઘણા જનોના સમુદાય વધી પડીને દેશમાં દુર્ગુણોને ફેલાવાનો રસ્તો મળી, સદ્ધર્મને નુકશાન પોચે છે. અનાચાર અને અધર્મનો ફેલાવો થાય છે. પવિત્રતાના અને પુણ્યના માર્ગને હાનિ થઇ તેનાં દ્વાર બંધ કરે છે. સત્યનો લોપ થાય છે અને અસત્યનું આચ્છાદન પ્રજાના મુખપર ઢંકાય છે. લોકો દગા ફટકા કરવા શિખે છે, તેમને સારૂં કર્મ સુઝતું નથી. તેને લીધે જુઠી સાક્ષીઓ પુરવી, જુઠું બોલવું, જુઠા દસ્તાવેજો ઉભા કરવા, નિરપરાધિ જનોને દંડાવવા, પારકા પૈસા હરણ કરવા વિગેરે એવી તરેહના અનેક ધિઃક્કારવા લાયક ધંદા પકડે છે; અને પછી મહાઅઘોર કર્મ કરવામાં કશું બાકી રાખતા નથી. હાલનો સમય કલિયુગ છે અને લોકો તેમાં ઘેરાએલા છે. આપણા ઘરડાઓ ભવિષ્ય ભાંકી ગયા છે કે, "કલિયુગમાં લોકોની દાનત બગડશે, પ્રજા ક્રિયા ભ્રષ્ટ થઇ નાસ્તિક થશે, દુરાચાર વધશે ઇત્યાદિ, ઇત્યાદિ, નષ્ટપણાંનો પ્રસાર થતાં જગતમાં ઠેકાણે ઠેકાણે અધર્મ અને અન્યાય પ્રવર્ત્તશે." આ કહ્રા દુશ્મનની તેમણે પ્રથમથીજ આપણને ધાસ્તિ આપેલી છે; અને તેનીજ સત્તા હાલ ચાલે છે, તેથી સર્વ મનુષ્યને તેની જાળમાં નહીં ફસાવાને સમયસૂચક રેહેવાની ઘણી અગત્ય છે, કેમકે તેનું પ્રબળ અધિક છે, અને તેની ગતી એવી ત્વરાવાળી છે કે, મનુષ્યના મનને તેની અસર તત્કાળ થાય છે. સત્યયુગનું લક્ષણ આવું ન હોતું. એ વખતની પ્રજા તો સારા આચરણવાળી, સત્યવાદી અને ધર્મનિષ્ઠ હતી. પણ હાલના કાળમાં જે એવો ભાગ ઘણો નહિ ને થોડો દેખીએ છીએ તેનું કારણ કલિયુગના મહાત્મ્ય શિવાય કંઇજ નથી. આ દુષ્ટ કલિયુગે પોતાનું પરાક્રમ ભારે ચલાવા માંડ્યું છે અને પોતાની સર્વ શક્તિ જગતમાં અજબ રીતે વાપરવા માંડી છે. તેથી તેણે પ્રપંચી જાળમાં લોકોને મોહ પમાડીને એક ભારે નાટારંગ મચાવવા માંડ્યો છે. ઘણાઓ તેના મોહિત છંદોનો ભેદ નહીં જાણતાં વિશ્વાસે માર્યા જાય છે. અને પોતાના કર્મે કરી ઇશ્વરના પ્રતિબંધનમાં આવે છે. આવા પ્રસંગમાં ધર્મનું રક્ષણ થવાને સત્પુરૂષોનું પાસુ હોય તોજ એનું પરિબળ ચાલી શકે નહીં અને કમતી થાય; કારણકે સત્પુરૂષોને દેખીને તેને મોટો ત્રાસ બેસે છે. સત્પુરૂષોના સદ્દગુણરૂપી પ્રહારથી તેને ભાગી જવું

જાય તેમ આ અસ્થિપિંજરને મુકીને ચાલતો થશે. ગમે તો કોઈ મોટા મેહેલમાં રેહેનાર અને શય્યાસન ભોગવનાર હો, અથવા ગમે તો એક ઝુંપડીમાં વસિ દહાડા નિરગમન કરનાર ગરીબ હો, પણ ગરીબ અને છત્રપતિ સહુની એવે પ્રસંગે એકજ અવસ્થા છે અને બન્નેનો માર્ગ એકજ છે. અન્ય નથી. એક મજબુત અને કીડી સંચરે નહીં એવા આસ પાસ ચોકિના લોઢાવાળા જરૂખામાં અને હજારો મનુષ્યની સભાજમાં આ જીવ હશે તોપણ જ્યારે તેનો કાળ આવી પોંચશે ત્યારે જેમ કોઈ અદ્દશ્ય સ્વરૂપે ગ્રાસ કરી જાય તેમ હાલત થઈ જશે. ક્યાં ગયો અને કોણ લેઇ ગયુ કે શું થયું તેનો કોઇને મુદ્દલ ખબર પડશે નહીં એવી આ સંસારની રચનાની સ્થિતિ અને ઈશ્વરની કૃતિ છે. સારા નરતાં કૃત્યનું ફળ પ્રાણિમાત્રને મળે છે. વાસ્તે એક ભગવતસ્મરણ શિવાય બીજી તમામ સુખવતા મિથ્યા છે. માટે તેનાજ ઉપર મમતા રાખી તમે તેની ભક્તિ કરો. જેથી તે તમને સાહ્ય થાય અને કહેલી રીત પ્રમાણે થશે ત્યારેજ ઈશ્વરની પ્રીતિ તમારાપર થશે.

॥ उपजातिवृत्तम् ॥

आ देह जे धारणछे करेलो, रुधिरने मासथि ते भरेलो;  
ते नाश थाता नहि वार लागे, भावे भजो तो प्रभु पीड भागे. १

म. म.

---

## फागण मासना आर्यधर्मप्रकाशमां छपाएला सवालना जवाब.*

---

"નંબર ૧ લો."

૧. ચંદ્ર પોતે સ્વપ્રકાશિત નથી તેથી તથા તેની પ્રકાશિત બાજુ હમેશાં સૂરજની સામેજ રહે છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ૨૭ાા દિવસમાં ફરી રહે છે. તેથીકરી શુદના પખવાડીઆમાં દરરોજ બે બે

* જગાની તંગાશને લીધે બાકીના આવેલા સવાલપર જવાબો એક પછિ એક આવ્યા પ્રમાણે અનુક્રમે નંબર સુધી આવતામાં છાપીશું.

થી, એવા એકમાર્ગીય વિચાર વડે. ઇશ્વરઉપર એટલી બધી આસ્તા બંધાય છે કે "લોહચુંબક" માં જેવા ગુણ હોય છે, તેવો તેનામાં આવે છે. ઇશ્વરે પ્રત્યે તેનો ભાવ સજ્જડ થાય છે. અહોનિશ તેના નામનું રટણ થયા કરે છે. ક્ષણવાર પણ તેનું આરાધન નહીં મુકતાં તેજ કામમાં ગુંથાય છે. આ પ્રકારની મનેચ્છાના યોગે પાપથી મુક્ત થઇ નિર્વિકારપણું પામતાં છેવટે સદાચારનો ખજાનો તાબે કરીને, સદાચરણી થઇ સદ્ધર્મથી દૂર ન જતાં, તેનું સંરક્ષણ સ્નેહપૂર્વક કરે છે. એટલુંજ નહીં પણ એજ પોતાનો ખરો ધર્મ, એજ પોતાની ખરી નીતિ, અને એજ પોતાની ખરી ભક્તિ, એમ માને છે. માટે અહો! આર્યબાંધવો તમારાં કર્ત્તવ્ય કર્મોના દ્વારને ખોળવા અને તેની ખરી ખુબીઓને સમજી તેના પારને પામવા આગ્રહી થઈ, સત્સંગ કરવો જોઇએ. અને સત્પુરૂષોના મુખવચનોથી વેદપ્રણિત વાક્યો સાંભળવાં, એથીજ રૂડું માન મળીને તમારૂ કલ્યાણ થશે. આ ધારણ કરેલો દેહ ક્ષણભંગુર છે. તેનો કંઇજ ભરોંસો નથી, અવધી આવશે એટલે તેનો નાશ થતાં વિલંબ થવાનો નથી. અને સંસારના સર્વ વૈભવ તજીને વિજળીના વેગની માફક અલ્પ વખતમાં આ આત્મા ચાલ્યો જશે. જ્યાં સુધી તેનું નિર્માણ છે ત્યાં સુધીજ તે ટકી રેહેશે. નિર્માણ પુરૂં થયું કે તમે ચાહાય તેટલાં વલખાં કરશો તોપણ તે ક્ષણવાર લગાડશે નહીં. સગાં સહોદર અને સંચિતથી મળેલાં સમગ્ર સાધનો એ બધાં સ્વપ્નવત છે.. અંત્યાવસ્થામાં ઇશ્વર વિના પ્રાણીને કોઇ સાહ્યભૂત નથી. મર્ણાવસરે એજ બેલી છે અને એજ દુઃખમાંથી ઊગારનાર તથા ભવસાગરમાંથી તારનાર ધણી છે. એની કૃપાવડે સઘળું મળેલું છે તેનીજ ઇચ્છાએ કરીનેજ ખોવાનું છે. રાત દહાડો એની ઘટમાળનું ચક્ર પ્રાણીમાત્રને માથે ફરયા કરે છે. જે ઘટિ જાય છે તે આયુષ્યમાંથી ઓછિ થાયછે. કરવાનું ઘણું છે અને વખત અલ્પ છે એટલામાં હજારો વિઘ્નો આવી નડશે. મનની ઉમંગ અને વાંચ્છનાઓ જ્યાંને ત્યાંજ રહી જશે. જરાવસ્થાથી જીર્ણ થએલા દેહમાંથી શક્તિ ઘટિ જીવ આકુળ વ્યાકુળ થશે. શરીરના સઘળા દેવતાઓ શાંત પડવા લાગશે, અને ગળગળિત થતોસતે પોતાની મૂર્ખાઇનો પશ્ચાતાપ કરતાં માળામાંથી જેમ પક્ષી એકદમ ઉડી

જાય તેમ આ અસ્થિપિંજરને મુકીને ચાલતો થશે. ગમે તો કોઈ મોટા મેહેલમાં રેહેનાર અને રાજ્યાસન ભોગવનાર હો, અથવા ગમે તો એક ઝુંપડીમાં વસિ દહાડા નિરગમન કરનાર ગરીબ હો, પણ ગરીબ અને છત્રપતિ સહુની એવે પ્રસંગે એકજ અવસ્થા છે અને બંનેનો માર્ગ એકજ છે. અન્ય નથી. એક મજબુત અને કીડી સંચરે નહીં એવા આસ પાસ આવેલા લોઢાવાળા જરૂખામાં અને હજારો મનુષ્યની સંભાળમાં આ જીવ હશે તોપણ જ્યારે તેનો કાળ આવી પોચશે ત્યારે જેમ કોઈ અદૃશ્ય સ્વરૂપે ગ્રાસ કરી જાય તેમ હાલત થઈ જશે. ક્યાં ગયો અને કોણ લેઈ ગયુ કે શુ થયું તેની કોઈને મુદલ ખબર પડશે નહીં એવી આ સંસારની રચનાની સ્થિતિ અને ઈશ્વરની કૃતિ છે. સારા નરસાં કૃત્યનું ફળ પ્રાણિમાત્રને મળે છે. વાસ્તે એક ભગવતસ્મરણ શિવાય બીજી તમામ લુબ્ધતા મિથ્યા છે. માટે તેનાજ ઉપર મમતા રાખી તમે તેની ભક્તિ કરો. જેથી તે તમને સહાય થાય અને કહેલી રીત પ્રમાણે થશે ત્યારેજ ઈશ્વરની પ્રીતિ તમારાપર થશે.

॥ उपजातिवृत्तम् ॥

आ देह जे धारणठे करेलो, रुधिरने मांसथि ते भरेलो;
ते नाश थाता नहि वार लागे, भावे भजो तो प्रभु पीड भागे. २

म. म.

---

## फागण मासना आर्यधर्मप्रकाशमां छपाएला सवालना जवाब.*

---

"નંબર ૧ લો."

૧. ચંદ્ર પોતે સ્વપ્રકાશિત નથી તેથી તથા તેની પ્રકાશિત બાજુ હમેશા સુરજની સામેજ રેહે છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ૨૯॥ દિવસમાં ફરી રહે છે. તેથીકરી શુદના પખવાડીઆમાં દરરોજ બે બે

* જગાની તંગાશને લીધે બાકીના આવેલા જવાબપર જવાબો એક પછિ એક આવ્યા પ્રમાણે અનુક્રમે નંબર મુકી આવતામાં છાપીશુ.

ઘડી વધારે વધારે પ્રકાશ આપતો જાય છે અને વદના પખવાડીઆમાં દર રોજ બબે ઘડી ઓછો પ્રકાશ આપતો જાય છે. આમ થાય છે તેને લોકો ચંદ્રની કળા એવા નામથી બોલે છે.

અમાંસને દહાડે સૂરજ અને પૃથ્વી વચ્ચે ચંદ્ર હોય છે. એટલે સૂરજનું જે તેજ તેનાઉપર પડે છે તે સઘળું સૂરજ સામુંજ રહે છે. એટલે પૃથ્વીપરના રહેવાશીઓને બિલકુલ દેખાતું નથી. બીજને દિવસે તે સૂરજ અને પૃથ્વીની વચ્ચેથી જરા આઘો ખસે છે. એટલે જે સૂરજનું તેજ તેના અરધા ભાગ ઉપર હમેશાં પડે છે. તેમાંનો થોડોક તાંતણા જેવો પ્રકાશ આપણને જણાય છે. એ પ્રમાણે ખસતાં ખસતાં સાતમ આઠમે પ્રકાશિત ભાગમાંનો અરધો પૃથ્વીપરના રહેવાશીઓને દેખાય છે. અને બારસ તેરશે એથી પણ વધારે આઘો ચંદ્ર ખસે છે. એટલે પ્રકાશિત ભાગમાંનો પોણો ભાગ પૃથ્વીપરના રહેવાશીઓની નજરે આવે છે, અને સૂરજથી આઘામાં આઘો એટલે વચમાં પૃથ્વીની એક તરફ સૂરજ અને એક તરફ ચંદ્ર આવી જાય છે. ત્યારે સૂરજનું તેજ જે ચંદ્રના અરધા ભાગપર હમેશાં પડે છે તે સઘળું પૃથ્વીપરના રહેવાશીઓની સામે આવે છે. એટલે તે દહાડાને પુનેમ કહે છે. તે દિવસ સૂરજ અને ચંદ્ર વચ્ચે ઘણામાં ઘણું અંતર હોય છે. જેમ શુદના પખવાડીયામાં પ્રકાશિતભાગ ચંદ્રના છેટા ખસવાને લીધે દિવસે દિવસે વધતો જતો હતો તેજ પ્રમાણે વદના પખવાડીયામાં ચંદ્ર સૂરજની તરફ જતો જાય છે, એટલે પ્રકાશિતભાગ સૂરજ તરફ અને કાળો ભાગ પૃથ્વી તરફ આવતો જાય છે, પછી તેથી દિવસે દિવસે તેની કળા ઓછી થતી જાય છે.

૨. સૂરજ ઉત્તરાયણના અને દક્ષિણાયણના થાય છે તે કંઈ સૂરજની ગતિને લીધે નહીં પણ પૃથ્વીની ગતીને લીધે થાય છે તેથી પૃથ્વીના ફરવાથી ચંદ્ર અને સૂરજ વચ્ચે હમેશા જે અમુક અંતર હોય છે. તેટલુંજ રહે છે. પણ તેમ થવાથી કંઈ વધારે ઓછું થતું નથી. પૃથ્વીનું ઉત્તર પાસુ સૂરજ તરફ જાય એટલે તેની ગતિને લીધે સૂરજનું તેજ ચંદ્રપર પડવા કોઈ જાતનો પ્રતિબંધ પડતો નથી. માટે ઉત્તરાયણના સૂરજ હોય તોપણ ચંદ્ર દક્ષિણના લોકોને પ્રકાશ આપે છે.

મહેશ્વર નરોત્તમ,
પ્રાં. કા. મેહેતાજી.

कारस्य प्रत्ययस्वरेणोदात्तत्वं । ऋग्मियं । ऋचो मि मीत इत्यृग्मीः । तमृग्मियं । माङ् माने शब्दे च । क्विप्चेति क्विप् । घुमास्थेत्यादिना । पा० ६।४।६६ । ईत्वं । चकारस्य चोः कुः । झलां जशोऽन्ते पा० ८।२।३९। इति जश्त्वं । गकारः । द्वितीयैकवचनेऽचि श्नुधात्वित्यादिना । पा० ६।४।७७ इयङादेशः । एरनेकाच इति यणादेशः । पा० ६।४।८२। सर्वे विधयश्छंदसि विकल्प्यंत इति न भवति । कृदुत्तरपदप्रकृतिस्वरेणेकार उदात्तः । होम । आह्वयामः । ह्वेञ् स्पर्द्धायां शब्दे च । लट् । तस्यास्मदो बहुत्वेऽपि व्यत्ययेन मिप् । इकारस्य व्यत्ययेनाकारः । शपो बहुलं छंदसीति शपो लुक् । बहुलं छंदसीति ह्वः संप्रसारणं परपूर्वत्वं गुणः । धातोरित्योकार उदात्तः । मिपः पित्स्वरेणानुदात्तत्वं । गंतारं । गम्लृ सृप्लृ गतौ । ताच्छील्ये तृन् । नित्वादाद्युदात्तः । ऊतये । ऊतीत्यादिना क्तिन्नुदात्तो निपातितः ॥ १ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

वाणीवते स्तुति करता एवा अमो, धनना पाळनार, ऋचाओनो माप करनार अने गमनशीळ एवा इंद्रने धननी रक्षाने वास्ते बोलाविए छिए. ॥ १ ॥

## भाष्यनो भावार्थ.

वाणीवते स्तुति करता एवा अमो, धनने पाळनार ऋचाओनो माप करनार अने यज्ञनी जगामां जवाना स्वभाववाळा इंद्रने धननी रक्षाने वास्ते बोलाविए छिए.॥ १ ॥



॥ दशमीमृचमाह ॥

**सुतेसुते न्योकसे बृहद्बृहत एदरिः । इंद्राय शूषमर्चति ॥ १० ॥**

पदपाठः

**सुतेऽसुते । निऽओकसे । बृहत् । बृहते । आ । इत् । अरिः । इंद्राय । शूषं । अर्चति ॥ १० ॥**

## माधवभाष्यं.

आकार इच्छब्दश्च पादपूरणौ । यद्वा व्याप्तिवचन आकारः । आ ईषदर्थेऽभिव्याप्तावित्यभिधानात् । इच्छब्दोऽपिशब्दार्थः । इयर्ति गच्छत्यनुष्ठेयं कर्म प्राप्नोतीत्यरिर्यजमानः । एदरिः सर्वोऽपि यजमान इंद्राय सुते । इंद्रार्थमभिषुते तत्तत्सोमे शूषं बलमर्चति । स्तौति ।

इंद्रस्य पराक्रमं प्रशंसतीत्यर्थः। कीदृशं शूषं। बृहत्। प्रौढं। कीदृशायेंद्राय। न्योकसे। नियतस्थानाय। बृहते। प्रौढाय॥ सुते सुते। षुञ् अभिषवे। क्तप्रत्ययः प्रत्ययस्वरेणोदात्तः। नित्यवीप्सयोरिति वीप्सायां द्विर्भावः। तस्य परमाम्रेडितमिति द्वितीयस्याम्रेडितत्वेनानुदात्तंच। पा० ८।१।३। इत्यनुदात्तत्वं। न्योकसे। नियतमोको यस्य तस्मै। निशब्दो निपाता आद्युदात्ता इत्युदात्तः। तस्य यणादेश उदात्तस्वरितयोर्यणः स्वरितोऽनुदात्तस्य। पा०।८।२।४। इत्योकारः स्वरितः। बृहते। बृहन्महतोरुपसंख्यानं। पा० ६।१।१७३।१। इत्यजादिविभक्तेरुदात्तत्वं। अरिः। ऋ गतौ। अच इः। उ०४।१४०। इतीकारप्रत्ययः। गुणो रपरत्वं। प्रत्ययस्वरेणेकार उदात्तः। इंद्राय। ऋज्रेन्द्रेत्यादिना रन्प्रत्यय इकार उदात्तः। शूषं। अष्टाविंशतिसंख्याकेषु बलनामसु शूषं सह इति पठितं। प्रातिपदिकस्वरः। अर्चति। निघातस्वरः॥ १०॥

(गुजरातीभा.)

## मंत्रनो भावार्थ.

सर्वपण यजमानो जेनुं स्थान नक्की छे एवा अने

प्रौढ इंद्रने वास्ते अभिषव करेला सोममां प्रौढ वलने वखाणे छे ॥ १० ॥

## भाष्यनो भावार्थ.

सर्वपण यजमानो जेनुं स्थान नकी छे एवा अने प्रौढ इंद्रने वास्ते अभिषव करेला सोममां प्रौढ वलने एटले इंद्रना पराक्रमने वखाणे छे.

आ मंत्रमां आकार अने इच्छ शब्द ए बे पाद पूरणने वास्ते छे. अथवा आकार व्याप्तिने केहेनारो छे. ॥ १० ॥

॥ इति प्रथमस्य प्रथमेऽष्टादशो वर्गः ॥



अ० १. अ० १. व० १९. म० १. अ० ३. सू० १०.

गायंतीति सूक्तस्य मंत्रसंख्या छंदोविशेषश्चैवमनु क्रम्यते । गायंति द्वादशानुष्टुभं त्विति । तु हि ह वा इत्यादिपरिभाषायां तुशब्दस्य सूक्तद्वये परिभाषितत्वादस्य सूक्तस्य वक्ष्यमाणस्य चानुष्टुभत्वं द्रष्टव्यं । ऋषिदेवते पूर्ववत् ॥ अभिप्लवषडहस्योक्थ्ये तृतीयसवनेऽछावाकस्य गायंतीति स्तोत्रियस्तृचः । एह्यूष्विति खंडे गायंति त्वा गायत्रिण आ त्वा गिरो रथीरिव । आ० ।७।८। इति सूत्रितं ।

॥ अस्मिंस्तृचे प्रथमामृचमाह ॥

गायंति त्वा गायत्रिणोऽर्चंत्यर्कमर्किणः । ब्रह्माणस्त्वा शतक्रत उद्वंशमिव येमिरे ॥ १ ॥

पदपाठः

गायंति । त्वा । गायत्रिणः । अर्चंति । अर्कं । अर्किणः । ब्रह्माणः । त्वा । शतक्रतो । इति शतऽक्रतो । उत् । वंशंऽइव । येमिरे ॥ १ ॥

## माधवभाष्यं.

हे शतक्रतो बहुकर्मन्बहुप्रज्ञ वेंद्र त्वां गायत्रिण उद्गातारो गायंति । स्तुवंति । अर्किणोऽर्चनहेतुमंत्रयुक्ता होतारोऽर्कमर्चनीयमिंद्रमर्चंति । शस्त्रगतैर्मंत्रैः प्रशंसंति । ब्रह्माणो ब्रह्मप्रभृतय इतरे ब्राह्मणास्त्वामुद्येमिरे । उन्नतिं प्रापयंति । तत्र दृष्टांतः । वंशमिव । यथा वंशाग्रे नृत्यंतः शिल्पिनः प्रौढं वंशमुन्नतं कुर्वंति । यथा वा सन्मार्गवर्तिनः स्वकीयं कुलमुन्नतं कुर्वंति । तद्वत् । एतामृचं यास्क एवं व्याचष्टे । नि० ५।५। गायंति त्वा गायत्रिणः

प्रार्चंति तेऽर्कमर्किणो ब्रह्माणस्त्वा शतक्रत उद्येमिरे वंशमिव। वंशो वनशयो भवति वननाच्छ्रूयत इति वेति। अर्कशब्दं च बहुधा व्याचष्टे। नि०।५।४। अर्को देवो भवति यदेनमर्चंत्यर्को मंत्रो भवति यदेनेनार्चंत्यर्कमन्नं भवत्यर्चति भूतान्यर्को वृक्षो भवति स वृत्तः कटुकिम्ने ति॥ गायंति। शप्तिङौ पित्त्वाद्धसार्वधातुकत्वाच्चानुदात्तौ। धातुरुदात्तः। गायत्रिणः। गायत्रं साम येषामुद्गातृणामस्ति ते। अत इनिठनौ। प्रत्ययस्वरेणेकार उदात्तः। अर्चंति। अर्च पूजायां। भौवादिकः। शप्तिङावनुदात्तौ। धातुस्वर एव। पादादित्वान्न निघातः। अर्कं। अर्चंत्येभिरित्यर्का मंत्राः। तैरर्चनीयतया तदात्मक इंद्रोऽपि लक्षणयार्कः। पूंसि संज्ञायां घः प्रायेण। पा० ३।३।११८। इति करणे घः। चजोः कु घिण्यतोः। पा०।७।३।५२। इति चकारस्य कुत्वं। ककारः। प्रत्ययस्वरेणांतोदात्तः। अर्का मंत्रा एषां संतीत्यर्किणो होतारः। एकाक्षरात्कृतो जातेः सप्तम्यां च न तौ स्मृतौ। पा० ५।२।११५।२ इति कृदंतादिनिठनौ यद्यपि प्रतिषिद्धौ तथाप्यत्र व्यत्ययादिनिः। प्रत्ययस्वरेणेकार उदात्तः। ब्रह्माणः। प्रातिपदिकस्वरेणांतोदात्तः। शतक्रतो। निघातः। संहितायामवादेशे लोपः शाकल्यस्य।

पा०।८।३।१९। इति वकारलोपः। वंशशब्दः प्रातिपदिकस्वरेणांतोदात्तः। इवेन समासे विभक्त्यलोपः पूर्वपदप्रकृतिस्वरत्वं चेति सएव शिष्यते। येमिरे। यम उपरमे। तिङ्ङतिङ इति निघातः॥ १॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे शतक्रतो! उद्गाताओ तुने गाय छे. होताओ इंद्रने पूजेछे. ब्रह्माओ वंशनी माफक तुने उत्पत्ति पमाडे छे.

## भाष्यनो भावार्थ.

हे शतक्रतो! एटले घणा कर्मवाळा अथवा घणी बुद्धिवाळा हे इंद्र! उद्गाताओ तुने गायछे, (स्तुति करेछे) पूजन कारणरुप मंत्रोथी युक्त एवा होताओ पूजवायोग्य इंद्रने पुजेछे, एटले शस्त्रमां रहेला मंत्रोथी वखाणेछे; वांसना अग्रभागमां नाचनारा खेलाडिओ जेम मोटा वांसने उंचो करेछे. अथवा सारे मार्गे चालनारा पुरुषो जेम पोताना वंश (कुल)ने उंचो करेछे, तेम ब्रह्मा वगेरे बिजा ब्राह्मणो तुने उंचो करेछे.॥ १॥

# જાહેર ખબર.

આ ચોપાનિયા બાબત કોઈને કાંઈ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે પોર્તુગીઝ ચર્ચ સ્ત્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આ ચોપાનિયાની કિમ્મત વર્ષ એકના અગાઉ રૂ ૧ ८ ० એક રૂપૈઓ આઠ આના રાખીછે. દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદો પડશે. દશથી વધારે નકલો મંગાવનારને ટપાલ ખર્ચ પડશે નહીં તથા એક ચોપાનિયું તેને મફત મોકલવામાં આવશે.

જે ગૃહસ્થો અમને લવાજમની ટીકિટો મોકલે તેમણે પોસ્ટની અડધા આનાવાળી મોકલવી.

જે ગ્રાહકો ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

---

# સૂચના.

અમારા સજ્જન ગ્રાહકોને વિનયપૂર્વક વિનંતી કરવાની કે આર્યધર્મપ્રકાશના લવાજમનાં ગઈ શાલનાં ઘણાં ખરાં નાંણાં પતિ ગયાંછે અને જેઓની પાસે બાકીછે તેમને કાગળો લખવામાં આવ્યાછે તેવા ગ્રાહકોને જણાવવામાં આવેછે કે તેમણે મેહેરબાની કરી આ ચોપાનિયાના પૈસા લેણા હોય તે જલદી ચુકવી દેવા જોઈએ. કેમકે તેઓને પત્રો મળ્યા છતાં પૈસાને માટે ઢીલ થાય એ ઘણી દલગીરીની વાતછે. માટે કેટલાક ગ્રાહકો જેમને અમોએ બબે ત્રણ ત્રણ પત્રો લખ્યા છતાં અદ્યાપિ સુધી ગઈ શાલનાં બાકી નાંણાં ભર્યાં નથી તેમણે અમારી આ સૂચના ઉપર તુરત લક્ષ આપી, દેણું પતાવી દેવા તસ્દી લેવી, તેમજ ચાલતી શાલનાંને માટે પણ કૃપા કરવી.

Registered No 68 of 1878

# આર્ય ધર્મપ્રકાશ.

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૬ ઠું. શ્રાવણ, સંવત ૧૯૩૮. અંક ૧૦ મો

॥ शिखरिणी ॥

॥ अघौघंमार्जानत्रिघटयतिपुण्यप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिनयनरकलापलवयति ॥
॥ हरत्यज्ञानान्ध्यदिशतिपरमानंदपदवीं ॥
॥ सतांसंगःकल्पद्रुमइवनाकिंकिंवितनुते ॥ १ ॥



છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારી મંડળી.

મુંબઈ મધ્યે
આર્યપ્રકાશ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૮૨ ઇસવી.

---

## હરિગીત છંદ.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવી ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

## સૂચના.

અમારા સજ્જન ગ્રાહકોને વિનયપૂર્વક વિનંતી કરવાની કે આર્યધર્મપ્રકાશના લવાજમનાં ગઇ શાલનાં ઘણાં ખરાં નાણાં પતિ ગયાંછે. અને જેઓની પાસે બાકીછે તેમને કાગળો લખવામાં આવ્યાછે તેવા ગ્રાહકોને જણાવવામાં આવેછે કે તેમણે મેહેરબાની કરી આ ચોપાનિયાંના પૈસા લેણા હોય તે જલદી ચુકવી દેવા જોઇએ. કેમકે તેઓને પત્રો મળ્યા છતાં પૈસાને માટે ઢીલ થાય એ ઘણી દલગીરીની વાતછે. માટે કેટલાક ગ્રાહકો જેમને અમોએ બબે ત્રણ ત્રણ પત્રો લખ્યા છતાં અદ્યાપિ સુધી ગઇ શાલનાં બાકી નાણાં ભર્યાં નથી તેમણે અમારી આ સૂચના ઉપર તુરત લક્ષ આપી, દેણું પતાવી દેવા તસ્દી લેવી, તેમજ ચાલતી શાલનાંને માટે પણ કૃપા કરવી.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. શ્રાવણ, સંવત ૧૯૩૪. અંક ૧૦ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ श्लोक ॥

येजातेव्यसनेनिराकुलधियःसंपत्सुनाभ्युन्नताः
प्राप्तेनैवपराङ्मुखाःप्रणयिनिप्राणप्रयोगैरपि
न्हीमतःस्वगुणप्रकाशनविधावन्यस्तुतौपंडिता
स्तेभूमंडलमंडनैकतिलकाःसतःकियंतोजनाः ॥

અર્થ—જે કોઈ દુ:ખ આવી પડે તે વખતે આકુળ બુદ્ધિવાળા નથી થતા, જે સંપત્તિ મળે ત્યારે ઉદ્ધત નથી બની જતા, જે પ્રાણના પ્રયોગે કરીને પણ પોતાનો વાહાલો મળે તો તેનાથી અવળા નથી જતા, જે પોતાના સદ્‌ગુણો પ્રકાશ કરવાની વિધિમાં લાજવાળા છે, જે બીજાનાં વખાણ કરવામાં ડાહ્યા છે, તે આ પૃથ્વીના મંડળનાં ઘરેણામાં મુખ્ય ઘરેણાં સરખા સજ્જનો કેટલાક છે! સાંરાંશ કે થોડાજ છે.

સત્ય છે કે ચાલતા કાળના અમલમાં સઘળા માણસોને, દુ:ખ પડે ત્યારે તેઓની બુદ્ધિ આકુળ થઇ જાય છે, સપત્તિ મળે ત્યારે ઉદ્ધત બની જાય છે, તેપણ ઘણે ઠેકાણે આપણા સાંભળવામાં અને દેખવામાં પ્રસિદ્ધ છે, ઘણી મેહેનતે પોતાનો સ્નેહી, સબંધી મળે તો તેની સાથે અવળા રહે છે, હમેશાં પોતાનામાં ગુણ હોય કે ન હોય તોપણ પોતાની વિનાશરમાયે બડાઇ માર્યા કરે છે અને બીજા સદ્‌ગુણ ભરેલા હોય અથવા નહોય પણ તેઓના અવગુણ ગાવામાં તત્પર થઇ પંડિત બની બેસેછે. તેઓમાં પૃથ્વી મંડળના ઘરેણામાં ઉત્તમ ઘરેણાંરૂપ સજ્જન પુરૂષો કેટલાક હોય! મતલબ કે માત્ર થોડાજ હોય

અહીંયાં એમ પણ લઇ શકાય છે કે ઉપરના શ્લોકમાં વર્ણવેલા પુ-

રૂષો પૃથ્વીના મંડળને શોભા આપનારા કેટલાએક છે. મતલબ કે નથી એમ ન સમજવું. આવા જે સત્પુરૂષો હોય તેમની સંગતિથી સન્માર્ગ શોધી, ખરા ધર્મને ધોરી રસ્તે ચાલવા આર્યજનોએ પ્રીતિવાન થવું જોઇએ.

---

**પદ.**

આ ભવસાગર ભુંડોરે, તરીયા નર જાય તરી;
અજબ વામ ઊંડોરે, કળ ન પડે ક્યમે ફરી. આ ભવ.
અકળ આકર્ષણ કળાથી, સ્થિરતા મોજાં થાય;
ભરતીથી નિર લાગે ભરાવા, જોરથી ઓટમાં જાય,
તાણમાં વેગે તણાતી રે, માછલી મૂઢ જાય મરી. આ ભવ. ૧
ખળતારૂપી ભુંડા ખરાબા, વિપત્તિના વા વાય;
માણસ મન તરંગના મોજાં, અચાનકે અથડાય,
સઢ સુકાન સમારોરે, ફરકતાં તે જાય ફરી. આ ભવ. ૨
લાયક નીતિ સાંકળે લાંગરી, નરનું ઉત્તમ નાવ;
અકસ્માત થતો અટકાવા, સમજણ સાંધી સાવ,
પણ પાપરૂપિ પવનેરે, નક્કિ ગાબડું જશે નિસરી. આ ભવ. ૩
તામસ ધુમ્મર તિમીરમાંથી; કેયે ન વાટ કળાય;
ભવસાગરમાં ભુલાં ભમતાં, આત્મા તો અકળાય,
હાલક લોલક થાતુંરે, ભવાની હોડકું જશે ભરી. આ ભવ. ૪

---

## विदुरनीति.

(સાંધણ પૃષ્ઠ ૧૧૭ થી.)

षड्मिमेषट्सुजीवंतिसप्तमोनोपलभ्यते
चौराःप्रमत्तेजीवंतिव्याधितेषुचिकित्सकाः ॥ ८४ ॥
प्रमदाःकामयानेषुयजमानेषुयाजकाः
राजाविवदमानेषुनित्यंमूर्खेषुपंडिताः ॥ ८५ ॥

અર્થ—જે ચોરી કરનારા હોય તે ગાફલ રહેનાર પુરૂષોમાં જીવે છે.

જે રાગેથી પીડાએલા હોય તેમાં ચિકિત્સા કરનારા જીવે છે. જુવાન સ્ત્રીઓ કામી પુરૂષોમાં નમે છે. ભીખારીઓ અથવા ગોર, યજમાનોમાં ગુજરાન ચલાવે છે. રાજા, ટંટાબાજી કરનારાઓમાં આજીવકા ચલાવે છે. અને પંડિતો હમેશાં મૂર્ખલોકોમાં ગુજરાન ચલાવે છે. એ ૭ જાતના લોકો ૭ જાતિના લોકોમાં નિભાવ કરી લે છે.

અભિપ્રાય એજ કે, હે રાજા! તારા પુત્રો ઘણા છે પણ તે મૂર્ખાઓ છે તેથી પંડિત એટલે ડહાપણ સઘળું રાજ્ય મેળવી લેશે. ॥૮૪-૮૫॥

षडिमानिविनिष्यंतिमुहूर्तमनवेक्षणात्

गाव:सेवाकृषिर्भार्याविद्यावृषलसंगति: ॥ ८६ ॥

અર્થ—એક જરાપણ દેખરેખ રાખતાં ચુક્યા કે ગાયો, કોઇપણ જાતની સેવા ખરદારા, ખેડ, સ્ત્રી, વિદ્યા, અને શુદ્રની સોબત એ તરત નાશ થઇ જાય છે.

અભિપ્રાય કે હે રાજા! તમે પુત્રના સ્નેહથી પાંચાઇને સદ્દિદ્યા ઉપર કાંઇ પણ ધ્યાન રાખ્યું નહી તેથી તે સાવ નાશ થઇ ગઇ છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ એ જે નહિતો તમે સત્યને કેમ છોડી દ્યો? ॥ ૮૬ ॥

षडेतेह्यवमन्यंतेनित्यंपूर्वोपकारिणं

आचार्यंशिक्षिता:शिष्या:कृतदाराश्चमातरं ॥ ८७ ॥

नारींविगतकामास्तुकृतार्थाश्चप्रयोजकं

नावंनिस्तीर्णकांताराआतुराश्चचिकित्सकं ॥ ८८ ॥

અર્થ—જે પ્રથમનો ઉપકાર કરનાર હોય છે તેને નીચેના ૭ જાતનાં માણસો માન આપતા નથી. જેમકે, શિખી રહેલા શિષ્યો, આચાર્યને માન આપતા નથી. પરણેલા હોય તે પુત્રો, પોતાની માતાને માન આપતા નથી. કામની ઇચ્છા નિવૃત્ત થયેલા નરો, નારીને માન આપતા નથી, પોતાનું કામ સિદ્ધ કરેલા લોકો, તે કામમાં જોડનારને સંભાળતા નથી, સમુદ્રાદિક તરી ગયેલા લોકો, વાહાણને માનતા નથી અને રોગીઓ રોગરહિત થયા પછી વૈદ્યને માન આપતા નથી.

ટુંકામાં અભિપ્રાય એટલોજ કે, હે રાજા! પણ તમે તો સઘળ રાજ્યના લાભથી પોતાને કૃતકૃત્ય માની પાંડવોને નથી માનતા. ॥૮૭-૮૮॥

आरोग्यमानृण्यमविप्रवास: सद्भिर्मनुष्यैःसहसंप्रयोग:

स्वप्रत्ययावृत्तिरभीतवास: षट्जीवलोकस्यसुखानिराजन् ॥८९॥

અર્થ—હે રાજા! શરીર નિરોગી, કરજ કોડીનું નહીં, મુસાફરી બિલકુલ ન દેખવી, સારાં સારાં માણસો સાથે સત્સંગ થવો, પોતાને અનુકૂળ આજીવકા, કોઇની બીક વગર રેહેવું, એ છવાનો આ જીવલોકનાં સુખો છે.

ટુંકામાં એજ તાત્પર્ય કે, સારાં માણસોની સાથે સત્સંગ જોઇએ પણ તમારે તે નથી કારણ કે, સારાની સંગત હોય તો સારૂં કરવાનું સુઝે. ॥ ૮૯ ॥

ईर्षुर्घृणीनसंतुष्ट:क्रोधनोनित्यशंकित:

परभाग्योपजीवीचषडेतेनित्यदु:खिता ॥ ९० ॥

અર્થ—બીજાઓની ઇર્ષા કરનાર, દયા નહિ રાખનાર, સંતોષ વિનાનો, ક્રોધી, નિરંતર શંકાવાળો અને પારકા ભાગ્યઉપર જીવનાર એ છ પુરૂષો હમેશાં દુઃખી થાય છે.

અભિપ્રાય એજ કે, હે રાજા! તમે પાંડવોઉપર અદેખાઇ રાખો છો, જરા પણ દયા લાવતા નથી કે "એ પણ મારાજ પુત્રો છે" આટલું મોટું પાંડુરાજાનું રાજ્ય લઇ પડ્યા છો, તોપણ તેથી સંતોષ નહિં રાખીને પાંડવોને કાંઇ પણ આપી શકતા નથી, અને હમેશાં તમારૂં મન શંકા કર્યાજ કરેછે, માટે તમે મોટા દુખીયા છો, જો સુખી થાવું હોય તો ઉપરના વાક્યથી વિરૂદ્ધ ચાલવાને પ્રયત્ન કરો. ॥ ૯૦ ॥

सप्तदोषा:सदाराज्ञाहातव्याव्यसनोदया:

प्रायशोयैर्विनश्यंतिकृतमूलाअपीश्वरा: ॥ ९१ ॥

स्त्रियोक्षामृगयापानंवाक्पारुष्यंचपंचमं

महच्चदंडपारुष्यमर्थदूषणमेवच ॥ ९२ ॥

અર્થ—હે રાજા! સ્ત્રિયોનો સંગ અથવા તેમાં લીન થઇ જવું, જુગટું રમવું, નિર્બળ અને નિર્દોષ પ્રાણીઓની હિંસા, કઠોર વચનથી કોઇને ખેદ

ઉપજાવવો, જે તિક્ષ્ણ દંડને લાયક ન હોય તેને તેવો કઠોર દંડ દેવો અને અર્થનું દૂષણ; એ સાત દોષો કે જે દૃઢ જામી ગયેલો કદી કોઈ ઈશ્વર હોય તેને પણ નાશ કરનારા છે, તે દુઃખના ઉદયરૂપ દોષો રાજાએ ત્યાગ કરવા જોઈએ.

ટુંકામાં કહેવાનું કે, હે રાજા! તમારા પુત્ર દુર્યોધને પાંડવોને વાણીથી અને દંડથી છેતર્યા છે. માટે એ દોષો, ગમે તેવા તમે બળીયા હો તોપણ નાશ કરનારા છે એમ સમજો. ॥ ૯૧-૯૨ ॥

अष्टौपूर्वनिमित्तानिनरस्यविनशिष्यतः
ब्राह्मणान्प्रथमंद्वेष्टिब्राह्मणैश्चविरुध्यते ॥ ९३ ॥
ब्राह्मणस्वानिचादत्तेब्राह्मणांश्चजिघांसति
रमतेनिंदयाचैषांप्रशंसांनाभिनंदति ॥ ९४ ॥
नैनान्स्मरतिकृत्येषुयाचितश्चाभ्यसूयति
एतान्दोषान्नरःप्राज्ञोबुध्येद्बुद्ध्वाविसर्जयेत् ॥ ९५ ॥

અર્થ—જેનો નાશ થવાનો હોય એવા માણસને પ્રથમ આઠ નિમિત્તો થાય છે, તે એ કે, પ્રથમ બ્રાહ્મણોને સાથે દ્વેષ કરે, બ્રાહ્મણો સાથે અવળો ચાલે, બ્રાહ્મણનું સર્વસ્વ લઈ લે, બ્રાહ્મણોની હિંસા કરે, બ્રાહ્મણોની નિંદાથી ગમત કરે, તેઓના વખાણ થતાં હોય તેમાં ટેકો ન આપે, તેઓને કોઈ પણ કામમાં સંભારે નહીં, અને કોઈ કાંઈ માગે તો તેનો તિરસ્કાર કરી અવજ્ઞા કરે છે. માટે એ આઠ દોષો ડાહ્યો માણસ હોય તેણે જાણીને છોડી દેવા જોઈએ. (જાણીને ન છોડાય ત્યારે તે ન જાણ્યું.)

ટુંકામાં મતલબ કે હે રાજા! મૈત્રેયના અપમાનથી છેલ્લું આઠમું દૂષણ તમારા પુત્રમાં થશે, માટે તે નાશકારક નિશાની છે. બુદ્ધિવાને તે સઘળુ જાણીને દુર્ગુણો મેલી સદ્‌ગુણો લેવા જોઈએ પણ તે સમજવાની બુદ્ધિ દુર્યોધનમાં નથી એટલે તે એવી જાતનું દૂષણ ઉપજાવ્યાવિના નહીં રહે એમ મને લાગે છે, અને તે નાશ કરનારું કારણ છે. એમ જણાય છે. ॥ ૯૩-૯૪-૯૫ ॥

अष्टाविमानिहर्षस्यनवनीतानिभारत
वर्तमानानिदृश्यंतेतान्येवस्वसुखान्यपि ॥ ९६ ॥

અર્થ—હે રાજા! આ આઠ ચાલતાં હર્ષના હેતુ પોતાને સુખને આપનારાં છે, તે એ કે, ॥ ૯૬ ॥

समागमश्चसखिभिर्महांश्चैवधनागमः
पुत्रेणचपरिष्वंगःसन्निपातश्चमैथुनं ॥ ९७ ॥
समयेचप्रियालापःस्वयूथ्येषुसमुन्नतिः
अभिप्रेतस्यलाभश्चपूजाचजनसंसदि ॥ ९८ ॥

અર્થ—પોતાના મિત્રો સાથે સમાગમ કે સાથે રહેવું. ઘણાં ધનનું આવવું, પુત્રની સાથે મળવું, રતિના સમયમાં ઠેકાણાંવિનાનું બોલવું કે પડી જવું, જે વખત ઘટે તેજ વખતે પોતાની પ્રિયાનો આલાપ અને પોતાની મંડળીઓમાં મોટાઇ પામવી કે બહાર પડતું થવું, મનગમતાંનો લાભ. અને ભરી સભામાં પૂજા થવી.

આ આઠ પ્રકાર પોતાને આનંદ આપનારા છે, તેમાં છેલ્લો કે જે સભામાં પૂજા થવી તેપણ દ્રોપદીને સભામાં દુષ્ટ દુઃશાસન લઇ આવ્યો તે વખત તમે અપૂજ્ય થઇ તે રહીત થયા છો; મતલબ કે તમને પોતાને સુખ થવાને એકે ઉપાય નથી.

## खरो धर्म शाथी नथी ओळखातो?

આપણા આર્યધર્મના બાંધનારાઓ અને પાછળથી ચલાવનારાઓ મુની લોકો હતા. જેવા સારા ધર્મો તેઓ બાંધતા તેવા પ્રથમ પોતામાં દાખલ કરી પછીથી બીજાઓને તેમ કરવાની ફરજ પાડતા. ધર્મના રસ્તાઉપર સઘળા લોકોનું વળન વધારે રાખવાને તેઓને કંઇ એટલી બધી મેહેનત પડતી નહીં. કારણ કે પાછળના આર્યલોકો એ બાબતમાં આસ્તાવાળા હતા. અને ધર્મ બાંધનારાઓની ગોઠવણો પણ સેહેલી અને સુગમ પડે તેવી જણાતી હતી. એ ધર્મના બાંધનારાઓ ઋષિલોકો અથવા મુનિલોકો પહાડ, પાણી, ઝરણાં અને ઝાડોના ઝુંડોમાં ઝુંપડીઓ બાંધી રેહેતા. અને ગુજરાન ચલાવવાને પણ કોઇ કોઇને જે દેશમાં રેહેતા હોય તે દેશના અધિપતિ તરફથી મળતું હશે. અને બાકી વનમાંથી જોઇએ તે

મેળવી શકતા. નિર્જન વનમાં પહાડ પાણી આદિનો આશ્રય લઈ રેહેવાનું કારણ એજ હશે કે એવિ જગ્યાઓમાં રેહેવાથી મનોવૃત્તિ ઘણીજ નિર્મળ અને શાંતસ્વભાવને અનુસરી મગજને ઘણુંજ સારૂં કરે છે. તેથી ધર્મનાં પુસ્તકો ઘણી સારી ઢબમાં બધાઈ શકે, અને પાછળના લોકો આ પ્રમાણે વર્તિ શકશે કે નહી! અથવા એથી ફાયદો છે કે નુકસાન? એ બધું વિચારી જોવાને પણ તેવિ સ્થિતિમાં ઠીક પડે. તેથીજ તેઓ એવિ રળીયામણી જગાઓપર પોતાના વાસ રાખતા. એક ધર્મનાં પુસ્તકો તેવિ રીતે બંધાતા એમ નહીં પણ આયુષ્યને વધારવાનાં અને શરીર સારૂં રેહે તો સઘળા પુરૂષાર્થો થઇ શકે એવાં વૈદકનાં પુસ્તકો અને જ્યોતિષવિદ્યાનાં પણ ધર્મને લગતાં અને અંતરમાં ધર્મારા રેહેલાં પુસ્તકો બાંધતા. હવે તે કેહેવી રચનાવાળાં અને કેટલી મેહેનતે કેવી અકલ વાપરીને કરેલાં હશે તે આજ પણ કોઇ ખરૂ ધ્યાન રાખી વાચે તો જણાયા વગર રેહે નહીં.

પણ અફસોસ છે કે, જેવા આગળના આર્યો થઇ ગયા તેઓમાનો શતાંશ પણ કોઇનામાં જણાતો નથી. જેને જેમ ગમે અને જેને જેમ ઠીક આવે તેમ પંડિત બની જાઈ, હળદરનો ગાંઠીયો મળે કે ગાંધી થયાની પેઠે આડું અવળુ લોકોને સમજાવી અવળા રસ્તાપર ચડાવી દે અને લોકો પણ સારો કે નરતો એક રસ્તો પકડ્યો કે પછી ગાડરીયાં ટોળાંની પેઠે પરપરા ચાલ્યા જાય.

ધર્મોપદેશક થવું કે લોકોનુ કલ્યાણ કરવું એ કાંઈ જેવા તેવા માણસથી કે જેઓ* અજીતેંદ્રિય હોય અને બે વખત ખાવાનું અને સુવાનું જાણતો હોય એથી થઇ શકે તેમ નથી. એવા દુરાચારીઓથી તો સત્યાનાશ વળી જાય છે.

આપણા આગળના આર્યલોકો કેહેતા હતા તે આપણાં પુસ્તકો તો શું! પણ બીજા લોકોના ઇતિહાસો પણ જણાવે છે કે, "આર્યલોકો કદી જુઠું ન બોલતા, એક બીજાને લડીને ફરીયાદ ન કરવી પડતી. કારણ કે તેનામાં કુસપ ન હતો, પારકો માલ કોઈ લેતા નહીં એટલે સર્વે નિર્ભય

* હાલમાં વલ્લભિ મહારાજો જેવા છે તેવા.

હતા. તેમ આજના કેટલાકની પેઠે લગ્ન કરવામાં એક બીજાને પૈસા આપે છે તેમ આપતા નહીં. આજનામાં જેવા દુર્ગોણો છે તેઓ તેનામાં હતા નહીં. અને તેમની સ્ત્રિયો ભણેલી તથા ધર્મને જાણનારીયો હતી". જ્યારે સઘળી કોમના હિંદુ લોકો આવા ઉંચી વર્ત્તણુકના હતા ત્યારે ધર્મને બાંધનારા અને મુની લોકો તે કેહેવા હશે ! અને મુની નામ શાથી પડ્યું હશે ! તે વિશે નિચે વાક્યો છે કે,

मननशीला: शास्त्रकर्तारश्च मुनयो ऋषयोवा ॥

(सद्धर्म सूत्रमां कह्युं छे के) આત્માનું અથવા સન્માર્ગનું મનન કરનારા પુરૂષો મુનિયો અથવા ઋષિયો કેહેવાય છે.

આપણા ધર્મનાં પુસ્તકો બાંધનારાઓ આવિ રીતે આત્માનું હમેશાં મનન રાખતા અને શાસ્ત્રો બાંધતા માટે મુનિયો કેહેવાય છે વળી ભગવદ્ ગીતામાં લખ્યું છે કે,

दु:खेष्वनुद्विग्नमना:सुखेषुविगतस्पृह:
वीतरागभयक्रोध:स्थितधीर्मुनिरुच्यते ॥

દુઃખમાં જેનું મન ખેદ પામતું નથી. તેમ સુખમાં જેનું મન પ્રાપ્ત હોય તોપણ ઇચ્છા વગરનું રહે છે. ઉપકાર કરનારપર પ્રિતિ, અપકાર કરનારપર ક્રોધ અને મરણાદિક દુઃખોથી ભય જેને ન થતો હોય તે સ્થિર બુદ્ધિવાળો મુની કેહેવાય.

આવી જાતના ગુણોથી તે આર્ય નામને ઉજાળનારા પુરૂષો ઋષિયો કે મુનિયો કેહેવાતા. એ મહાન પુરૂષોનો ઇતિહાસ માત્ર રહ્યો છે. પણ કોઇ ખરોધર્મ ઓળખાવી લોકોને સારામાર્ગમાં પ્રવર્ત્તાવનાર મળી શકે તેમ નથી.

કદી કોઇ ધર્મનો ઉપદેશ કરનાર હશે પણ તે ધર્મ તે શું છે ? એમ જાણી શકતો નહીં હોય, કદી કોઇ જાણતો હશે તો તેને પોતામાં પ્રથમ દાખલ કરવો એ મુશકેલી ભરેલું છે. જે ધર્માચરણ ઉપદેશ કરનારમાં હોય તેજ જોનાર અને સાંભળનારમાં આવે છે તે વિના આવવાં કઠણ પડે છે. પણ ઉપદેશ ધર્મનો કરે અને આચરણ અવળાં હોય તો તેવાં, લોકોને અસર કરી જાય છે. જેમકે માતા પિતા જેવા વિવેક રાખે, જે પ્રમાણે

બોલે, જેવું શિખવે, જેવું ખાય, જેવો વ્યવહાર રાખે, જેવો સ્વભાવ રાખે, તે સઘળું તેની પ્રજામાં ઘણુંકરીને આવે છે. આવું હોય એટલે શુ ધર્મનું ઠેકાણું રહે? चित्तेवाचिक्रियायाचसाधूनामेकरूपता મતલબ કે સાધુ (રૂડા) પુરૂષને મનમાં, વાણીમાં અને ક્રિયામાં એકરૂપપણું હોય છે, એટલે જેવું મન તેવીજ વાણી અને જેવી વાણી તેવીજ ક્રિયા હોય છે. તેમ ધર્મોપદેશક સરખા સત્પુરૂષોને પણ ચિત્ત વાણી તથા ક્રિયા એ સઘળું એક થવું જોઇએજ અને એમ થવું તે સન્માર્ગે ચલાવા અને ચાલવા સારૂજ. અને એટલા માટેજ "साधूना" એ શબ્દ નાખેલો છે નહિ તો મનમાં, વાણીમાં અને ક્રિયામા એક રૂપવાળા દુરાચારીઓ ઘણાએ દુનિયાને નુકસાન કરનારા પૃથ્વીને ભારરૂપ થઇ ફરતા હશે.

જેમ જેમ ખરા ધર્મોપદેશક થોડા, તેમ તેમ અધર્મનો વધારો થાય એમાં નવાઈ શી? આવા કેટલાક કારણોથી ખરો ધર્મ શું છે ? તે અનુક્રમે ઉતરતી પ્રજા જાણી શકતી નથી. હમેશાં એવો નિયમ છે કે, ઉંચે ચઢેલું નિચે ઉતરતાં વિલબ થતો નથી, પણ નિચે ઉતરીને, ચઢતા ઘણી મુશ્કેલીથી પણ પાર પડવુ ઇશ્વરાધિન રહે છે. ખરે રસ્તે કે ખરે ધર્મે ચાલતાં તેમાંથી આવાં કારણોને લીધે ભ્રષ્ટ થઇ જવાય છે. અને તેમ થયા પછી પાછુ ખરે રસ્તે આવવુ બની શકતું નથી.

ઓછામાં પુરૂં, વળી ચાલતા જમાનામાં એક ધર્મમાથી ફાંટાઓ ફુટેલા છે, તે કેટલાક તો પ્રસિદ્ધપણે લોકોને કુમાર્ગે ચલાવે છે. આ ધર્મના ફાંટાઓ એના કોઇ મૂળ પુરૂષે બાંધેલા હોય છે તે પાછળનાને આજીવકારૂપ થઇ પડે એટલુજ એ બાંધવાનું કારણ જણાય છે. લોકો બિચારાં શુ જાણે કે કયો પંથ ખરો હશે? જે પંથમા જે ગયો તે પથને તે અરૂઆત સાચ્ચો લેખે છે પછી ગમે તો સારો હોય અને ગમે તો નરતો હોય, પણ તેમા તે આસક્ત રહે છે. કદિ કોઇ જાણે કે આપણે અધર્મને રસ્તે ચાલીએ છીએ તોપણ તે છોડી શકાતું નથી. અને ઝેરનો કીડો ઝેરથી જુદો પડતો નથી તેમ તેપણ તેવા માર્ગથી જુદો પડી શકતો નથી. આવા પ્રબંધમાં અસલનો ધર્મ ને અસલનાં સદાચરણો કોણ જાણી શકે! કેટલોક હાલનો જમાનો પણ

સુધરેલા ગણાય છે એટલે આગળના ધર્મ બાંધનારાઓને વખતે હસી કહાડે, વખતે તેઓ નવરા હતા આપણે ક્યાં નકામા છીએ ? એમ કહે. કેટલાક બુટ, મોજા અને લાકડીઓની લહેરમાં લોભાઇ જઇ જેમ ગમે તેમ ચાલવું એજ ધર્મ છે એવું ઠોકી બેસાડે. પછી તેની પ્રજા ધર્મને કેવો ઓળખે ! એ પ્રસિદ્ધજ જણાઇ રહે છે. આવા કારણોથી ધર્મ ઢંકાયેલો રહે છે. હજી કેટલાક લોકોમાં કેટલોક આચાર સારો રહ્યો હોય એમ જણાય છે, તેથી ધર્મનો પણ અંશ જોવામાં આવે છે, પણ તે નાશ ન થતાં વૃદ્ધિને પામે એવું અમો ઇચ્છિયે છીએ.

સઘળાએ યાદ રાખવાનું છે કે, માણસો થોડી આવરદાવાળાં, છોકરાંઓ રોગી, શરીરો નિર્બળ, દેશની દુર્દશા, વિદ્યાનો નાશ, કળા કૌશલ્યનો લોપ, સદાચારનું જવું, ઇશ્વરની અપ્રસન્નતા અને કુસંપ એ સર્વે, આર્યલોકોના બાંધેલા ધર્મનાં પુસ્તકો આદિ સર્વે ગ્રંથોના રસ્તા છે તે પ્રમાણે વિચારી નહીં ચાલવાથી બને છે. જો તે અટકાવવાની ઇચ્છા હોય તો આર્યલોકોએ લખેલા હુકમો પ્રમાણે ચાલી અમૂલ્ય લાભ લેવા જોઇએ.

---

## अंतःकरणनो कांटो.

(સાંધણ પાને ૧૨૧ થી.)

પ્રિય મિત્રો,—અલૌકિક અંતઃકરણના કાંટાને ધારેલી યોગ્ય બાજુ તરફ નમાવવા વાસ્તે પવિત્ર વક્તાઓ તરફથી જે કરવું ઊચિત હતું તે આ માણસે ગયા ભાગવિષે હજુરમાં હાજર કરેલું છે. પરતું તેટલાથી સંતોષ તો નથી, હમ્મેશ એ કાંટાને યોગ્ય બાજુએજ નમાવવો જોઇએ, કારણ કે તેમ ન થવાથી સાંભળનાર અને બોલનાર બન્નેનું અહિત છે. વાસ્તે જેમ બોલનારે ઘણાજ સંભાળથી અક્ષરો તેમાં (અંતઃકરણરૂપ કાંટામાં) દાખલ કરવા જેથી તે યોગ્યજ બાજુ તરફ નમે. તેમજ સાંભળનારે પણ પોતાના અંતઃકરણના કાંટાને ઘણોજ સ્વચ્છ અને નિર્દોષ રાખવો જોઇએ. એ બાબતનેજ મુખ્ય કરવાનું છે. વક્તાની અમૂલ્ય વાક્યરચનાવળી કાંટામાં પડતાં તે અલૌકિક કાંટો વિરુદ્ધ બાજુ નમે, ત્યારે વક્તાનાજ હકમાં નુક-

સાન થયું એમ સમજવું એ ભુલ ભરેલું છે. પણ વક્તાના કરતાં આ બલકે હજાર દરજ્જે શ્રોતાના હકમાંજ નુકશાન થાય છે. વિચારો કે, વિભીષણ વક્તા અને રાવણ શ્રોતા; વિભીષણની અમૂલ્ય શિખામણરૂપી ઝવેરાતનું વજન રાવણના અન્તઃકરણના કાંટામાં યોગ્ય રીતે ન થયું તેથી વિભીષણને નુકસાન થયું કે રાવણને? વ્યાસજી અને શ્રીકૃષ્ણ જેવા વક્તા અને દુર્યોધન શ્રોતા, ઉપરના બેય મહાત્માનો ઉપદેશચિંતામણિ, દુર્યોધનના અંતઃકરણના કાંટામા કાંઈજ વજનદાર ન થયો તેથી વ્યાસજી અને શ્રી કૃષ્ણને નુકસાન થયું કે દુર્યોધનને? ભીષ્મપિતામહનું હિતકારક કિમતી બાપણુ કર્ણના મનમાં હલકું લાગ્યું તેથી ભીષ્મપિતામહને નુકસાન થયું કે કર્ણને? વિદુરજીનો વિશ્વહિત પવિત્ર બોધ, ધૃતરાષ્ટ્રના અંતઃકરણના કાંટામા અમૂલ્ય ન લાગ્યો તેથી એ વિદુરજીને નુકસાન થયું કે ધૃતરાષ્ટ્રને? જો કે પવિત્ર વક્તાઓ શ્રોતાનું નુકસાન કે અહિત થાય એ પોતાનુંજ ગણે છે. હવે આપણે તેમનું અહિત અને નુકસાન ગણીએ તો ગણાય ખરૂં તો પણ વાસ્તવિક રીતે તો તેમ થવાથી શ્રોતાનુંજ અહિત અને નુકસાન છે. વાસ્તે તેણેજ પોતાનો અંતઃકરણનો કાંટો યોગ્ય બાજુતરફ નમાડવા પ્રયત્ન રાખવું જોઈએ. તેમ એ પણ વિચાર કરવાનો છે કે વ્યાસ, વિદુર, શ્રીકૃષ્ણ, ભીષ્મ, વિભીષણ, યુધિષ્ઠિર, અને ઉદ્ધવજી જેવા વિશ્વહિતેચ્છુ વક્તાઓના ગંભીર માનસીક ખજાનામાંથી નિકળેલાં અક્ષરરૂપરત્નો વગર વજનના, વગર પરીક્ષા કરેલાં, મન, વચન, અને કર્મના એકરૂપ યંત્રમાં વગર ઘડાએલાં, અને પરમેશ્વરની કૃપારૂપઅમૃત રસથી શુ વગર ભીંજાયેલાં હશે? કે જેથી પ્રત્યેકના શ્રોતાના અંતઃકરણ કાંટાઓ તમામ વિરૂદ્ધ બાજુ નમી ગયા; કદી કોઈપણ એમ કહી શકનાર નથી કે ઉપરના વક્તાઓનો અર્ધોપણ અક્ષર બેવજન કે અણઘડ હોય, ત્યારે સિદ્ધજ થાય છે, કે તે સાંભળનારના કાંટાઓમાંજ દોષ ભરેલો હતો. રાવણના અંતઃકરણના કાંટાનું છાબડું તો પરસ્ત્રી વિષય વાસનાથી કટાઈને છેક ફુટી ગયું હતું, દુર્યોધનના અંતઃકરણના કાંટાનું છાબડું નીચ સંગ, નીચ આચાર, અને નીચ વિચારથી નીચેજ નમી ગયું હતું, કર્ણના અંતઃકરણના કાંટાનું છાબડું અભિમાનથી મરડાઈ ગયું હતું, ધૃતરાષ્ટ્રના અંતઃકર-

ણના કાંટાનાં છાબડાંને પુત્ર પ્રેમરૂપી મેલ ચોટી જવાથી વજન કરવાનો કામમાં નિરૂપયોગી થઇ ગયું હતું. સર્વ કોઇ જાણી શકશે કે ઉપરના કાંટાઓ કોઇપણ પ્રકારે પોતામાં પડેલી ઝવેરાતનું વજન કરવાને શક્તિવાન ન હતા, ને તેજ કારણથી વ્યાસ, વિદુરજી જેવાનાં વાક્યરત્નોનાં વજનની તેઓએ નિર્બળતા બતાવી હતી એટલુંજ નહીં પણ પોતાના આધારરૂપ સાંભળનાર ધણીઓના ભાગ્યનાં વજનની પણ તેઓએ નબળાઈ બતાવી આપી હતી. વાસ્તે દરેક શ્રોતાએ બોલનારનાં વાક્યરત્નનું વજન કરતી વખત પ્રથમ પોતાનો અંતઃકરણનો કાંટો સ્વચ્છ કરવો જોઇએ, પણ એ કાંટો રાખવાનું સ્થાનક એવું છે કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર તેમની નજીક હોવાથી એક બાજુનાં છાબડાંને તેઓ નીચું કરી નાંખેછે. એ કામ, ક્રોધાદિકનો મેલ એ છાબડાંને સ્પર્શ ન કરે તેને વાસ્તે સાધન એજ છે કે, ઇશ્વર કૃપારૂપી અમૃતરસમાં તે કાંટાને ધોઇ સ્વચ્છ કરી રાખવો, જેથી કોઇ પ્રકારનો મેલ તેની ખરૂં વજન કરવાની શક્તિને લઇ શકશે નહીં. હિતોપદેશ દેનાર હિતેચ્છુ લોકોનાં વાક્યરત્નની ખરી કિમ્મત જાણવા વાસ્તે પ્રતિક્ષણ પોતાનો અંતઃકરણનો કાંટો એવી બારીકીથી તપાસવો કે તેનું કોઈ છાબડું કોઇ ક્ષયકારક પદાર્થનો સ્પર્શ થવાથી ફાટી જઇને ફુટી તો નથી ગયું? કોઇ કારણથી તે નિચે તો નથી બેસી ગયું? કોઇપણ કારણથી તે મરડાઇ તો નથી ગયું! અને તેની વજન કરવાની શક્તિ તો કોઇ કારણથી નબળી નથી થઇ? એ તપાસ કર્યાબાદ પોતાનો અંતઃકરણનો કાંટો જ્યારે સ્વચ્છ લાગે ત્યારેજ હિતેચ્છુ પાસે તેમનાં વાક્યરત્નો તેમાં દાખલ કરવા સૂચના કરવી. આપણે સર્વ કોઇ વખત બોલનાર અને કોઈ વખત સાંભળનાર થઇએ છીએ, વાસ્તે જે વખત આપણે બોલનાર હોઇએ તે વખત આપણે મુખમાંથી ઉપર કહેલી રીતિપ્રમાણેજ દરેક અક્ષર એવો વિચાર કરીને સાંભળનારના અંતઃકરણના કાંટામાં નાખવો કે, કોઈપણ રીતે તેનું વજન કમી થાયજ નહીં. તેમજ જ્યારે આપણે સાભળનાર હોઇએ છીએ ત્યારે આપણો અંતઃકરણનો કાંટો આપણે એવો સ્વચ્છ અને નિર્દોષ રાખવો કે બોલનારના વાક્યનું વજન બરોબરજ થાય, અને એક રતિ માત્ર પણ ફેર પડે નહીં. આમ

કરવાથીજ વકતાનો શ્રમ સફળ થાય છે અને શ્રોતાનુ હિત થાય છે. જુઓ કે વ્યાસજી અને શ્રીકૃષ્ણના વાક્યરત્નો જેઓ દુર્યોધનના અત કરણના કાટામા છેક નિર્માલ્ય લાગ્યા હતા તેજ યુધિષ્ઠિરને અમૂલ્ય થઇ પડ્યા, વિદુરજીનો સદુપદેશ ધૃતરાષ્ટ્રને કાઇજ કિમતી ન લાગ્યો હતો તેજ યુધિષ્ઠિરને એક ચિંતામણી જેવો લાગ્યો, ભિષ્મપિતામહની વાતચિતનાવની જે કર્ણને નિ સાર લાગી હતી તેજ યુધિષ્ઠિરને પાવનજીવિત હૃદયમા રાખવા લાયક મુખ્ય સર્વસ્વરૂપ થઇ પડી તેમજ વિભીષણનુ બાપણુ રાવણના મનમા નકામુ લાગતુ હતુ તેજ રામચદ્રજીના મનમા એક કિમતી ઝવેરાત જેવુ લાગ્યુ, ઉદ્ધવજીના સદ્વિચારો બળદેવજીના મનમા નિર્બળ લાગ્યા હતા તેજ શ્રીકૃષ્ણના મનમા અતિપ્રબળ જણાયા, આમ થવાનુ મુખ્ય નિદાન શુ છે? એમ વિચારીએ તો ફકત એમજ સર્વના મનમા આવશે કે તેઓના અત કરણના કાટાઓ અતિ સ્વચ્છ અને નિર્દોષ હતા, એવિના બીજુ કાઇજ કહી શકાવાનુ નથી કદી કોઇ એમ શકા લેશે કે, એ તો સ્વાભાવિકજ છે, જે પોતાના શત્રુને જે અપ્રિય લાગે તે પોતાને પ્રિય લાગે એમા અત કરણના કાટાની નિર્દોષતાને સ્વચ્છતા ક્યા રહી? પણ પ્રિય મિત્રો નળરાજાનો અત કરણનો કાટો જે વખત કલિયુગના આવેશથી જુગટા તરફજ નમી ગયો હતો તે વખત તેની પવિત્ર પતિવ્રતા રાણી દમયતીએ પ્રખ્યાત પ્રધાનોએ અને પ્રીતિવાળી પ્રજાએ જે જે બાપણો કીધા તે તે તેને કાઇજ વજનદાર ન લાગ્યા, પણ જે વખત કલિયુગનો આવેશ નિકળી ગયો, ત્યારે પોતાના અત કરણના કાટાની ખામીવિષે પોતાને ખેદ થયો છે કે નહીં ! દુર્વાસાના શાપથી દુષ્યતનો અત કરણનો કાટો જુદીજ બાજુ નમી ગયો હતો તે સમયે શકુતલાએ જે જે વચનો કહ્યા તે તે તેને વિરૂદ્ધજ જણવામા આવ્યા, પણ પોતાની મુદ્રા જોવામા આવ્યા પછી તેને કેટલો પસ્તાવો થયો છે? તે કોઇનુ અજાણ્યુ નથી એવા અનેક ઇતિહાસો છે કે, જેમા કોઇ કોઇ અદૃશ્ય કારણોને લીધે જે જે વાતો પ્રથમ અત કરણમા નિ સાર લાગતી હોય તે તે વાતો સઘળુ કારણો નિકળી જવા પછી ઘણીજ સારવાળી લાગે છે. વાસ્તે સાભળનારના અત કરણના કાટાની સ્વચ્છતા અને નિર્દોષતાજ જરૂર જોઇએ છીએ, તેમજ બોલના-

રના દરેક અક્ષરો પણ મન, વચન અને કર્મના ઐક્યરૂપ ઉત્તમ યંત્રમાં ઘડાયેલા અને પરમેશ્વરની કૃપાદૃષ્ટિરૂપ અમૃતરસમાં ભીંજાયેલાજ જોઇએ. તોજ તેનું બરોબર વજન થાય. ટુંકામાં જે યંત્રમાં અક્ષરો ઘડાયા હોય તેજ યંત્રમાં કાંટો પણ ઘડાવો જોઇએ જે રસનો અક્ષરોને પાસ દેવો જોઇએ તેજ રસનો કાંટાને પણ પાસ દેવો જોઇએ. એમ કાંટો ને અક્ષરો સરખા થયા એટલે વજનમાં ખામી કદી થવાની નહીં એમ નિઃસંશય જાણવું. આ ઉપરથી સઘળી શંકાઓ ઉડી જતાં બોલનારના વાક્યનું બરોબર વજન જાણવા હું ફરીથી પણ સાંભળનારને પ્રાર્થના કરૂં છઉં કે, પ્રિય સાંભળનારાઓ! દરેક દેશમાં, દરેક શેહેરમાં અને દરેક ગાંમડાંઓમાં શેરીએ શેરીએ, ગલીએ ગલીએ અને ઘરેઘર એવા ઘણા તમને મળવાના કે, જેઓ તમને પ્રિય લાગે તેવું બોલી તમારાં અંતઃકરણને આનંદ મગ્ન કરશે, પણ હજારોમાં કે લાખોમાં એવો પુરૂષ તમને મળવો દુર્લભ છે, કે, જે તમને પ્રથમ તો અપ્રિય લાગે એવું પણ પરિણામે ઓષધની માફક હિતકારક વાક્ય કેવા હિમ્મત ધરાવે. કદિ તમારાં સારાં ભાગ્યે તેવો કોઇપણ વિરલ પુરૂષ નીકળી આવે તો તેના વાક્યની પરીક્ષા કરવી તે અંતઃકરણના કાંટાની ચોખાઈ ઉપર આધાર રાખે છે, પણ હમ્મેશા અનેક પ્રિય વક્તાઓનાં બેસુમાર ખોટાં પ્રિય વાક્યોના પડવાથી નરમ પડી ગએલ તે કાંટો ખરાં રત્નોનું વજન કરવા વખતે ભૂલ ન ખાય તેને વાસ્તે હવેથી ખોટાં અને પ્રિય લાગે તેવાં વચનો તેમાં જોખવાં બંધ કરો. અને અણગમતાં પણ હિતરૂપ વાક્યોજ તેમાં જોખો ને તેની ખરી કિમ્મત પારખી તેનો બરોબર ઉપયોગ કરો. જેથી તમારો આ લોકમાં અને પરલોકમાં આબાદ ઉદય થાય. દુનીઆમાં અપ્રિય પણ હિત કેહેનાર તેમજ અપ્રિય હિત સાંભળનાર વિરલ છે, વાસ્તે તેવા વક્તાઓ અને તેવા શ્રોતાઓને ઇશ્વર આબાદ રાખો. તથાસ્તુ.

## फागण मासना आर्यधर्मप्रकाशमां छपाएला सवालना जवाब.

"નંબર ૨ જો."

૧ ચંદ્ર, આકાશના જે સ્થળ આગળથી પૃથ્વી પ્રદક્ષિણા કરવા નિકળ્યો હોય, તેજ સ્થળે પાછા આવતાં, એ ૨૯॥ દિવસ કરતાં, ઓછા દિવસ લાગે છે, પરંતુ પૃથ્વી ગતિમાન છે, તેથી તેપણ તેટલી મુદતની અંદર પોતાની કક્ષામાં કેટલુંક આગળ ચાલી જાય, એટલે ચંદ્રને પણ અસલ સ્થિતિમાં પૃથ્વી અને સૂર્યની વચ્ચે આવતાં કેટલુંક આગળ ચાલવું પડે, તેથી કરી ચંદ્રની કળામાં વધઘટ થાય છે.

૨ ચંદ્રની કક્ષામાં અને ધરીપર ફરવાની ગતિની મુદત સરખી હોઇને તે પોતાનું એકજ પાસું આપણા તરફ રાખે છે. એમ છતાં તેની ધરી તેની કક્ષા તરફ ૧° ૩૨' કળા નમેલી રહે છે, તેથી કેટલીકવાર તેની ઉત્તર તરફનો અને કેટલીકવાર દક્ષિણ તરફનો બીજા પાસાનો ભાગ આપણા જોવામાં આવીને ફક્ત ૪૩ ભાગ આપણને બિલકુલ દેખાતો નથી. અને બીજા પાસાનો ભાગ આપણા જોવામાં આવે છે એજ દક્ષિણમાં દેખાવાનું કારણ છે.

ખંભાળીયાના મેહેતાજી.

"નંબર ૩ જો."

૧ રોજ ચંદ્ર ૧૩ અંશ ચાલે છે એટલે ૧ ને દિવસ ૧ કળા ને બીજને દિવસ ૨ કળા એ રીતે ખરૂ, પણ એકદમ ૧ કળાનો વધારો થતો નથી, પણ અમાવાસ્યાની જેટલી ઘડી જે દિવસે હોય તેટલી ઘડીએ અમાવાસ્યા ઊતરીને પડવે બેઠી ત્યારે પેહેલી કળા ચાલવા માંડ્યો એમ જાણવું ને પડવેને દિવસ પડવે ૫ ઘડી અથવા અમુક ઘડી હોય ત્યારે તે ઘડી પુરી થયે ૧ કળા પુરી થઇ ને બીજી કળા ચાલવા માંડ્યો એમ જાણવું ને બીજ જેટલી ઘડી હોય તેટલી ઘડીએ ૨ કળા પુરી થઇ એમ સમજવું તેમજ ચોથ ૪ ને સાતમ ૯ ઘડી હોય છે એટલે ચોથને દિવસ ૪ ઘડીએ ૪ કળા પુરી થઇ ને સાતમને દિવસ ૯ ઘડીએ સાત ૭ કળા પુરી થઇ એમ સમજી લેવું એ તેનો ઉત્તર.

દે. ખુશાલ વિ. વીજયશંકર.

॥ तरणिकिरणसङ्गादेषपीयूपपिण्डो ॥ दिनकरदिशिचन्द्रश्चान्द्रिकाभिश्चकास्ति ॥
॥ तदितरदिशिबालाकुन्तलश्यामलश्री ॥ घंटइवनिजमूर्त्तिच्छाययैवातपस्थः ॥ १ ॥

इतिश्रीसिद्धांतशिरोमणौ.










आ ग्रहो पूर्ण एटले मेषादि राशिने पोतानी क्रांतिनेविषे फरे छे.
मेषथी कन्यासुधि जे लीटु ते फोगट समजवूं.

त्वं च । अरुहत । रुहेर्लङि तिपि शपि संज्ञापूर्वको विधिरनित्य इति लघूपधगुणो न भवति । लुङ्लङ्लृङ्क्ष्वडुदात्तः। सति शिष्टत्वात्स एव शिष्यते । निपातैर्यद्य दिहंतेति निषेधान्निघातो न भवति । भूरि । अदिशदिभूशुभिभ्यः क्रिन् । उ० ४।६६। कित्त्वाद्गुणाभावः । नित्त्वादाद्युदात्तः । अस्पष्ट । स्पश बाधनस्पर्शनयोः । स्वरितञित इत्यात्मनेपदं । लङः प्रथमपुरुषैकवचनं त । बहुलं छंदसीति शपो लुक् । व्रश्चादिषत्वष्टुत्वे । पा० ८।२।३६।८।४।४१। लुङ्लङ्लृङ्क्ष्वडुदात्त इत्यडागम उदात्तः । स एव शिष्यते । अनुषंगेण यच्छब्दयोगान्निघाताभावः । कर्त्वं । डुकृञ् करणे । अन्येभ्योऽपि दृश्यंते । पा० ३।२।७५। इति विच् । गुणो रपरत्वं । विचः सर्वापहारी लोपः। करो भावः कर्त्वं । अर्थं । अर्तैरुपिकुषिगार्तिभ्यस्थन् । उ० २।४। नित्त्वादाद्युदात्तः । यूथेन । तिथपृष्ठगूथयूथप्रोथाः । उ० २।१२। इति थक्प्रत्ययांतो निपातितः । वृष्णिः । निरित्यनुवृत्तौ सृवृषिभ्यां कित् । उ० ४।५०। इति निप्रत्ययांतः । कित्त्वाद्गुणाभावः । प्रत्ययस्वरेणांतोदात्तः । एजति । एजृ कंपने । तिङ् तिङ इति निघातः ॥ २ ॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

ज्यारे एक शिखरथी बिजा शिखरपर चढ्यो अने घणुं काम आरंभ्युं त्यारे इंद्र प्रयोजन जाणे छे. अने मनोरथ पूरनार थइ, यूथनी साथे कंपे छे. ॥ २ ॥

## भाष्यनो भावार्थ.

ज्यारे सोमवल्ली अने समिध वगेरे लाववानेवास्ते यजमान पर्वतना एक भाग उपरथी बिजा भाग उपर चढ्यो अने सोमयागरूप घणुं काम आरंभ्यु. त्यारे इंद्र यजमानना प्रयोजनने जाणे छे. अने जाण्यापछी मनोरथ पूरनार थइने यूथ एटले मरुद्गणनी साथे कंपे छे. एटले पोताना ठेकाणाथी यज्ञ भूमी भणी आववाने तैयार थाय छे. ॥ २ ॥



॥ तृतीया मृचमाह ॥

युक्ष्वा हि केशिना हरी वृषणा कक्ष्यप्रा । अथा न इंद्र सोमपा गिरामुपश्रुतिं चर ॥ ३ ॥

पदपाठः

युक्ष्व । हि । केशिना । हरी इति । वृषणा ।
कक्ष्यऽप्रा । अथ । नः । इंद्र । सोमऽपाः ।
गिरां । उपऽश्रुतिं । चर ॥ २ ॥

माधवभाष्यं.

हे सोमपाः सोमपानयुक्तेंद्र हरी त्वदीयावश्वौ युक्ष्वा हि । सर्वथा संयोजय । अथानंतरं नोऽस्मदीयानां गिरां स्तुतीनामुपश्रुतिं समीपे श्रवणमुद्दिश्य चर । तत्प्रदेशं गच्छ । कीदृशौ हरी । केशिना । स्कंधप्रदेशे लंबमानकेश युक्तौ । वृषणा । सेचनसमर्थौ युवानौ । कक्ष्यप्रा । अश्वस्योदरबंधनरज्जुः कक्ष्यः । तस्य पूरकौ पुष्टांगावित्यर्थः ॥ युक्ष्व । श्नमो लोपश्छांदसः । सति शिष्टत्वेन प्रत्ययस्वरः शिष्यते । द्व्यचोऽतस्तिङ इति संहितायां दीर्घत्वं । केशिना । प्रशस्ताः केशा अनयोः संतीति मत्वर्थीय इनिः । प्रत्ययस्वरः । सुपां सुलुगित्यादिना द्विवचनस्याकारादेशः । वृषणा । वृषु वृषु मृषु सेचने । कनिन्युवृषितक्षिराजिधन्विद्युप्रतिदिवः । उ० १।१५५। इति कनिन् । ञ्नित्यादिर्नित्यमित्याद्युदात्तः । वा षपूर्वस्य निगमे । पा० ।६।४।३। इत्युपधायाः पक्षे दीर्घाभावः ।

पूर्ववदाकारः । कक्ष्यप्रा । कक्षयोर्भवं कक्ष्यं सूत्रं । त स्मातः पूरयतः पुष्टत्वादिति कक्ष्यप्रौ । प्रा पूरणे । आतोऽनुपसर्गे कः । पा० ३।२।३। इति कप्रत्ययः । कृदुत्तरपदप्रकृतिस्वरेणांतोदात्तत्वं । आकारः पूर्ववत् । अथ । निपातस्येति संहितायां दीर्घः । नः । अनुदात्तं सर्वमपादादावित्यनुवृत्तौ बहुवचनस्य वस्नसाविति नसादेशोऽनुदात्तः । इंद्र सोमपा । उभावामंत्रितस्य चेति सर्वानुदात्तौ । गिरां । सावेकाचस्तृतीयादिर्विभक्तिरिति विभक्तिरुदात्ता । उपशब्दो निपातत्वादाद्युदात्तः । श्रुतिशब्देन प्रादिसमासे कृदुत्तरपदप्रकृतिस्वरत्वे प्राप्ते तादौ च निति कृत्यतौ । पा० ६।२।५१। इति तुवर्जिततंतादिपरत्वाद्गतेः प्रकृतिस्वरः । चर । निघातः ॥

विशेषविनियोगस्तु यत्र श्रौतो न सूत्रितः । स्मार्तं तत्र विजानीयादृग्विधानादिसूत्रतः ॥ एहि स्तोमानित्यृगेषा सूत्रेऽविशेषाकारेण विनियुक्ता । साधारणविनियोगस्तु ब्रह्मयज्ञादौ सर्वत्रानुसंधेयः ॥ ३ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे सोमपान करनार इंद्र ! केशवाळीवाळा जुवान

अने तंगने पूरनारा घोडाओने सर्वथा जोडय. अने समिपमां अमारी वाणी सांभळवा फर्य. ॥ ३ ॥

## भाष्यनो भावार्थ.

हे सोमपानवाळा इंद्र! लटकती केशवाळीवाळा जुवान अने तंगने पूरनारा एटले पुष्ट अंगवाळा तारा बे घोडाओने सर्वथा जोडय. अने ते पछी अमारी स्तुतिओने समिपमां सांभळवाने फर्य. ॥ ३ ॥



॥ तामेतां सूक्तगतां चतुर्थीमृचमाह ॥

एहि स्तोमाँ अभि स्वराभि गृणीह्या रुव। ब्रह्म च नो वसो सचेंद्र यज्ञं च वर्धय ॥ ४ ॥

पदपाठः

आ। इहि। स्तोमान्। अभि। स्वर। अभि। गृणीहि। आ। रुव। ब्रह्म। च। नः। वसो इति। सचा। इंद्र। यज्ञं। च। वर्धय ॥ ४ ॥

# माधवभाष्यं.

हे वसो निवासकारणभूतेंद्र । एहि । अस्मिन्कर्मण्यागच्छ । आगत्य च स्तोमानुद्गातृप्रयुक्तानि स्तोत्राण्यभिस्वर । अभिलक्ष्य प्रशंसारूपं शब्दं कुरु । तथाध्वर्यवसभिलक्ष्य गृणीहि । शब्दं कुरु । तथा होतृप्रयुक्तानि शस्त्राण्यालक्ष्य रुव । शब्दं कुरु । परितोषेण सर्वानृत्विजः प्रशंसेत्यर्थः । तत ऊर्ध्वं नोऽस्माकं ब्रह्म चान्नं च यज्ञं चानुष्ठीयमानं कर्म च सचा सह वर्धय । सांगत्वसंपादनेन यज्ञं वर्धयित्वा तत्फलमन्नं च प्रवृद्धं कुरु । अंध इत्यादिष्वष्टाविंशत्यन्ननामसु ब्रह्म वर्च इति पठितं ॥ इहि । इण् गतौ । सेर्हिः । हेरपित्त्वेन ङित्त्वाद्गुणाभावः । निघातः । आङा सह गुण एकादेश उदात्तेनोदात्त इत्युदात्तः । स्तोमान् । अर्तिस्तुस्वित्यादिना मन् । नित्वादाद्युदात्तः । उत्तरपदेन संहितायां नकारस्य दीर्घादटि समानपाद इति रुत्वं । आतोऽटि नित्यमित्याकारस्यानुनासिकः । भोभगोअघोअपूर्वस्य योऽशीति यत्वं । तस्य । लोपः शाकल्यस्येति लोपः । तस्यासिद्धत्वात्स्वरसंधिर्न भवति । अभि । एवमादीनामंत इत्यंतोदात्तः । स्वर । स्वृ शब्दोपतापयोः । निघातः । अभि । गतं । गृणीहि । गृ शब्दे । सेर्ह्यपिच्चेति हिः । क्र्यादिभ्यः श्ना ।

ई हस्यघोः । ६।४।११३। इतीत्वं । प्वादीनांह्रस्वः । पा० ।७।३।८०। इत्यृकारस्य ऋकारः । ऋवर्णाच्चेति वक्तव्यं । पा० ८।४।१।१। इति णत्वं । तिङ्ङतिङ इति निघातः । रुव । रु शब्दे । सेर्ह्यपिच्च । शपि प्राप्ते व्यत्ययेन शः । तस्य ङित्त्वेन गुणाभावादुवङादेशः । अतो हेरिति हेर्लुक् । तिङ्ङतिङ इति निघातः । ब्रह्म । तृहि बृहि वृद्धौ । मनिन्नित्यनुवृत्तौ बृंहेरम् नलोपश्च । उ० ४।१४७। इति मनित् । तत्सन्नियोगेन नलोपः । अमाऽऽगमश्च । मिद्चोऽन्त्यात्परः । पा० १।१।४७ इत्यृकारात्परः । यणादेशः । मनिनो नित्त्वादाद्युदात्तत्वं । वसो । आमंत्रितनिघातः । यज्ञ । यज याचेत्यादिना । पा० ३।३।९०। नङ् । प्रत्ययस्वरः । वर्द्धय । निघातः । अत्र चकारद्वयश्रवणादियमेव तिङ्विभक्तिः पूर्ववाक्येष्वनुपज्यते । अतोऽनुपक्तैव प्रथमा न श्रुतेति श्रुतायाश्चवायोगे प्रथमा । पा० ८।१।५१। इति निघातनिषेधो न भवति ॥

अभिप्लवषडहगतोक्थ्येष्वच्छावाकस्य तृतीयसवन उक्थमिंद्राय शंस्यमित्यनुरूपस्तृचः । एन्द्वीति खंड इंद्रं विश्वा अवीवृधन्नुक्थमिंद्राय शंस्यं । आ० ७।८। इति सूत्रितं ॥ ४ ॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

हे निवासना कारणभूत इंद्र ! आव्य. स्तोमउपर ध्यान दईने शब्द कर्य शब्द कर्य शब्द कर्य. अमारा यज्ञने अने अन्नने साथे वधार्य. ॥ ४ ॥

## भाष्यनो भावार्थ.

हे निवासना कारणभूत इंद्र! आ कर्ममां आव्य. आविने उद्गाताओए प्रयुक्त एवां स्तोत्रोपर ध्यान दईने वखाण करवारूप शब्द कर्य. अध्वर्युना कामउपर लक्ष्य आपीने शब्द कर्य, तेमज होताओए प्रयुक्त एवां शस्त्रो उपर लक्ष आपीने शब्द कर्य, मतलब के प्रसन्न थईने सर्व ऋत्विजोने वखाण्य, अने ते पछी अमारा अन्नने अने करांता कर्मने साथे वधार्य एटले सांगपणुं संपादन करवाथी यज्ञने वधारीने तेना फळरूप अन्नने वधार्य. अंधः" इत्यादिक अठ्यावीश अन्ननां नामोमां ब्रह्म अने वर्च ए नामो लखेलां छे. ॥ ४ ॥



નિંચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ | આ. | પૈ. |
|---|---|---|---|
| શેઠજી લીલાધર હરીદાસ .. ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ પરષોત્તમ તથા કુંવરજી રાવજી ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ જેરામ નાણજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ વીરજી જેરામ ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠજી લીલાધર હરીદાસ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| રા. રા. મનસુખરામ સુરજરામ ... ... ... | ૧ | ૮ | ૦ |
| મે. સા. ત્રીકમરાય ગુલાબરાય... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| મે. સા. કાશીનાથ ત્રંબક તૈલંગ બારીસ્ટર ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠજી સાહેબ કરસનદાસ નેણશી ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ જેરામ રાવજી ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ડમીઅ લાઇબ્રેરી ... ... ... ... ... | ૧ | ૧૬ | ૦ |
| રા. રા. શિવપ્રસાદ દુર્લભજી ... ... ... ... | ૧ | ૧૫ | ૦ |
| શેઠ. હરીલાલ મોહનલાલ ... ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. કલ્યાણજી નારણજી હેડ ક્લાર્ક ... ... | ૧ | ૮ | ૦ |
| મે. સા. જગન્નાથ ધનજારામ ન્યાયાધિશ સાહેબ ... ... | ૧ | ૧૪ | ૦ |
| શેઠજી સાહેબ કરસનદાસ માધવદાસ ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ગંગાદાસ કીશોરદાસ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠજી સાહેબ કરસનદાસ વલ્લભદાસ .. ... ... | ૧ | ૮ | ૦ |
| મે. સા. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પ્રોફેસર ... ... | ૧ | ૮ | ૦ |
| ભોઇકા કેશવરાવ લાઇબ્રેરીના સે. રા. નાગેશ્વર ગોવિંદજી ... | ૧ | ૧૪ | ૦ |
| મુલતાની કરસનદાસ તુળશીદાસ ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ નારણજી રાવજી ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ શોભાગચંદ ગુલાબચંદ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ધારશી ઓધવજી ... ... ... ... | ૧ | ૮ | |
| શેઠ ઠાકોરદાસ આત્મારામ વકિલ ... ... ... | | | |
| શેઠ જેઠા પુરશોત્તમ .. ... ... ... | | | |

# સૂચના.

વેદધર્મસભા તરફથી જણાવવામાં આવે છે કે, સદરહુ સભાએ કેટલીએક મુદતથી એક સંસ્કૃત શાળા સ્થાપન કરેલી છે. અને અભ્યાસીઓને તેમાં વ્યાકરણ, કાવ્યના ગ્રંથો, ધર્મશાસ્ત્ર, વૈદ્ય વિદ્યા, તેમજ દ્વિજધર્મનું સંધ્યા અનુષ્ઠાનાદિક કર્મ અને પોતાના યજમાનોને ક્રિયમાણ વિગેરે કેમ કરાવવું? એ સર્વ શિખવવામાં આવે છે, વાસ્તે જે કોઇ મજકુર શાળામાં અભ્યાસ કરવાની ઇચ્છા રાખતા હોય તેવા સર્વ બ્રાહ્મણોના છોકરાઓએ આવવું. તેમને અભ્યાસ કરાવામાં આવશે. જેઓ યજમાન વૃત્તિ કરનારા છે; એટલે પોકરણાં, ગીરનારા, સારસ્વત અને બીજા, તેમને વિશેષેકરીને જણાવીએ છીએ કે પોતાના યજમાનોને ક્રિયમાણ વિગેરે કેમ કરાવવું. તે સર્વ આ શાળામાં શિખવવામાં આવશે માટે તેમણે ખસુસ કરીને પોતાના છોકરાઓને મોકલવા જોઇએ. અભ્યાસ મફત કરાવામા આવે છે. તેમજ કોઇ ગરીબ હશે તો તેને પુસ્તક પણ મફત ભણવાને આપવામાં આવશે સ્કુલમાં જતા વિદ્યાર્થીઓને પણ તેમને ચાલતો સંસ્કૃત બુકો પ્રમાણે શિખવવામાં આવશે. પરંતુ એટલું સર્વેએ યાદ રાખવું કે હિંદુના છોકરા શિવાય બીજા કોઇને દાખલ કરવામાં આવશે નહીં.

બહાર ગામના કે શેહેરના કોઇપણ હિંદુ ઉમેદવારને શિખવું હશે તો શિખવવામાં આવશે.

---

## જાહેર ખબર.

આ ચોપાનિયાં બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ત્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃતપાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

Registered No. 63 of 1878.

# आर्य धर्मप्रकाश.

## ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૬ ઠુ.　　ભાદ્રપદ, સંવત ૧૯૩૪.　　અંક ૧૧ મો.

॥ शिखरिणी ॥

॥ अघांयंप्राचीनंविघटयतिपुण्यंप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिंनरनवकलापल्लवयति ॥
॥ हरत्यज्ञानांध्यंदिशतिपरमानंदपदवी ॥
॥ सतांसंगःकल्पद्रुमइवनाकींकिंवितनुते ॥ १ ॥



છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભાગ મંડળી.

મુંબઇ મધ્યે.
ઓરીયન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૮ ઇસવી.

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|



---

## હરિગીત છંદ.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવી?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

# પુસ્તકોની પહોંચ.

"भवानी काव्य सुधा" આ નામની નાના કદની એક ચોપડી અમદાવાદ સમશેર બહાદૂર છાપખાનામાં છપાએલી, તેના કર્તા ભવાનીશંકર નરસિંહરામ તરફથી અમને ભેટ મળી છે. એમાં વિવિધ વિષયોઉપર ગરબીઓ, પદો, છંદો, દોહરા વિગરે રચેલાં છે. કવિતાની ઢબછબ અને તેમાં સમાવેલી મતલબ ઉપર સામટો વિચાર કરતાં તેના કર્તાએ આ વિષય ઉપર સારૂં લક્ષ આપ્યું છે. એનાં પાનાં ૬૩ છે અને કિમ્મત આના ૯ છે. તે ઉપકાર સાથે કબુલ કરિએ છીએ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું. ભાદ્રપદ, સંવત ૧૯૩૪. અંક ૧૧ મો.

## धर्मो रक्षति रक्षितः

॥ जलान्योक्ति ॥ शार्दूलविक्रीडितं ॥

शैत्यंनामगुणस्तवैवतदनुस्वाभाविकीस्वच्छता
किंब्रूमःशुचितांभवंत्यशुचयःस्पर्शेनयस्यापरे
किंचातःपरमुच्यतेस्तुतिपदंयज्जीवनंदेहिनां
त्वंचेन्नीचपथेनगच्छसिपयःकस्त्वांनिरोद्धुंक्षमः

હે પાણી! તારો પ્રસિદ્ધ ગુણ શીતળપણું અને સ્વાભાવીક સ્વચ્છપણું છે. તેમ તારા સ્પર્શથી અપવિત્ર પદાર્થ પણ પવિત્ર થઇ જાય છે. એથી અધિક તારૂં શું વર્ણન કરીએ? વળી તું સર્વ દેહધારીઓને જીવન આપનાર છે, માટે એથી વધારે બિજુ સ્તુતિ કરવાનું ઠેકાણું કયું છે? અર્થાત કોઇ નથી. એવું તું છે, તે છતાં જ્યારે તું અવળા રસ્તાપર જાય છે, ત્યારે તું જેવા સમર્થને રોકનાર પણ કોણ છે? કોઇ નથી.

આ અન્યોક્તિ ઉપરથી એવો બોધ લેવાનો છે કે, જે માણસોમાં સારા સારા ગુણ રહેલા છે, અને જે મનુષ્યો તેમના તેવા સદ્ગુણથી અત્યંત ઉપયોગી થઇ પડે તેવા છે, તેમને પણ સ્વતંત્ર થવા દેવા, કે થવું, એ જેટલા તે ઉપયોગી થઇ પડે છે તેવાજ નુકસાન કરતા થઇ પડવા જેવા થવા દેવા જેવું છે. જેમકે ઉપરના શ્લોકમાં કવિ પાણીવિષે કહે છે, કે હે પાણી! તારામાં શિતળતા એ પ્રસિદ્ધ ગુણ રહેલો છે, અને સ્વછતા એતો સ્વાભાવીકપણેજ છે. વળી તારા સ્પર્શથી ગમે તેવો અપવિત્ર પદાર્થ હોય તે પવિત્ર થઇ જાય તેમ છે, અને ઉપરાંત પણ તું પાણી, પ્રાણીમાત્રને જીવન આપનાર વસ્તુ છે, તો તારૂં જે વર્ણન કરીએ તે ઓછું છે, તથાપિ જ્યારે તું કોઇને આડે માર્ગે જાએ છે, ત્યારે તે પ્રસંગે તું સરખા

સમર્થને અટકાવવાને પણ કોઇ સમર્થ નથી. કેમકે, પાણી, ઉપર જણાવેલી રીતે આપણા જીવનું જીવન છે, તોપણ જ્યારે તે નદીનાળાંમાં એકઠું થાય છે, અને તેનું પૂર આવી તે અત્યંત ક્રોધનું રૂપ પકડે છે, કે દરિયામાં ભરાઇ મોટા વેપારનો લાભ કરે છે, તથાપિ પ્રલયકાળમાં મર્યાદા મુકે છે, ત્યારે પછી તે આપણા તમામનો સંહાર કરે છે, અને તેને કોઇથી થોભાવી રખાતું નથી. એજ રીતે જો માણસો જેનાથી આપણું હિત થવાનું છે, અને જેમનામાં ઘણાજ સ્તુતિપાત્ર ગુણ રહેલા છે તેમને તેમના ઉપકારને માટે તેમનાં અત્યંત વખાણ કરી સ્વતંત્ર કરી દઇએ અથવા થવા દઇએ છેએ તો પછી તેમના કોપ કે ક્રોધથી આપણો નાશ કરવામાં તેમને આપણે અટકાવી શકતા નથી. અર્થાત સહુની મર્યાદા બાંધવી અને મર્યાદામાં રાખવા અથવા મર્યાદાથી વર્તવું એજ વધારે સારૂંછે.

---

# શિયળવિષે.

## રાગ કાફી.

"પ્રભુ ભવપાર ઉતારરે, કીધાં ખરે પાપ અપાર મે"—એ રાગ.

વાત એક સહુએ શિયળની, સ્મરણ કરો દિનરાત. ટેક.
શિયળ ગળ્યે વ્રત સર્વ ગળેછે, જાગે પાપોની જમાતરે. વાત. ૧
શિયળવાન નર હોય જગતમાં, તેવિણ સર્વે કજાતરે. વાત. ૨
શાંત શિયળમાં રહિજન સર્વે, ભાવે ભજો જગનાથરે. વાત. ૩
અન્ય સાધન સહુ અળગાં રહેશે, અંતે થશે એજ સાથરે. વાત. ૪
શિયળ પૂન્યનું પાવ પરમ છે, એથી ટળે તન તાપરે. વાત. ૫
સુખ સંપત મળવાનો કિનારો, એ સમજો ખરેખાતરે. વાત. ૬
કંઇક ગયા નર અનુપમ સુખ લઇ, પુણ્ય પરમ કરી હાથરે. વાત. ૭
એ ગુણનો શણગાર સરસ છે, બાળે બધાં નિજ પાપરે. વાત. ૮
રૂપ રંગ ભભકો બહુ ભારે, એવિણ સઘળી ખાખરે. વાત. ૯
એ ઉત્તમ પંદનું શુભ સાધન, પુરે વેદાદિક શાખરે. વાત. ૧૦

## લોભવિષે.

જુઓને "લોભ" એ આર્યજનોમાંથી નિર્મૂળ કરવા જેવો એક મોટો દોષ છે. એ લોભથી નહિ ધારેલી દુર્દશામાં લોકો આવી પડી દુઃખને ભોગવે છે. તે (લોભ) કેવા કેવા બીજા દુર્ગુણોને ઉત્પન્ન કરે છે. તે મહાભારતમાં કહેવાં ભિષ્મપિતામહનાં વાક્યોથી પ્રસિદ્ધ જણાયછે કે,

एकोलोभोमहाग्राहो लोभात्पापंप्रवर्त्तते
लोभात्क्रोधःप्रभवति लोभात्कामःप्रवर्त्तते
लोभान्मोहश्चमायाच मानस्तंभपरासुता
अक्षमान्हीपरित्यागः श्रीनाशोधर्मसंक्षयः
अभिध्याप्रख्यताचैव सर्वलोभात्प्रवर्त्तते ॥

"લોભ" એ એક મોટો ગ્રાહ છે. લોભથી પાપકર્મ ઉત્પન્ન થાય છે. લોભથી ક્રોધ પ્રગટ થાય છે. લોભથી કામ પેદા થાય છે. અને લોભથી મોહ, માયા, માનભંગ, પરાધીનપણું, ક્ષમા (શાંતિ) નો ક્ષય, લાજનો ત્યાગ, લક્ષ્મીનો લોપ, ધર્મનો નાશ, ચિત્તમાં ચીંતા, ચોતરફ અપકીર્તિ, ઇત્યાદિ સઘળું એક લોભથી થાય છે. વળી,

कुलविद्यामदश्चैव रूपैश्वर्यमदस्तथा
सर्वभूतेष्वभिद्रोहः सर्वभूतेष्वसत्कृतिः
सर्वभूतेष्वविश्वासः सर्वभूतेष्वनार्जवं
हरणंपरवित्तानां परदाराभिमर्शनं

ઉંચા કુળનું અભિમાન, વિદ્યાનો મદ, રૂપનો ગર્વ, મોટાઇનો છક, સર્વ પ્રાણિઓઉપર દ્રોહ, સર્વ પ્રાણિઓઉપર અવિશ્વાસ, સર્વ પ્રાણિઓઉપર ક્રૂરપણું, પારકું દ્રવ્ય હરણ કરી લેવું, અને પરસ્ત્રીઉપર કુદૃષ્ટી થવી એ સઘળા દુર્ગુણો લોભના પ્રતાપથી થાય છે. માટે,

सलोभःसहमोहेन विजेतव्योजितात्मना
दंभोद्रोहश्चनिंदाच पैशुन्यंमत्सरस्तथा

भवंत्येतानिक्रौर्‍य लुब्धानामकृतात्मनां
सुमहांत्यपिशास्त्राणि धारयंतिवहुश्रुता:
छेत्तार:संशयनांच क्लिश्यंतिहाल्पवुद्धय:

તે લોભને મોહની સાથે ઇંદ્રિયોને વશ રાખનાર માણસે જીતવો જોઇએ. હે રાજા યુધિષ્ટિર ! જેનું દુષ્ટ અંતઃકરણ હોય એવા લોભી લોકોને લોભથી દંભ (ખોટે ખોટી બડાઇ મારવી અને ન હોય તેથી અનહદ સર્વ રીતે સઘળી બાબતમાં બડાઈ દેખાડવી) દ્રોહ (સ્વાભાવિક રીતે કોઇનું ભુંડું કરવું અને દુઃખ દેવું) નિદ્રા, ચાડીઆપણું, એ સઘળા દુર્ગુણો સ્વભાવથી ઉત્પન્ન થાય છે. (મતલબ કે મનને વશ રાખનાર સુજ્ઞ નિર્લોભી પુરૂષોને તે દોષ ઉત્પન્ન થતા નથી.) ભલેને મોટાં મોટાં શાસ્ત્રોને ભણનારા હોય, ઘણાં ઘણાં શાસ્ત્રોના સાંભળનારા હોય, હજારો પ્રશ્નના પુછનારને તેના પ્રશ્નોનું સમાધાન કરી આપવામાં શક્તિવાન હોય; તોપણ એક જરા પણ તેઓની લોભમાં બુદ્ધિ પડી તો લોભના મહિમાનું કેવું આશ્ચર્ય છે ! કે, તેઓ ક્લેશને પામે છે. માટે આર્યજનોએ તે લોભમાં લપટાઇ જવું નહીં.

સઘળા અધર્મોને ઉપજાવનાર લોભને આર્યવંશજોમાંથી નિર્મુળ કરવાને મહામુનિનાં પ્રમાણિક વાક્યોથી તેના દોષો દેખાડી આપ્યા. પરંતુ એક સૂક્ષ્મ વિચારવાનું બાકી છે, તે એજ કે તે લોભના બે વિભાગ પાડતાં ઉત્તમ અને અધમ એવાં બે જાતનાં નામ પડે છે, ખરેખરો ઉત્તમ જાતિનો લોભ દુનિયાંના સઘળા લાભોને આપી સુખના શિખર ઉપર ચડાવી અતિ આનંદને આપે છે.

અધમ તે અધમજ છે, નઠારી ઇચ્છા ઉત્પન્ન કરનાર દુર્દશામાં નાખનાર અને જગતમાં અપયશની સાથે હાની પોચાડનાર તેજ (અધમ લોભ) છે. અધમ લોભનો અર્થ દુનિયામાં એવો ચાલ્યો છે કે, પૈસાવાન છતાં ગરીબી હાલત ભોગવી દમડીએ દમડીએ દ્રવ્ય ભેળું કરી, તેનો બીજાને તો શું પણ પોતે પોતાના દેહને માટે ઉપયોગ નહિ લેતાં, વધારો કરવાને ઇચ્છા રાખ્યા કરે, અને તેને કોઈ લઇ ન જાય, તેને માટે

પૃથ્વીમાં ડાટી, તે ઉપર ધુળવાળી મુકે અને હમેશા તેની ચોકશીથી તપાસ કર્યા કરે. પેઠી પેટારામાં રાખેલુ હોય તો ઊંઘે નહીં ને રાત બધી જાગ્યા કરે. આવું જે માણસ હોય છે તેને લોભી ગણે છે, પરન્તુ આવા લોભનાં લક્ષણો શિવાય બાકી સૂક્ષ્મ રીતે વિચારતાં ઘણાં મળી આવે છે. અને તેવાં લક્ષણોથીજ લોભનું રૂપ ઓળખાય છે. કોઇ માણસઉપર અનહદ પ્રેમ રાખવો જોઇએ તેના પ્રમાણમાં જાણતાં છતાં થોડો જણાવવો, કોઈ ખાવાનો પદાર્થ આજનો દિવસ ચાલે તેટલો હોય તેને બે દિવસે દ્રવ્યવાન છતાં ચલાવે, કોઇ પણ હુન્નર, કળા અથવા વિદ્યા પોતામાંથી ઓછી થઇ જવાની બીકથી અથવા તે વળી મારા જેવો થાય! એવી ઇર્ષ્યાથી શીખનારને શીખવે નહીં અને શીખવે તો ખરા ભાવવિના ઉચક મને. એવાં એવાં કેટલાંક કાર્યોમાં લોભનો પાસો પણ સાથેજ આવે છે. અને તેનું વિવેચન કરીએ તો જણાઇ આવે કે, તે જે છે તે અધમ લોભનો થોડો ઘણો ભાગ છેજ. માટે બતાવવાનું એજ કે એ લોભ બીજા અવ-શ્ય અળગો રહે તેવી યોજના દિનપર દિન કર્યા કરવી.

આ ક્ષણભંગુર દેહથી અમ્મર નામ રહે તેવી યોજના કરવામાં, પારકા પીડોની પીડા હરવામાં, સદ્ધર્મનો ધોરી માર્ગ પ્રવર્ત્તાવવામાં, દીન લોકોપર દયા કરવામાં, સૌજન્ય આદિ સદ્ગુણો સંપાદન કરવામાં, દિનપર દિન ઉદય થવાનાં સાધનોમાં, સસારના બધનથી મુક્ત થવામાં, કૈવલ્યપદની પ્રાપ્તિના ઉદ્યોગમાં, દાન, ધ્યાન, દયા, આદિમાં અને સઘળી જાતનાં સદા-ચરણોમાં અતિ ઉત્કંઠાથી બેસુમાર કોશિશ કરવી તે પ્રસંગમાં લોભનો અંશ જે મિશ્ર રીતે રહેલો છે તે ઉત્તમ જાતિનો લોભ છે. એ લોભ ઉત્તમમાં ઉત્તમ સ્થિતિએ પોચાડનાર અને સઘળા અર્થોને ઉત્પન્ન કરનાર છે. તેથી ઉત્તમ લોભ હમેશાં આર્યલોકોમાં રહેવો જોઇએ એનું વિવેચન કરતાં ગમે તેટલી મેહેનત કરીએ તોપણ એવો કોઈ પણ યંત્ર નથી કે તેનું પ્રત્યક્ષ રૂપ દૃશ્ય સરખું દેખાઈ શકે. પણ એટલું તો ખાતરીથી કહી શકાય છે કે, કોઇ પણ વિદ્વાન વિચાર કરી જુએ તો ઉપર લખેલી બાબતો-માં જે પ્રિતીવાન થઇ કોશિશ્ કરે તે કોશિશની અંદર ઉત્તમ લોભ બળી જાય છે. જે કાંઈ દુનિઆમાં સારૂં કેહેવાય અને જેથી સુખ થાય

ઇત્યાદિ બાબતમાં ઇચ્છા રાખવી તે વિષે પણ લાભ રહે છે. એ લાભ કદિપણ અનર્થ કરનારો નથી પણ સારાં ફળનો વધારે લાભ આપનાર છે. કોઇ શિખનાર બિ. એ. ની પરીક્ષામાં પાસ થઇ એથી વધારે ઉંચી પરીક્ષામાં પાસ થવા લાભ રાખે, યાને ઇચ્છાવાન થાય એ કાંઇ નુકસાનકારક ગણાય નહીં. હવે આવી રીતે વિવેચન કરતાં ઉત્તમ લાભનું સ્વરૂપ ઓળખાવું જોઇએ, તોપણ તેને ઓળખતાં તેની આગળ ઇચ્છા અને તૃષ્ણાનું સ્વરૂપ વધારે પડતું જણાય છે, તોપણ પ્રાર્થના કરવાની એટલીજ છે કે તેની સાથે ગુપ્ત રીતે ઉત્તમ લાભ લપટાઇ ગયો છે તે કોઇ-કજ વખતે પોતાના અનુભવથી જણાઈ આવે છે. માટે એ ઉત્તમ લાભ રહે તેની કાંઇ હરકત નથી, પરંતુ અધમ લાભ કે જેનો નિષેધ રીતે મહાન વક્તા વ્યાસજીએ તિરસ્કાર કરેલો છે તેનો આપણ આર્યલોકોએ પણ તિરસ્કાર કરવો જોઇએ. જેથી આર્યધર્મને ઉત્તેજન મળી ખરા રસ્તાપર આવતાં કાંઇ અડચણ સેહેવી પડે નહીં.

જુઓને હરિશ્ચંદ્ર જેવા પ્રતાપી રાજાએ પોતાનું સત્ય જરા પણ નહિ જવા દેવાને કેટલો લાભ કર્યો હતો! સ્વર્ગ સમાન, ઇંદ્રને ઇચ્છા થાય એવા રાજ્યથી ભ્રષ્ટ થયા એટલુંજ નહીં પણ છેવટ ચાંડાળને ઘેર વેચાયા ત્યાં સુધી તેમણે અતુલ્ય દુઃખ સહન કર્યું પણ પોતાનો સત્ય ન જવા દેવાનો લાભ તેણે છોડયો નહીં. તેમણે એવો ઉત્તમ જાતિનો લાભ રાખ્યો તો તેની સત્યતા સામે ઇશ્વરે જોઇ તેનું રાજ્ય તેને વિશ્વામિત્ર પાસેથી પાછું અપાવ્યું. અને તેજ સત્યના પ્રતાપે આજસુધી તેનું કલ્યાણ કરનારૂં નામ અમ્મર રહ્યું છે. તેમ પુણ્યશ્લોક નળરાજાએ પોતાનું આજસુધી અમ્મર રહેલું પરાનું શરીર હમેશાં રેહેવાના લાભથી શું નથી કર્યું? વળી તેમનાં પતિવ્રતા પત્ની દમયંતિએ પોતાનું સતીપણું રાખવા અને સતિયોમાં ગણાવા શાં શાં દુઃખ નથી વેઠયાં? દરેક સારા કામમાં પછી ગમે તે કરીએ પણ તેને જાળવી રાખવા કે પોતાનું નામ અમ્મર રાખવા જે પ્રયત્ન થાય છે તેમાં લાભનો ભાગ જે રહેલો છે તે ઉત્તમ લાભ ગણાય છે. એજ લાભ લાભકારી છે તે શિવાય અધમલાભ પાસે જો કોઇ આવે તો તેને ઉંડા પાપના ખાડામાં પડે એમાં કાંઇ સંદેહ નથી.

### દોહરા.

અધમ લોભથી ઊપજે, શરીર વિષે સંતાપ;
ચિંતા ચિત્ત વિષે કરે, ડમી દુઃખનો સાપ. ૧
માન ઘટે જનમાં બધે, વધે પાપમાં પ્રીત;
તેજ ઘટે તનનું બધું, ન રહે રૂડી રીત. ૨
તુટે સજ્જન સાથ તે, પ્રીત પરમ જો હોય;
નવિશ્વાસ જન જગતમા, કદી કરે લવ કોય. ૩
નહીં પ્રીતિ ઇશ્વર વિષે, નીતિ તણી નહિ વાત;
વિનાકારણે અંતરે થાય, પાચ ને સાત ૪
વ્યસન બધાં વળગે પછી, સળગે મનમાં લાહ્ય;
થાય દુઃખદ કરથી સદા, વિપરીત સર્વ ઉપાય. ૫
દોષ ન દેખે આપનો, પરનિંદામાં શૂર;
શી થાશે ગતિ માહરી, એમ ન જાણે ઊર. ૬
સર્વ પાપનું મૂળ એ, અધમ લોભ છે એક;
તજો તમે સહુ સજ્જનો, રાખી મનમાં ટેક. ૭

---

## ધનાઢ્યોનો ધર્મ.

સદ્‌ગૃહસ્થો! ઇશ્વરે જ્યારે મેહેરબાની કરી જેને જેમ જોઇએ તેમ સંપત્તિ આપી છે, જ્યારે સઘળાં સત્કર્મો કરેલા તેજ સુખનાં સાધનભૂત થાય છે, જ્યારે આ શરીર કેટલા વખત રહેવાનું છે તે નિશ્ચે નથી, ત્યારે વિના વિચાર્યે તેનો અલભ્ય લાભ શાને જવા દેવો! પરંતુ જમાનાનો કોણ જાણે કેવો જોસ છે! કે પિંડ પોષણ શિવાય માણસ જાતને ગમે તો નિર્ધન હોય કે ગમે તો ધનવાન હોય પણ બીજું કોઇ સત્કર્મ કરવું કે પુણ્યને પગથીએ ચડવું એ સુજતું નથી. વિચારીએ તો આ ઇશ્વરી માયાના પ્રપંચમાં એ કાંઇ આશ્ચર્ય નથી. તોપણ માણસજાત ઇશ્વરે સઘળાં પ્રાણીઓ કરતાં બુદ્ધિવાન કરી છે તે બુદ્ધિનો ઉપયોગ જ્યારે ન થાય ત્યારે આશ્ચર્યકારક ગણવાને કાંઇ હરકત રહેતી નથી. ઇશ્વરે જેને એવી સ્થિતિ

આવી હોય તેમણે હમેશાં હલકી સ્થિતિનાં અને તેમાં પણ અશક્ત અને પીડા પામતાં માણસો કે પ્રાણીઓપર નજર કરવી જોઇએ. એવું એક વાક્ય છે કે "आत्मवत्सर्वभूतेषु" જેવું પોતાને સુખ અને દુઃખ થાય છે તેવું સઘળાને થાવું જોઇએ એમ સદાય જાણવું અથવા પોતાનો જેવો જીવ છે એટલે જેવી ઇચ્છા થાયછે તેવી સઘળાંને થતી હશે એમ જાણવું. આમ જાણવું એટલે એની મતલબ એવી છે કે જે જેટલે દરજ્જે સત્તાવાન હોય તેમણે કોઇનું થતું દુઃખ મટાડવાને. જેટલું પોતા માટે પ્રયત્ન કરવામાં આવે છે તેટલું પ્રયત્ન કરવું જોઇએ તેમ સત્તાપ્રમાણે અનાથ કે ટળવળતાં લોકો અથવા પ્રાણિઓને સુખ આપવાને તન મન અને ધનનું ખર્ચ કરવું જોઇએ. આવી રીતે કરનાર માણસ પંડિત કેહેવાય છે. એટલે તે સઘળા સારાસારને જાણનાર વિદ્વાન લેખાય છે. જુઓને આગળના આપણાજ આર્ય લોકો ભૂત પ્રાણીમાત્ર ઉપર દયા રાખી કેવાં અમ્મર નામ સંપાદન કરી ગયા છે ! કે જે હજી આપણા આર્યવંશજોને શોભા આપનાર થઇ પડે છે. તેમ આપણે પણ એવાં અમ્મર નામ રાખવાને પ્રયત્ન કરવું જોઇએ કે જેથી પાછળના આર્યવંશજોને શોભાવનાર થઇ પડે. કદિકોઇ એવા સત્કર્મિ હોય કે ઇશ્વરેચ્છાથી જુજ રકમ ધર્માદા કાહાડી વાપરતા હોય પણ તેથી કાંઇ બધાંને સુખશાંતિ થાય એમ બને નહીં. માટે સારા સારા ગૃહસ્થોએ મળી મોટું એક ફંડ ઉભુ કરવું જોઇએ કે જેના વ્યાજના પૈસામાંથી ઘણા વર્ષો સુધી અનાથ પ્રાણિઓનું પોષણ થાય. ઘણાં ધર્મનાં કામો દૈવ-યોગથી એવાં થયાં છે એમ કોઇ કહેતો તે ખરૂં છે તે શિવાય બીજાપણ દુઃખો અનાથ પ્રાણિયોપર પડે છે. કોઇ શરીરે પુષ્ટ બનેલા આદમી બિ-ચારાં વિના અને નિર્બળ અને આંધળાં પ્રાણીને મારે કે કોઇ માગવા આવે તો તેના પાત્રમાં ધુળની મુઠી ભરીને નાંખે, કોઇ અગ્નિથી ડામ આપે કે કોઇ અપરાધી ઠેરવી પોલીસમાં પકડી જાય, પણ મૂર્ખ લોકો એમ નથી વિચારતા કે આપણી આવી સ્થિતિ હોય તો આપણને જેવું લાગે તેવું તેને લાગતું હશે. ઇત્યાદિ સૂક્ષ્મ બાબતોમાં પણ માણસોને અને પ્રાણિ-ઓને ઘણું દુઃખ પડે છે તે પોતાના અને પરના કલ્યાણની ખાતર ન થવું જોઇએ. ભલે કોઇએ મોટાં મોટાં ધર્મનાં મકાનો બાંધ્યાં હોય કે જેમાં

લાખો રૂપૈયાના ખર્ચ થઈ ગયાં હોય પણ આવા ગરીબોની દાદ સિવાય એવુ કોઈ મકાન બંધાયુ લાગતું નથી લાખો પૈસા ખરચી ધર્મશાળાઓ કે દવાશાળાઓ બંધાવિ તે અનાથને માટે છે ખરી, પણ તેનો ઉપયોગ અનાથો-થી થોડે લેવાતા સનાથ ઘણો લઈ શકે છે. એપણ ધર્મનુજ કામ છે તોપણ અનાથને સુખી કરતાં જેટલુ પુણ્ય થાય છે તેટલુ સનાથને સુખી કરતાં થતુ નથી.

માયાળુ સરકારે એવી તો કોરટો ઉભી કરી છે કે જેનો ધાસ્તીથી કોઈને કોઈથી આગળો અડાડી શકાતિ નથી પણ અનાથને દુખ પડે તેને કોરટમા કોણ લઈ જાય ? અને કોરટે ન જાય ત્યારે તેનો ન્યાયપણ ક્યાથી થાય ! ચાલતા જમાનાની દુનિયા પણ એવી છે કે એક કોઈ માણસ ગરીબને મારતો હોય તો બીજો કોઈ પણ મોમાથી ના કહે નહીં અને જોયા કરે. એક વખત કોઈ અમલદારના માણસે એક ડોસો અને એક ડોસી આંખે આંધળા હતા તે જરા રસ્તામા બેઠેલા તેને તેમણે પોતાના સીપાઈપણાના જોસથી એકદમ ત્યાથી ધકેડી કાઢ્યા એટલુંજ નહીં પણ લોકો દેખતાં પેહેલાં બરાડા પાડતા જાય અને પેહેલા સીપાઈ તેને મુકીઓ મારતો મારતો દૂર લેતો જાય કોઈ નછુટકે જોવા આવે તો તેમને ધમકી આપે. આ દેખાવ કોઈએ પણ નજરે જોયો પણ બીજા જેમ અમલદારની બીકથી ન બોલ્યા તેમ તે પણ ચુપચુપ તેને મકાને ચાલ્યો ગયો. આવાં સૂક્ષ્મ દુખો ઘણા છે તે અનાથ માણસો અને પ્રાણિઓપર બહુ પડે છે. એનો ઇલાજ કરવા ધનવાનોએ પ્રયત્ન કરવુ જોઇએ. જેટલા અગણીત પૈસાઓ ઇસ્પીતાલોમા અને ધર્મશાળા-ઓમાં પડે છે એટલા પૈસા કાંઈ આ કામમા પડવાના નથી માત્ર એટલુંજ છે કે કોઈપણ એવુ સત્કર્મ કરવુ જોઇએ કે જેનો સત્તાથી ગરીબ માણસો કે પ્રાણિઓ ઉપર સદાંય લોકો જુલમ ગુજારે નહીં જેમણે લાખો કરોડો પૈસા ધર્મમાં વાપરેલ હશે તેમને કાંઈ આવા કામમા મુસ્કેલી પડવાની નથી પણ માણસો જેમ પૈસાવાન કે વિદ્યાવાન થાય છે, તેમ તેના સાથે કેટલીક મોટાઇ આવે છે એ મોટાઇના કેફમા આવી બાબત ઉપર ધ્યાન ન આપે તો કોઈ દિવસ આવુ કામ બને નહીં. જેમને ઇશ્વરે

સંપત્તિ આપી હોય અને જેમને વિદ્યાવાન કર્યા હોય તેમને પ્રાર્થના છે કે હમેશાં તેમના કેફથી અકચુર ન થતાં દૂર રેહેવું જોઇએ. જેમ આંબાના ઝાડમાં અમૃત સરખાં ફળો આવે છે, ત્યારે ઉલટો વધારે નમેલો થાય છે, તેમ આર્યલોકોએ પણ સંપત્તિ કે સદ્‌વિદ્યાની પ્રાપ્તિમાં વધારે નમ્ર થવું ઉત્તમમાં ઉત્તમ છે. અને એમ થયું કે દુખીયાં અનાથોનું દુઃખ ગયુંજ છે.

અમલના મદ્‌થી માતા રહેલાં માણસોએ પણ વિચારવું કે આ ક્ષણભંગુર દેહ કાંઇ હજારો લાખો વર્ષો રેહેવાનો નથી ત્યારે વગર કારણે મદમાં મોહીત થઇ અવળે રસ્તે ચાલવું કે કોઇને દુઃખ આપવું એ વાજબી નથી. જો કોઈ પણ રીતે આ ભવસાગરના પારને ઉતરવાને ઇચ્છા હોય તો સન્માર્ગમાં પ્રવૃત્ત થવું અને કોઇપણ જાતનો મદ મગજમાં આવવા દેવો નહીં.

આ અમારી ગરીબ અનાથો અને પ્રાણિઓને સુખી કરવાને જેને જેટલી સત્તા હોય તેને તેટલી અરજ છે. એ ધ્યાનમાં લઇ જેટલી તેને માટે ઓછી કોશીશો છે તે પૂર્ણ કરવી જોઇએ. જેથી તેથી થતાં પુન્યના પ્રતાપે અને દુઃખીયાં પ્રાણિઓની સુખી થતિ આતરડીની આશીષવડે આ લોકમાં અને પરલોકમાં સારૂં થાય અને હમેશાં ચડતી આબાદી રહે.

---

# સુધારાનો સાચો નહિં પણ ફોકટ ફાંકો અને ભાવિક ભાટિયા શેવકોની મહારાજો પ્રત્યે મમતા!!

આ વિષયનું મથાળુ જોઇ સહુ કોઇ વિસ્મય તો થશે પણ જ્યારે એ પુરેપુરૂ વાંચી તેમાં સમાવેલી મતલબ ઉપર મનન કરી, લાંબી નજરે તપાસ કરશે ત્યારે તેમના ધ્યાનમાં આવશે કે, જે બીના અત્રે લખી અમારી જગા રોકી છે તે ફોકટ નથી.

અમારા વાંચનારાઓ સારીપેઠે જાણે છે કે પુષ્ટિમાર્ગનો પંથ એ કાંઇ પુરાતન વખતનો નથી, પણ એક આધુનિક છે. આ પંથના ઉદ્દેશ તથા રીતભાત અને હેતુવિષે કાંઇ વધારે વિવેચન કરી જણાવવું પડે તેમ નથી; કેમકે એતો તેના આચાર્યોની વર્ત્તણુંકથી જગપ્રસિદ્ધ થએલું

છે.* એટલે એથી ઘણાખરા તો જાણીતાજ હોવા જોઈએ માટે વધારે લખાણથી લખવા કરતા ટુકામા અગત્ય જેટલી નોંધ કરવા જણાવવાનુ કે આજ કાલ આ પંથમા જેટલી અનીતિ અને વિષયી વાતને ઉત્તેજન મળે છે, તેવુ ને તેટલુ બીજે કોઈજ ઠેકાણે મળતુ નહીં હોય, આમ છે, તે છતા પણ કોણ જાણે કેટલાક આપણા હૃદયશુન્ય અને ભાવિક ભાટિયા સેવકો તેઓના પ્રસાદીના પડિયાથી એટલા બધા તો લીન થઇ ગયા છે કે શુભાશુભને પોતાની દૃષ્ટિએ કરી દેખી શકતા નથી. આ કેવી ખેદકારક અને ધિક્કારવા લાયક વાત છે ? જેમ કોઈ વશિકરણ શિખેલો જાદુગર છળને ચાલાકી વડે સામા માણસને ભ્રાંતી ઉપજાવી, તેને આતરી લેછે, તેમ આ લોકો આ પંથના આચાર્યોની મોહજાળમા બહુજ ફસાઇ ગયા છે. તે એટલે સુધી કે તેમના વેષધારી ગુરૂઓ દોરે ત્યા દોરાય, કહે તેમ કરે, અને ચલાવે તેમ ચાલે છે. કેટલાક વૈષ્ણવો આંધળા ભીંત બની દુરાચારમા હવે દહાડે દહાડે છેક લપટાતા જાય છે અને પોતાની સ્ત્રીઓને પણ લપટાવા દેઈ પોતાની પ્રતિષ્ઠાને કલંક બેસાડે છે. એ શુ તેઓ સમજતા નહિ હોય ? સમજતા તો હશેજ. પરંતુ કેટલાક તેમા એવા અજાઈ ગયા છે કે એ બાબત તેમને કશી લાગણી અથવા દાઝ થતી નથી. જે લાગણ શક્તિવાળા અને વિચાર શુદ્ધ છે, તેમને તો આવી અનીતિઓ થતિ જોઇને ખરેખર આખમા વિર આવે છે પણ જેમ બીજમાર્ગી પંથવાળા† પોતાની સ્ત્રીની લાજ પાસે રહી લુટાવે છે અને તેને એક જાણે હળાહળ ઝેરનો ઘોળીને પ્યાલો પીધા જેવા કષ્ટની તપશ્ચર્યા તેથી ઇશ્વરની કૃપા થઇ મોક્ષપદને પામીશુ એમ ધારે છે તેવી રીતે આ મતિહિન ભાવિકો પુષ્ટિમાર્ગના આચાર્યોથી પ્રભુપદને પામવા જાણે માનતા હોય એમ તેમની અને તેમના આચાર્યોની રેણીકરણીથી જણાય છે

એક ધર્મના આચાર્યની રેણીકરણી કેવી હોવી જોઈએ અને તેણે કેવા નિયમોથી ચાલવુ એ બાબતપર તો ધર્મશાસ્ત્રમા ઘણુ વિસ્તારથી લખેલુ

† વાચો મહારાજ લાઇબલ કેસ

* આ પંથ ગુજરાતના કોઈ કોઈ ભાગમા કોળીનાળી વિગેરે હલકી વર્ણમા ચાલે છે અને આ પંથમા વ્યભિચારને ઘણુ ઉત્તેજન મળે છે

છે. પણ લોકો વિચાર કરતા નથી કે "मुखमे राम बगलमां छुरी, भगत भया पण दानत बुरी." આવા ધર્મગુરૂઓથી કેટલું કલ્યાણ થશે અથવા થવાનું છે ? તેનો તોલ કોઇજ કરતું નથી. પણ ભાટિયાની અને વાણિયાની હજારો સ્ત્રીયો નિલાજરાવેષે આવા મહારાજોના મંદિરમાં જતી જોવામાં આવે છે જેમ મિષ્ટ રસપાન કરનારી માખીઓ લાલચથી લોભાઇને પોતાને પ્રિય અને ભોગ્ય એવા પદાર્થ ઉપર તુંટી પડે છે, તેમ આ સ્ત્રીયોનાં ટોળેટોળાં દર્શન માટે દોડાદોડ કરતાં મહારાજોના મંદીરમાં જઇ તુંટી પડે છે. એક ઇશ્વિર પ્રત્યે આવો ભાવ રાખી તેના પ્રત્યેજ તેમ કરે તેને કોઈ કશું કહિ શકે નહિ પણ જ્યારે એથી જુદુંજ જોવામાં આવે ત્યારે એ વાત કેટલી શરમ ઉપજાવનારી છે. તે જણાયાવિના રહે નહિ. વાંચનાર ભાઇઓ ! આ દોડાદોડ કાંઈ ઇશ્વર ભક્તિને માટેજ એકલી હોય છે એમ નથી, પણ તેનાં જુદાં જુદાં કારણો હોય છે. તેમાંનું મુખ્ય કારણ તો એક મહારાજોના દર્શનનુંજ સમજવું, કેટલીક મમાદેવીના તળાવમાં ડુબકી મારી ભીને વસ્ત્રે અને થરથરતે ભુંડે હાલે ગમે તો શ્રીમંતના ઘરનીઓ હો કે ગમે તો ગરીબના ઘરનીઓ હો પરંતુ ગીચ વસ્તીમાં થઇ જતાં કાંઈજ આંચકો ખાતીઓ નથી. એટલુંજ નહીં પણ ઘેરથી ધભરાટમાં નિકળેલીઓના હોય ! તે માફક પાસે વસ્ત્રમાં જોઇએ તો ફક્ત ગાંઠે પેરેલા એક સાલ્લોજ શિવાય બીજું મળેજ નહિ. ' માટે પાસે બીજું વસ્ત્ર તો હોય નહીં અને નાહાવું તો જોઇએ, તેથી આધુંપાછું જોતી કેટલીક વખતે વિનાવસ્ત્રે અને કેટલીએક વખત એજ સાલ્લાથીજ કામ ચલાવી મોટિ આતુરતાએ ત્વરિતપણે જતીઓ હોય. શ્રાવણ માસ કે અધિક માસ જેવા વખતમાં તો જાણે લાખો કીડીઓનાં દર ઉભરાયાં ના હોય ! એમ કોઈ પડતું જાય, કોઇ પછડાતું જાય, અને કોઈ ઠોકરો ખાતું જાય એ પ્રમાણેનો દેખાવ થઈ રહે છે. ભૂલેશ્વરના રસ્તે થઇ જવું એ મુશ્કેલ થઈ પડે ! આટલું તો રસ્તામાંજ પણ મંદિરમાં તો જે દેખાવ જોવામાં આવે છે તે લખવાને કલમ પણ ચાલી શકે તેમ નથી. એટલી બધી ભીડ અને એટલી બધી ગડદી હોય કે તેમાં મરદ અને સ્ત્રીયો એકાકાર થઇ ગયાં હોય, પણ કેટલીક બેશરમી સ્ત્રીયો અને કેટલાક વર્ણસંકરજનો લેશ પણ શરમાતા નથી.

ધિક્કાર છે! આવા વર્ણશંકરોને ને એવી સ્ત્રિયોને! અરે! આટલેથીજ એમાં આવી રહી એમ નથી, પણ આ પ્રસંગમાં વ્યભિચારી મહારાજોને અર્થે તેમના કેટલાક ખાસ માણસો° એવાજ કામને માટે રાખેલા હોય છે, તોપણ પોતાના ધણીની ચાકરી બજાવવામાં ચુકતા નથી કેટલીક વિષયાસક્ત તો પોતાની મેળે હિંડી ચાલીને વખત બેવખતે જઈ પોતાનું અર્થ સાધન કરે છે આ કેવી નફટાઈ! કેવી નિર્લજતા! અને રૂંરૂવાં ઉભા કરે તેવી વાત! જો કોઈ ખરા રજપૂત બચ્ચાની સ્ત્રી આ રીતે વર્તતી હોય અને તેના ધણીને ખબર પડી હોય તો અમે નથી ધારતા કે સહન કરી શકે પણ ભાટિયા રજપૂત વરાના છે તથાપિ રજપૂતનું દૈવત તેમનામાં નથી એટલે તેમ ચાલે એમાં નવાઈ નહીં

આ અનીતિનો વધારો કરનાર અને તેવા કામ કરવાને શિખવનાર અને ચડસ લગાડનાર જોઈયે તો બીજા કોઈજ નહીં પણ તેમના શૈવકોજ છે. પણ વધારે ખેદકારક બીના તો એ છે કે કેટલાક પ્રજામાં સુધારાનું ઓઠું ઊભું ઘાલનારાએ અમને આ વિષય હાલ લખવાને પ્રસંગ આણ્યો છે અને તેથીજ અમને જુસ્સાની સાથે અમારો પીતો ઉછળી આવી લાગણી થઈછે અને તેથીજ આ વિષય અમે દાખલ કર્યો છે ભાટિયા જાતિના કેટલાક સુધરેલા અને ઉજળા વસ્ત્ર પહેરી સફેત દુધ જેવા દેખાતા, ભારિભારિ અને વારેવારે સભાઓમાં જનારા કે ભાષણો કરનારા કે ભાષણ કરનારને ટેકો આપનારા, લોકોમાં સુધરાઈનો ફાંકો રાખી બીજાને અગડેના કહેનારા એટલુંજ નહીં પણ મોઢેથી મહારાજોનો ધિક્કાર કરી ડહાપણની વાતો દેખાડનારા એવા સખ્સોના પગતળે બળતું અમને માલમ પડ્યું છે તે એ કે આવા કેટલાએકોના ઘરની સ્ત્રીયો છડેછોગે અને કેટલીકો છુપી રીતે મહારાજોના મંદીરમાં દર્શનને બાને જાય છે. પોતાના છોકરા છૈયાંને કાનમાં ફુંક મરાવી કંઠીઓ બંધાવે છે પેર પ્રસાદીના પડીઆઓ પહોંચેછે દુધની લોટિઓ જાય છે એ વિ

° કેટલીક કુટણીઓ પણ રાખેલી હોય છે તે પણ સંકેત પ્રમાણે મહારાજોને મેળવી આપે છે વહુજીના દર્શનને માટે આવનાર એવી સ્ત્રિયોને મેળવી આપવાનું કામ કુટણીઓજ કરે છે,

ગર ઘણો પરિચય ચાલે છે. આતો શું પણ અમારા જાણવામાં કોઇ રીતે આવેલું કે કોઇ એક ભાટિયા જ્ઞાતિમાં સુધરેલા વર્ગમાં છતાં હવેલી-એોમાં ઉત્સવ ઉપર ખાંડ સાકરની કોથળીઓ પહોંચાડે છે. આ વાત અમે ખોટિ ધારિએ છીએ તોપણ જો આ જાણેલી વાત ખોટિ ન હોય અને ખરી હોય તો એથી બીજું વધારે દલગીરી ભરેલું કંઇજ નથી. પોતે એક સુધરેલા વર્ગમાં ગણાતાં આ પ્રકારે વર્ત્તે તો તેવી ચાલ પસંદ કરવા જોગ કોઇજ કેહેશે નહીં. પરતુ નિંદા અથવા ઘણા તિરસ્કારને પાત્ર કહેવાય. કોઇપણ મનુષ્યે પોતાના મનની મલિનતાને ધોઇ અંતઃકરણને સ્વચ્છ નથી કર્યું. તે પરને શુદ્ધતાઇ બતાવતાં પોતેજ પોતાનું જેમ ઉપહાસ્ય પ્રજામાં કરાવે છે તેમ આપણ એક વેષધારી સુધારક હોય અને પોતે પોતાની વાત ગુહ્ય રાખી બહારથી સુધારો બતાવવાનો હોય તો અમે તે સુધારકને અથવા તેના જેવા જે સુધારકો હોય તેમને સૂચવીએ છીએ કે એવી રીતે કહેવું કંઈ, કરવું કંઇ અને ચાલવુ કંઇ એમ કરીને તમારૂં નામ પ્રજામાં વગોવશો નહિં. જાતે સુધારાના સાથીમાં ખપી બીજાને બોધ કરે, બતાવે, કહે, ધિઃકારે અને પોતે તેથી ઉલટા ચાલી ન કરવાનાં કર્મ કરે. કોઈ પુછે તો ત્રણ તસુનું કોરૂ રાખી વાત કરે! એ કોઇ રીતે યોગ્ય કેહેવાય નહિ. આ વેળાએ અમને એક ગામડાના રેહેનાર સંયોગી* સાધુની વાત યાદ આવે છે. એક સંયોગી સાધુ પોતાના કુટંબસાથે મંદીર બાંધી ગુજરાતના કોઇ નાના ગામમાં રેહેતો તેને તેનો ગૃહસ્થાશ્રમ જોઇને ઠાકુરજીનાં દર્શને આવનાર લોક પુછે કે બાવાજી એ ગાવડી કીસીકી, તો કેહે લાલજી મહારાજકી. એ બાઇ કીસોકી, તો કેહે એ તો ટેલબી† હે. એ શીરાપુરી કીસીકે બાસ્તે બનતી હે, તો કહે લાલજીકુ ભોગ ધરને બાસ્તે. હોય તો બધાંવાનાં પોતાને વાસ્તેજ પણ લાલજીને નામે અજ્ઞાની લોકોને ઉલટ સુલટ બતાવી પોતાની તૃષ્ણા છળરૂપે પૂર્ણ કરે છે. અર્થાત ન કરવાનાં કામ કરવાને પણ ચુકે નહીં. જો કોઇ અન્યે કર્યું હોય તો તેનો ધિઃકાર બતાવે. આવા બહારથી ચોખ્ખા અને માંહીથી મેલા એવા કેટલાક શોધ લેતાં અમને જડી આવ્યા છે. આને માટે અમે

---

* સ્ત્રીવાળો. † કાંમકાજ કરનારી.

ઘણાજ દિલગીર છીએ. એટલુંજ નહીં પણ આ ઉપરથી કહીએ છીએ કે કુમાર્ગને પથે ચળનારા તેમજ દુરાચારી મહારાજોની જાળમા ફસાએલા તથા પ્રજામા વધઘાટથી સુધારક બની ચાલનારા આપણા અજ્ઞાની અને મૂર્ખ ચેગણવા મુરખીને ખરા ધર્મની નેષ્ઠા બાંધે અને પોતાની સ્ત્રીયોને ઉત્તમ કેળવણી આપી નીતિવાન કરે એ અમને તો બહુજ શકા ભરેલુ લાગે છે.

છેલ્લે આવા વિચારશુન્ય ભાવિકોના ભલાને અર્થે અને તેમના કલ્યાણાર્થે અમે સ્પષ્ટ વાક્યોથી જણાવીએ છીએ કે આ મહાવિકટ એવો ભવસાગર તરવાની તમારી ઇચ્છા હોય તો આવી પ્રપંચી જાળ-માં ન ફસાતાં ખરૂં શુ છે ? તે ગ્રહણ કરો અને ખોટાનો ધિક્કાર કરી તેનો ત્યાગ કરો કેમકે જ્યાસુધી તમે પવિત્ર ધર્મને જાણ્યો નથી, અને જ્યાં સુધી દુરાચારના પાશમાથી છુટ્યા નથી, ત્યાં સુધી તમારાપ્રત્યે ઇશ્વરની મમતા અને ભાવ તથા તમારૂ શ્રેય થવું એ અત્યંત દુર્લભ છે. એમા કાઇજ સંશય નથી વાસ્તે દરેક જને પોતાના આત્માનુ સાર્થક કરવાને કાજે જે જે વિરૂદ્ધ કામ છે તેને છોડી દેઇને સદાચરણથી ચાલવુ અને પોતાની સ્ત્રીઓ તથા પોતાની પ્રજા સદાચરણી થાય એવા યોગ્ય ઉપા-યોની યોજનાઓ કરવી, કે તેમનામાં ઉત્તમ ગુણો આવે અને તેવડે તેઓ સારાસાર સમજી સદ્ધર્મ ઉપર આસ્તા બાધે તથા પોતાને વ્યવહારમા કેવી રીતે વર્તિ ચાલવુ એ તેઓના લક્ષમાં સારી રીતે આવે. એટલુંજ નહિ પણ પોતાને કર્ત્તવ્યકર્મ શું છે અને શુ નથી તેનુ જ્ઞાન તરત તેમને થાય અને એમ થયું એટલે પછિ તેઓનામા ઉચ્ચ વિચાર આવતાં સપ્રદાય શુદ્ધ બની જે જે અયોગ્ય અને ઉલટુ છે તેને તત્કાળ તજી દેતાં એક ક્ષણ પણ વિલબ કરશે નહીં અને એમ જ્યારે થશે ત્યારેજ સદ્ધર્મને ઓળખવાનુ તેમને ભાન થશે તથા સઘળાં સત્કર્મો ઉપરજ અંતઃકરણ ખેચાશે, તેના ઉપર પ્રિતિ થશે, આત્મા બધાશે, પોતાનો દૃઢ નિશ્ચય તેજ પ્રત્યે કરશે. અર્થાત સત્કર્મો શિવાય ખરાબ અને અનીતિ ભરેલા જે જે કૃત્યો છે તે તે પર તેમને ધિક્કાર ઉપજશે અને તેને તુચ્છ ગણશે આવી રીતે ચિત્તની વૃત્તિઓ બદલાઇને મન નિર્મળ થશે અને સત્ય અને સારીવાત ઉપર શ્રદ્ધા બધાઇ એટલે જગત્કર્તા ઇશ્વરની કરૂણા અને પ્રિતિનો પાર રહેશે નહીં.

# પરચુરણ.

(કાઠિયાવાડના એક મેહેતાજી તરફથી લખાઈ આવેલા સવાલ.)

૧. વડનું ઝાડ એવડું મોટું છતાં તેનાં ફળ (ટેટા) એવડાં નાનાં અને પતકાળા (કોળા) નું ઝાડ (વેલા) એવડું નાનું છતાં તેનાં ફળ (પતકાળું-કોળું) એવડાં મોટાં છે તેનું કારણ શું હશે ?

૨. એક સુંદર ગોળ માનસરોવર જળથી ભર્યું છે. તેની વચ્ચોવચ્ચ એક ગોળ લોઢાનો થાંભલો છે. પાણીના અંદર ગયાવિના કાંઠે ઉભા રહીને તે સ્થંભને દોરડાની ગાંઠ બાંધવી હોય તો શી રીતે બાંધી શકાય ?

૩. જેમ જેમ આપણે ઉત્તરમાં જઇએ તેમ તેમ ભરતી ઓછી અથવા બિલકુલ થતી નથી તેનું કારણ શું હશે ?

૪. પૃથ્વી ગોળ છે તોપણ ધ્રુવપાસેના તેના બન્ને છેડા ચપટા છે, તેનું કારણ શું હશે ?

૫. જેમ જેમ છોકરૂં મોટું થાય તેમ તેમ માવતર કહેશે કે મારૂં છોકરૂં મોટું થાય છે; પણ ખરૂં જોઇએ તો જેમ જેમ મોટું થાયછે તેમ તેમ આવરદા ઓછી થાય છે. એમ છતાં લોકોમાં એવી અવળી સમજ કેમ ચાલી હશે ?

૬. રોટલી કે રોટલા કેટલીકવાર ઉપસે છે અને કેટલીકવાર નથી ઉપસતાં તેનું કારણ શું હશે ?

૭. કયાં સુખનું ઢાંકણ મળતું નથી ?

૮. (મો) સિવાય ઓકારાંત નાન્યત્તર જાતિ એક વચનના દાખલા કયા છે ?

૯. વખતે વખત આકાશમાં જુદા જુદા રંગ દેખાય છે તેનું શું કારણ હશે ?

૧૦. હાલ તા. ૧૨ મી જાનેવારીએ સંક્રાંતિનો તેહેવાર પાળવામાં આવે છે. તો તે તારીખે સૂર્ય મકરનો થાય છે કે શી રીતે ? અગર નથી થતો તો કયારે થાય છે, અને લોકોનું માનવું એ પ્રમાણે શા માટે થયું ?

**ન. ગો. મે.**

*** આના જવાપ કોઇ લખી મોકલશે તો અમે દાખલ કરીશું. તંત્રી.

॥ तस्मिंस्तृचे प्रथमां सूक्ते पंचमीमृचमाह ॥

उक्थमिंद्राय शंस्यं वर्धनं पुरुनिष्षिधे । शक्रो यथा सुतेषु णो रारणत्सख्येषु च ॥५॥

पदपाठः

उक्थं । इंद्राय । शंस्यं । वर्धनं । पुरुनिःऽसिधे । शक्रः । यथा । सुतेषु । नः । ररणत् । सख्येषु । च ॥ ५ ॥

## माधवभाष्यं.

इंद्रायेंद्रार्थं वर्धनं वृद्धिसाधनमुक्थं शस्त्रं शंस्यमस्माभिः शंसनीयं । कीदृशायेंद्राय । पुरुनिष्षिधे । बहूनां शत्रूणां । निषेधकारिणे । शक्रः शक्त इंद्रो नोऽस्मदीयेषु सुतेषु पुत्रेषु सख्येषु च सखित्वेष्वपि यथा येन प्रकारेण रारणत् । अतिशयेन शब्दं कुर्यात्तथा शंस्यमिति पूर्वत्रान्वयः । अस्मदीयेन शस्त्रेण परितुष्ट इंद्रोऽस्माकं पुत्रानस्मत्सख्यानि च बहुधा प्रशंसत्वित्यर्थः ॥ उक्थं । वचेस्थक्प्रत्ययः । उ० २।७ प्रत्ययस्वरः । शंस्यं । शंसु स्तुतौ । ण्यंतादचो यत् । णेरनिटीति णिलोपः । तित्स्वरिते प्राप्ते यतोऽनाव इत्याद्युदात्तत्वं ।

वर्धनं । करणाधिकरणयोश्चेति करणे ल्युट् । लितीति प्रत्ययपूर्वस्योदात्तत्वं । पुरुनिष्षिधे । बहूनां शत्रूनां निषेधकाय । षिध गत्यां । धात्वादेः षः सः । अत्र निरित्युपसर्गस्य निशब्दसमानार्थस्य प्राक्प्रयोगः । क्विप्चेति क्विप् । क्विपः सर्वापहारी लोपः । कुगतिप्रादयः । पा० २।२।१८। इति समासः । निसः सकारेणेणो व्यवधानं छांदसत्वादनादृत्योपसर्गात्सुनोतीत्यादिना। पा० ८।३।६५। धातुसकारस्य षत्वं । निसः सकारस्य ष्टुना ष्टुः। पा० ८।४।४१। इति षत्वं । पुरुशब्देन कर्मणि सप्तम्यंतेन समासः । षिधो धातुस्वरेणोदात्तत्वं । निष्षिध इति प्रादिसमासे कृदुत्तरपदप्रकृतिस्वरत्वं । कृद्ग्रहणे गतिकारकपूर्वस्यापि ग्रहणात्पुनः कारकसमासेऽपि स एव स्वरः । शक्नोतीति शक्रः । स्फायितंचिवंचिशकीत्यादिना । उ० २।१३। रक्प्रत्ययः । यथा । प्रकारवचने थल् । लित्स्वरेण प्रत्ययात्पूर्वोऽकार उदात्तः । सुतेषु। क्तः प्रत्ययस्वरेणोदात्तः । नः । नसो नकारस्य नश्च धातुस्थोरुषुभ्यः । पा० ८।४।२७। इति संहितायां णत्वं । रारणत् । रणशब्दार्थः । धातोरेकाचः । पा० ३।१।२२। इति यङ् । यङोऽचि चेति लुक् । प्रत्ययलक्षणेन । पा० ६।१।१। द्विर्भावो हलादिशेषः । दीर्घोऽकि

तः । पा० ७।४।८३। इति दीर्घः । प्रत्ययलक्षणेन सन्नाद्यंता धातव इति धातुसंज्ञायां लिडर्थे लेडिति हेतुहेतुमद्भावलक्षणे । पा० ३।३।१५६। लिडर्थे लेट् । अत्र हींद्रकर्तृकं रारणनमुक्थशंसनस्य कर्तव्यत्वे हेतुः। लेटस्तिप् । इतश्च लोपः परस्मैपदेष्वितीकारलोपः । लेटोऽडाटावित्यडागमः । कर्तरि शप् । तस्य चर्करीतं परस्मैपदमदादिवच्च द्रष्टव्यमित्यदादिवद्भावाददिप्रभृतिभ्यः शप इति प्राप्तो लुग्बहुलं छंदसीति निषिध्यते । शपोऽनुदात्तत्वाद्धातोरंतोदात्त एव शिष्यते । शपा लसार्वधातुकस्य व्यवधानात्तत्र परतो विधीयमानमभ्यस्तानामादिरित्याद्युदात्तत्वं न भवति । न च तिङ्ङतिङ इति निघातः। अत्र यथाशब्दयोगेन यावद्यथाभ्यां । पा० ८।१।३६। इति निषेधात् । चवायोगे प्रथमेति वात्र निघातो न भविष्यति । अत ह्युत्तरवाक्ये सख्येषु चेति चानुकृष्टविभक्त्यपेक्षयेयं प्रथमा तिङ्विभक्तिः । सख्येषु । सख्युः कर्माणि सख्यानि तेषु । कर्मणि चेत्यनुवृत्तौ सख्युर्यः । पा० ५।१।१२६। इति सखिशब्दाद्यप्रत्ययः । तत्र भसंज्ञायां यस्येति च । पा० ६।४।१४८। इतीकारलोपः । प्रत्ययस्वरः ॥ ५ ॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

घणाओना निषेध करनारा इंद्रनेवास्ते वृद्धिनुं साधन, एवुं शस्त्र आपणे केहेवुं के जे रीते समर्थ एवा इंद्र आपणा पुत्रोमां अने मित्रपणामां अतिशय शब्द करे. ॥ ५ ॥

## भाष्यनो भावार्थ.

घणा शत्रुओना निषेध करनारा इंद्रनेवास्ते वृद्धिनुं साधन एवुं शस्त्र (स्तोत्र) आपणे बोलवुं के जे प्रकारे समर्थ एवो इंद्र आपणा पुत्रोमां अने मित्रपणामां अतिशय शब्द करे. मतलब के आपणा शस्त्रथी (स्तोत्रथी) प्रसन्न थयेलो इंद्र आपणा पुत्रोने अने आपणी मित्रताने वखाणो. ॥ ५ ॥



॥ षष्ठीमृचमाह ॥

तमित्सखित्व ईमहे तं राये तं सुवीर्यै । स शक्र उत नः शकदिंद्रो वसु दयमानः ॥ ६ ॥

पदपाठः

तम् । इत् । सखिऽत्वे । ईमहे । तं । राये । तं ।

सुऽवीर्ये । सः । शक्रः । उत । नः । शकत् । इंद्रः । वसु । दयमानः ॥ ६ ॥

## माधवभाष्यं.

सखित्वे निमित्तभूते सति तमित्तमेवेंद्रमीमहे । याचामः । तथा राये धनार्थं तमीमहे । तथा सुवीर्ये शोभनसामर्थ्यनिमित्तं तमीमहे । उत । अपि च शक्रः शक्तिमान्स इंद्रो नोऽस्मभ्यं वसु धनं दयमानः प्रयच्छन् शकत् । अस्मदीयरक्षणे शक्तोऽभूत् । सप्तदशयाञ्चाकर्मस्वीमहे यामीति पठितं । तदनुसारेणेंद्रं याचामह इति व्याख्येयं ॥ सख्युर्भावः सखित्वं । तस्य भावस्त्वतलौ । पा० ।५।१।११९। इति त्वः । प्रत्ययस्वरेणोदात्तः । ईमहे । ईङ् गतौ । ङित्वादात्मनेपदं । दिवादिभ्यः श्यन् । बहुलं छंदसीति श्यनो लुक् । तिङ्ङतिङ इति निघातः । राये । ऊडिदमिति विभक्तेरुदात्तत्वं । सुवीर्ये । शोभनं वीर्यं यस्यासौ सुवीर्यः । अविवृवाचिना नेन भावो लक्ष्यते । सुवीर्यत्व इत्यर्थः । बहुव्रीहावित्यनुवृत्तौ वीरवीर्यौ च । पा० ।६।२।१२०। इत्युत्तरपदाद्युदात्तत्वं । शक्नोतीति शक्रः । स्फायितंचिवंचिशकीत्यादिना रक् । प्रत्ययस्वरः । शकत् । शक्लृ शक्तौ । धातुसंबंधाधिकारे छंदसि

लुङ् लङ् लिटः । पा० ३।४।६। इति लुङ् । यतः शक्नो त्यतस्तमीमह इति धातुसंबंधः । लुङस्तिप् । पुषादिद्यु ताद्य्लृदितः परस्मैपदेषु।पा० ३।१।५५। इति च्लेरङादेशः। बहुलं छंदसीत्यडागमाभावः । तिङ्ङतिङ इति निघातः । वसु । निदित्यनुवृत्तौ वसेरुप्रत्ययः । उ० ११०। नि त्त्वादाद्युदात्तत्वं । दयमानः । दय दानगतिरक्षणहिंसादा नेषु। अनुदात्तेत्त्वादात्मनेपदं । लटः शानजादेशः। शपः पित्त्वादनुदात्तत्वं । शानच्चश्चित इत्यंतोदात्तत्वं बाधि त्वादुपदेशाच्छप उत्तरत्वेन परत्वाल्लसार्वधातुकत्वानुदा त्तत्वं । धातुस्वर एव शिष्यते ॥ ६॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

मित्रपणानेवास्ते, धननेवास्ते, तथा सामर्थनेवास्ते तेनेज पामीए छिए. अने शक्तीवाळो इंद्र अमने धन आपतो समर्थ थयो ॥ ६॥

## भाष्यनो भावार्थ.

मित्रपणानेवास्ते,धननेवास्ते, तथा सामर्थ्यनेवास्ते तेज इंद्रने पामीए छिए. एटले तेनी प्रार्थना करिये

छिये. अने शक्तिवाळो ते इंद्र अमोने धन आपतो सतो अमारा रक्षणमां समर्थ थयो. ॥ ६ ॥

॥ इति प्रथमस्य प्रथम एकोनविंशो वर्ग. ॥



अ० १. अ० १. व० २०. म० १. अ० ३. सू० १०.

॥ गायंतीति सूक्ते सप्तमीमृचमाह ॥

सुविवृतं सुनिरजमिंद्र त्वादातमिद्यशः । गवामप व्रजं वृधि कृणुष्व राधो अद्रिवः ॥ ७ ॥

पदपाठः

सुऽविवृतं । सुनिःऽअजं । इंद्र । त्वाऽदातं । इत् । यशः । गवां । अप । व्रजं । वृधि । कृणुष्व । राधः । अद्रिऽवः ॥ ७ ॥

माधवभाष्यं.

हे इंद्र यशोऽन्नं कर्मफलभूतं सुविवृतं सुष्ठु सर्वत्र प्रसृतं सुनिरजं सुखेन निःशेषं प्राप्तुं शक्यं त्वादातमित्त्वया शोधितं च संपन्नमिति शेषः । इतः परं क्षीरादिरसलाभार्थं गवां व्रजं निवासस्थानमपवृधि । अपवृ

तमुद्घाटितद्वारं कुरु । हे अद्रिवः पर्वतोपलक्षितवज्र युक्तेंद्र राधो धनं कृणुष्व । संपादय ॥ सुविवृतं । वृञ् वरणे । कर्मणि क्तप्रत्ययः । विशब्देन प्रादिसमासः । विवृतमित्यत्र कृदुत्तरपदप्रकृतिस्वरं बाधित्वा कर्मवाचिनि क्तांते परतो गतिरनंतरः । पा० ६।२।४९। इति पूर्वपदप्रकृतिस्वरे प्राप्ते परादिश्छंदसि बहुलं । पा० ६।२।१९९। इत्यृकार उदात्तः । पुनः सुशब्देन समासे कृदुत्तरपदप्रकृतिस्वरेण स एवकार उदात्तः । ननु वृतमित्येव कृदंतं नतु विवृतमिति प्रत्ययग्रहणे यस्मात्स विहितस्तदादेस्तदंतस्य ग्रहणमिति वचनात् । सुविवृतमित्यत्र च समासे वृतमित्येतावन्मात्रं नोत्तरपदं किंतु विवृतमिति । तत्कथं कृदुत्तरपदप्रकृतिस्वरत्वमिति चेत् । उच्यते । प्रत्ययग्रहणपरिभाषापवादेन कृद्ग्रहणे गतिकारकपूर्वस्यापि ग्रहणमित्यनेन विवृतमित्यस्यापि कृदंतव्यपदेशोपपत्तेः । ननु विवृतमित्यस्य यथा कृदंतव्यपदेशः । एवं क्तांतव्यपदेशोऽप्यस्ति तयैव परिभाषया । तथा च कर्मणि क्तांतउत्तरपदे परतो गतिरनंतर इति सुशब्दस्य प्रकृतिस्वरः प्राप्नोति । न चात्रापि परादिश्छंदसि बहुलमित्येवं नास्ति विस्तारः । तथा हि । सति सुविवृतमित्यत्र विवृतमित्येवोत्तरपदमिति तदादिरि

## વિશેષ સૂચના.

આ "આર્યધર્મપ્રકાશ" નામના માસીક ચોપાનિયાંનું છઠું વર્ષ પુરૂ થવા આવ્યું છે અને સાતમું વર્ષ ૧૯૩૫ ના કાર્તિક માસથી બેસવાનું છે. આ ચોપાનિયાંને સુજ્ઞ સજ્જનો તરફથી સારો આશ્રય મળ્યો છે તેથી તેણે પોતાની શકિત મુજબ્બ સર્વની સેવા બજાવવામાં ઘટતું પ્રયત્ન કર્યું છે અને હવે પછી પણ સારી રીતે સેવા બજાવવાની ઉત્કઠા ધરાવે છે.

અમારા ઘણા ખરા ગ્રાહક સદ્દગૃહસ્થોએ પોતાનું ચાલતી શાલ સુધીનું દેવું પતાવી દીધું છે અને હવે જે સુજ્ઞોનું બાકી હોય તેઓએ ચાલતી શાલનો બારમો અંક નિકળતા પેહેલાં તુરત મૂલ્ય મોકલી, દેવું પતાવી દેવાને કૃપા કરવી. વર્તમાનપત્રો તથા ચોપાનિયાં આદિના પૈસા સઘળે ઠેકાણે અગાઉથી લેવામાં આવે છે, માટે અમારા સજ્જન ગ્રાહકો ચાલતી શાલનાં નાંણાં પણ મોકલવાને કૃપા કરશે એવી આશા છે.

સદરહુ ચોપાનિયાંના ગ્રાહક થવાને કોઇ આર્યવંશજો ઇચ્છતા હોય તેમણે પોતાનાં નામો અમને અગાઉથી લખી મોકલવાં.

આ ચોપાનિયાંની વર્ષ એકની રૂ ૧-૮-૦ અગાઉથી કિમ્મત રાખી છે અને દેશાવરના ગ્રાહકોને ટપાલ ખર્ચ વધારે મોકલવું પડશે. પણ વર્ષ વિત્યા પછી આપશે તો રૂ ૩ આવતા વર્ષથી લેવાનુ ઠરાવ્યું છે. પાછળથી ત્રણ રૂપૈયા આપનારને ટપાલ ખર્ચ પડશે નહીં.

---

## જાહેર ખબર.

આ ચોપાનિયાં બાબત કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહાર કોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૩૫ માં સંસ્કૃતપાઠશાળામાં આર્યધર્મપ્રકાશના મેનેજર જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામા આવશે નહીં. ઠેકાણું બદલે તેમણે અમને લખી જણાવવું.

Registered No. 63 of 1878.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૬ ઠું. આશ્વિન, સંવત ૧૯૩૪. અંક ૧૨ મો.

॥ शिखरिणी ॥

॥ अघौघंप्राचीनविघटयतिपुण्यंप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिनवनवकलापल्लवयति ॥
॥ हरत्यज्ञानांध्यंदिशतिपरमानंदपदवीं ॥
॥ सतांसंगःकल्पद्रुमइवनकिंकिंवितनुते ॥ १ ॥



છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભાર મંડળી.

મુંબઇ મધ્યે,
ઓરીયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૭૮ ઈસવી.

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|



---

हरिगीत छंद.

જો આર્યધર્મપ્રકાશની મન આશ રાખો માનવો ?
તો "આર્યધર્મપ્રકાશનો" ઉપદેશ સારો માનવો;
આ આર્યદેશ સુધારવાને જો દયા દિલમાં ધરો,
તો આર્ય લોક તણો સુપંથ પડેલ દેખો પાધરો. ૧.

---

# पुस्तकोनी पहोंच.

"भवानीकाव्यसुधा" આ નામની ચોપડી ભાગ ૨જો, તેના કર્ત્તા ભવાનીશંકર નરસિંહરામ તરફથી અમને ભેટ દાખલ મળી છે, તે માન્ય રાખીએ છીએ. તેમાં આત્મબોધ આદિ વિવિધ વિષયો સમાવેલા છે. એ ચોપડીની કિમ્મત આના ૮ રાખેલી છે. અને પૃષ્ઠ ૭૨ છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૬ ઠું.      આશ્વિન, સંવત ૧૯૩૪.      અંક ૧૨ મો.

## धर्मो रक्षति रक्षितः

ડેરાવ હરિ

सहसाविदधीतनाक्रियामविवेकःपरमापदापद
वृणुतेहिविमृश्यकारिणंगुणलुब्धास्वयमेवसंपदः ॥

જે વિચારીને સઘળી ક્રિયા કરનાર માણસ છે, તેને તેના ગુણથીજ લાભાઇ ગયેલી સંપત્તિઓ નિશ્ચે પોતાની મેળેજ વરે છે. (અર્થાત એની મેળે સંપત્તિ મળે છે) માટે તત્કાળ કોઇ ક્રિયા કરવી નહીં, કારણ કે, અવિવેક છે, એજ કેવળ સઘળી આપત્તિઓનુ ઠેકાણુ છે

કોઇપણ જાતના આવેશથી જ્યારે કામ કરવામાં આવે છે, ત્યારે લોકો વિવેકને પાછળ મુકી દે છે, તેથી વખતે હજારો અનર્થો થઇ જાયછે પણ જો વિચારીને કરવામા આવે છે, તો તેથી અનર્થને બદલે અર્થ થાય છે. એટલાજ માટે ઉપલા શ્લોકમા જણાવેલુ છે કે, ઉતાવળથી ક્રિયા કરવામાં આવવી ન જોઇએ કારણ કે તેથી થતો અવિવેક કેવળ આપત્તિઓનુ સ્થાનક છે. જો ખરાં ખોટાને જાણીને ક્રિયા કરવામા આવે છે, તો સપત્તિ એની મેળે મળે છે.

માણસમાત્રના શરીરોમા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ પાપના ખાડામા ઉતારનારા છ જાતના દુર્ગુણો રહેલા છે, તેમા ચોથા નબરનો "મોહ" છે, તેનો આવેશ જે વખત માણસમા આવે છે, તે વખતે વિચારવિના સાહસ કામ બની જાય છે, ક્રોધની જરા સહાયતાથી જ્યારે તેવી રીતે બન્યું ત્યારે પછી આવેશ ઉતરે ત્યારે હજારો સતાપ માણસના મનમા થાય છે, અને પશ્ચાત તાપથી તેઓનુ હૃદય બળ્યા કરે છે. અને હવે પછી શી આપત્તિ આવશે ? એવિ જાતના વિચારમાં તેમને કશુ સુજતુ નથી, માટે જે મોહના આવેશને લીધે આવું બને છે, તે મોહને નિર્મૂળ કરીને આર્યલોકો એ વિવેકી બની સારાસાર વિચાર કરી સર્વ

કામ, પછી ગમે તો સારૂં કે ગમે તો નરતું હોય તે કરવાને પ્રવૃત્ત થવું જોઇએ. ગમે તેવું હોય તેમાં વિચાર કરવાનું કારણ એવું કે, સારૂં હોય તો તેમાં વિચાર કરવાથી વધારે લાભ થાય, અને નરતું હોય તો તે વિષે વિચાર કરવાથી તેનો ત્યાગ થઇ શકે, માટે ઉપરના વાક્યપ્રમાણે સર્વ આર્યજનોએ વર્ત્તતાં જવું એ ઉત્કૃષ્ટ છે.

---

## आत्मज्ञान.

### પદ.

"મથુરાના વાસી રે, વેગે વેલા આવજોરે" (એ રાગ.)

આતમ અભાગી રે, ઓળખે ન આપનેરે,
પૂજી પીરવીર પેગંબર પ્રેત;
જોયા નહિં જાગી રે, પ્રભૂના પ્રતાપને રે,
અંધ રહ્યો આળસમાં તું અચેત. આતમ. ૧

પાપરૂપિ પડ્યો રે, પારધીના પાશમાં રે,
ગંડ તેમાં ગોથાં ખાતો ગભરાય;
કેવળ કથાયો રે, કુટીલના ક્યાસમાં રે,
નાદાનને તોય નીતિ ન ભરાય. આતમ. ૨

આ સંસાર સિંધુ રે, તરતાં ન આવડ્યું રે,
ઝોકાવીયું ઝાઝા તોફાનમાં ઝાજ;
ગફલતમાં ગયું રે, ગેબી પડી ગાબડું રે,
કજા થાતાં કાંઇ ન સૂઝ્યો કવાજ. આતમ. ૩

મોહ મત્સરરૂપી રે, મોજા માંહિ મૂરખો રે,
ધસડાયાથી ઘણો વળી ગયો ઘાણ;
બૂડતાં ન બોલ્યો રે, બૂરાઇનો બૂરખો રે,
હરામી જો બની હજારની હાણ. આતમ. ૪

હું પદથી હાલ્યો રે, હલકાની હારમાં રે,
નજરે નિરખ્યા નાયકાના નિત્ય નાચ;

જાતે જોતરાયોરે, જુસરીથી જારમાં રે,
સપનામાં તું સત્સંગ સમજ્યો ન સાચ. આતમ. ૫
હોગટ ફસાયોરે, ફેલાઇના ફંદમા રે,
આરોગ્યો તું ભ્રષ્ટ થઇને અભક્ષ;
છાનીને છૂપાણો રે, છેવટનું છંદમાં રે,
શ્રીજ્ઞાન તે પૂરણ બ્રહ્મ પ્રત્યક્ષ. આતમ. ૬
વિશેષ વિટાણો રે, વનિતાના વાસમા રે,
ખોટામા તું થયો ખચીત ખુવાર,
અતરેન આણ્યારે, અચ્યુત આભાસમા રે,
ભટક્યો તું ફોકટનો ધરીભાર. આતમ. ૭
મોતની પધારી રે, પાથરી મશાણમા રે,
સોડ તાણી સુતો આખર સ્મશાન,
લીધી તેં કમાણી રે, કુતતણી લાણમા રે,
ગોથાં ખાતાં અજ્ઞાની લીધુ ન માન. આતમ ૮
ખુટલ તેં ખાધાં રે, ખરાબીનાં ખાસડાં રે,
પાપતણી પ્રૌઢ રચાવીને પાળ;
ગાંઠમા તેં બાંધ્યા રે, ગાળતણા ગાંસડા રે,
ચાલ્યો ચોંપે, ચાલીને ચોરની ચાલ. આતમ. ૯
શ્રદ્ધાથી ન શિખ્યો રે, સાધુ શિખ શ્રમને રે,
આળસમા કહાડ્યો ન બ્રહ્મ અવાજ,
ભ્રમમા ભવાની રે, ભૂલો ગયો બ્રહ્મને રે,
લપટ તેં લોકની આણી ન લાજ. આતમ ૧૦

"લ. ન."

## विदुरनीति.

(સાધણ પૃષ્ઠ ૨૫૦ થી.)

अष्टौगुणाःपुरुषंदीपयंतिप्रज्ञाचकौल्यंचदमःश्रुतंच
पराक्रमश्चाबहुभाषिताचदानंयथाशक्तिकृतज्ञताच ॥ ९९ ॥

બુદ્ધિ, સારા કુળમાં ઉત્પત્તિ, ઇંદ્રિઓ વશ રાખવી, શાસ્ત્રાદિકનું શ્રવણ, પરાક્રમ કરવું, થોડું બોલવું, શક્તિ મુજબ દાન આપવું અને જે પોતાની ઉપર કોઇ ઉપકાર કરે તે જાણવો. એ આઠ જાતના ગુણો માણસને શોભાવી આપે છે.

સારી બુદ્ધિ હોયતો માણસને સારા સારા વિચારો આવે અને સારૂં કામ કરવાનું સુજે. સારાં કુળમાં જન્મ હોયતો તેને અનુસરીને સદ્‌વિચાર, સારી વર્તણુંક, અને સારા માણસો સાથે સંગત રહે. ઇંદ્રિયો વશ રેહેવાથી શરીરમાં રોગાદિક થાય નહીં અને ચોરી છીનાળીઆદિ દુર્ગુણો નજીકમાં આવે નહીં. શાસ્ત્રાદિકનું શ્રવણ હોય તો સારાસારની ખબર પડે, મનવિવેકને સમજે, સન્માર્ગમાં પ્રીતિ થાય, સદ્‌ધર્મને ઓળખાય, સદાચારે ચલાય અને મન નિર્મળ રહે. પરાક્રમ એટલે કોઇપણ જાતની બહાદુરીનું કામ કરવું તેથી લોકો વખાણ કરે અને પ્રસિદ્ધિ થાય. થોડું બોલવું એટલે વિચારીને જ્યાં જેટલું ઘટે તેટલું થોડા અક્ષરમાં બોલવું એથી પ્રમાણિકપણું જણાય છે, અને લોકોમાં પ્રતિભા પડે છે. યથાશક્તિ દાન આપવાથી કીર્તિનો ફેલાવો થાય છે. ગરીબોની આશિષોથી પુણ્ય અને કલ્યાણ થાયછે. જે ઉપકાર કરે તેને જાણવો એટલે જેણે આપણને માથે હાથ રાખ્યો હોય તેને બને ત્યાંસુધી બદલો વાળવો. કદી તેમ ન બને તો તેનો ઉપકાર જીવતાં સુધી માનવો. એથી આબરૂ વધે છે, લોકો માયા વધારે રાખે છે, વ્યવહારમાં વધારો થાય છે, અને નીતિની રીતિથી ઇશ્વર પ્રસન્ન રહે છે, એવાં કારણથી એ આઠ ગુણો માણસને શોભાવનારા અવસ્ય છે.* ॥ ૯૯ ॥

नवद्वारमिदंवेश्मत्रिस्थूणंपंचसाक्षिकं
क्षेत्रज्ञाधिष्ठितंविद्वान्योवेदसपरःकविः ॥ १०० ॥

નવ બારણાંવાળું, ત્રણ સ્થંભવાળું, પાંચ સાક્ષીવાળું અને ક્ષેત્રજ્ઞ જેમાં

---

* ભાવ એવો છે કે, હે રાજા! એ આઠ ગુણો માંહેલા હાલમાં એકે, તમારા પુત્રમાં નથી માટે શોભા મેળવવી હોય તો પ્રસંગ પ્રમાણે એકેકો ગુણ લેવા માંડવા જોઇએ.

રહેલ છે, એવું આ ઘર છે, તેને જે વિદ્વાન જાણે છે, તેજ સર્વથી ઉત્તમ બ્રહ્મને જાણનારા છે.

શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર, અને સ્થૂળ શરીર એ નવ બારણાંયુક્ત, અવિદ્યા કામ કર્મ એ ત્રણ સ્થંભવાળું, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ સાક્ષિઓવાળું, અને ક્ષેત્રજ્ઞ એટલે એ સઘળાંનો જાણનાર ચિદાભાસ પરમાત્મા તેનાથી વ્યાપ્ત (કારણ, સુક્ષ્મ) શરીરરૂપી ઘર છે તેને જે જાણે છે, તેજ ઉત્તમ બ્રહ્મને જાણેછે. ॥૧૦૦॥

दशधर्मंनजानंतिधृतराष्ट्रनिबोधतान्
मत्तःप्रमत्तउन्मत्तःश्रांतःक्रुद्धोबुभुक्षितः ॥ १०१ ॥
त्वरमाणश्चलुब्धश्चभीतःकामीचतेदश
तस्मादेतेषुसर्वेषुनप्रसज्जेतपंडितः ॥ १०२ ॥

હે રાજા ! મત્ત, પ્રમત્ત, ઉન્મત્ત, થાકેલો, ક્રોધવાળો, ભૂખ લાગેલો, ઉતાવળીઓ, લાલચુ, બીકણ અને કામી એ દશ જાતના પુરૂષો ધર્મને જાણતા નથી એ તમારે જાણવું અને તેથીજ એવા પુરૂષોમાં પંડિતો આસક્ત રેહેતા નથી.

કદી તે ગુણો ન ગ્રહણ થાય તો વિદુરજી કહે છે કે, ક્ષેત્રજ્ઞ આત્માનું રૂપ ઓળખો મતલબ કે આત્મજ્ઞાનથી વૈરાગ્ય થાય એટલે સઘળું સમાધાન સહેજે થઇ જાય. એવી જાતનો તર્ક અહીં આવી શકે છે.

ધર્મને ન જાણતો હોય તેમાં આસક્તિ રાખવાથી અથવા તેની સાથે જોડાવાથી સારું માણસ તેવુંજ બની જાય છે તેમ વિદુરજીનું કેહેવું એવું છે, કે ઉપલા દશ જાતિના અવગુણો છે તે માહેલા થોડા ઘણાપણ દુર્યોધનમાં છે માટે તે ધર્મને જાણતો નથી, અને તેથીજ અવળું આચરણ કરે છે વાસ્તે એનો સંગ મેલી દેવો જોઇએ જેથી દુર્ગુણી ન થવાય અને પંડિતની ગણનામાં અવાય. ॥૧૦૨॥

अत्रैवोदाहरंतीममितिहासंपुरातनं
पुत्रार्थमसुरेंद्रेणगीतंचैवसुधन्वना ॥ १०३ ॥

હે રાજા આ ઠેકાણે અસુરના અધિપતિ સુધન્વાએ પુત્રને માટે જે કહ્યું છે, તે જુનો ઇતિહાસ તમને કહું છું. ॥ ૧૦૩ ॥

यःकाममन्यूप्रजहातिराजापात्रेप्रतिष्ठापयतेधनंच
विशेषविच्छ्रुतवान्क्षिप्रकारीतंसर्वलोकःकुरुतेप्रमाणं ॥ १०४ ॥

જે રાજા કામ અને ક્રોધને ત્યાગ કરે છે, દ્રવ્યને યોગ્ય જગાએ નાંખે છે, સારને જાણે છે. શાસ્ત્રાદિકને શ્રવણ કરનાર છે. તાકીદ કામનો કરનાર છે તે રાજાને સર્વ દુનિયાં પ્રમાણ કરે છે.

અંતરનો અભિપ્રાય એવો જણાવે છે કે હે રાજા જો સર્વ લોકમાં પ્રમાણીક થવું હોય તો દુર્યોધન કામ ક્રોધને મેલી દ્રવ્ય સઘળું પાત્ર (લેવાને યોગ્ય) પાંડવોને આપે. પાંડવોને દુઃખ દેવું ઘટિત નથી એ સારને જાણે. શાસ્ત્રાદિક સાંભળે. પાંડવોને સન્માન આપવામાં વાર ન લગાડે. તો તેમ થઇ શકે તેવું છે. ॥ ૧૦૪॥

जानातिविश्वासयितुंमनुष्यान्विज्ञातदोषेषुदधातिदंडं
जानातिमात्रांचतथाक्षमांचतंताद्दशंश्रीर्जुषतेसमग्रा ॥ १०५ ॥

જે રાજા મનુષ્યોને વિશ્વાસ ઉપજાવવાનું જાણે છે, અપરાધિને ઓળખીને દંડ આપે છે ગુનાહ પ્રમાણે દંડનું પ્રમાણ જાણે છે બ્રાહ્મણાદિક અપરાધ કરે તેને ક્ષમા કરવી તેને જાણે છે તે રાજાને સઘળી લક્ષ્મી ભોગવે છે (સઘળી સંપત્તિ તેને રહે છે.)

વિદુરજીનું કહેવું એવું જણાય છે કે દુર્યોધન મનુષ્યોને વિશ્વાસ ઉપજાવવાનું જાણતો નથી અપરાધીને ઓળખી શકતો નથી. (અપરાધ વિના દંડ આપે છે.) કોને કેટલા દંડ જોઇએ તેપણ જાણતો નથી. અને ક્ષમાને તો ઓળખતો પણ નથી. તેથી સઘળી સંપત્તિ તેને પાસે રહેનાર નથી. માટે જો તે સંપત્તિ રાખવી હોય તો ઉપરના અભિપ્રાય પ્રમાણે તેને ચાલવું જોઇએ. ॥ ૧૦૫ ॥

सुदुर्बलंनावजानातिकंचिद्युक्तोरिपुंसेवतेबुद्धिपूर्वं
नविग्रहंरोचयतेबलस्थैःकालेचयेविक्रमतेसधीरः ॥ १०६ ॥

જે પુરૂષ નબળાને ઓળખે છે એટલે નબળો જાણી તેને નુકસાન કરતો નથી, પારકાં છીદ્ર જોવામા સાવધાન છે. શત્રુને જે જાણી જોઇને સેવે છે. બળીયા સાથે જેને કજીઆ ગમતો નથી. અને વખત મળે ત્યારે પરાક્રમ બતાવે છે તે ધીર પુરૂષ સમજવો. ॥૧૦૬॥

प्राप्यापदनव्यथतेकदाचिदुद्योगमन्विच्छतिचाप्रमत्तः

दुःखचकालेसहतेमहात्माधुरंधरस्तस्यजिताःसपत्नाः ॥ १०७ ॥

જે આપત્તિ આવે તેને જોઇ ખેદ નથી પામતા, સાવધાન રહી ઉદ્યોગ-ની ઇચ્છા રાખે છે, વખતે પડેલુ દુખ સહન કરે છે, કાર્યભાર ઉપાડી શકે છે અને જે મોટા મનવાળો છે તેના શત્રુઓ હમેશા જિતાયેલા છે. ॥૧૦૭॥

अनर्थकंविप्रवासंगृहेभ्यःपापैःसंधिपरदाराभिमर्शी

दम्भंस्तैन्यपैशुनमद्यपानंनसेवत्तेयश्चसुखीसदैव ॥ १०८ ॥

ઘરમાથી નિકળી અનર્થ કરનારી મુસાફરી કરવી, પાપીઓની સાથે સ્નેહ કરવી, પારકી સ્ત્રીયોપર ખરાબ નજર કરવી, દંભ, ચોરી, ચાડી, મદિરાપાન, ઇત્યાદિકને જે નથી સેવતો તે હમેશા સુખી ગણાય છે. મતલબ કે જે ઘરબાર મુકી મુસાફરી કરતો હોય પાપીઓ સાથે સ્નેહ રાખતો હોય પારકી સ્ત્રીયોપર ખરાબ નજર કરતો હોય, ઉપરથી ખોટા ડોળ બતાવતો હોય પોતાના પાષાણ સરખા વચનોથી બિજાનુ ખરાબ વાચ્તો હોય મદિરાપાન કરતો હોય તે હમેશા દુખીઓજ હોય છે, ॥૧૦૮॥

नसंरम्भेणारभतेत्रिवर्गमाकारितःशंसतितत्वमेव

नमित्रार्थेरोचयतेविवादनापूजितःकुप्यतिचाप्यमूढः ॥ १०९ ॥

જે કોઇપણ જાતના ક્રોધથી ધર્મ અર્થ કે કામનો આરંભ કરતો નથી, જે બોલાવવાથી સાચુ કહે છે જે મિત્રજની સાથે વાદાવાદ કરવા ચાહતો નથી જે પૂજા કરવા યોગ્ય હોય છતાં ન પૂજવાથી કોપ કરતો નથી, જે મૂઢ નથી (સઘળુ જાણનાર છે.) (અધુરૂં.)

# શોક.

શોક કરવાથી શું ફાયદો છે, એ તો વિચારવાથીજ જણાઇ આવે છે. સાધારણ લોકો પણ સમજી શકે છે કે, શોક કરવાથી લોકો આપણી હાસી કરે છે. અશ્રુ પાડવાથી આંખ્યોનું તેજ ઘટે છે, અને વ્યવહારીક કામ કરવાની સ્ફુરતિ રહેતી નથી. તેની સાંથે વખતે કાર્યાકાર્ય (આ કરવાનું અને આ ન કરવાનું એવી સમજણ) ની પણ વિસ્મૃતી થઇ જાય છે. મરવા પછવાડે શોક કરવો તે વૃથા છે; ગમે તેટલો શોક કરે, તોપણ મરનારને તેનું જરાપણ જ્ઞાન નથી, એપણ વિચારવાનુ છે. કારણ કે ગમે તે નામ ધારણ કરનાર દેહ નાશ થયો એટલે તેને બાળીને રાખ કરી નાંખે છે. અને તે રાખ પણ પાણીમાં મળી જવાથી તેના તમામ રજકણો જુદાં જુદાં થઇ વિખરાઇ જાય છે; એ કોઇનું અજાણ્યું નથી. વિચારવું જોઇએ કે, શોક તે શાને માટે કરવો ? શોક તે શું દેહને માટે કરવામાં આવે છે ? કે જીવાત્માને માટે? દેહને માટે કરવામાં આવતો હોય તો તે વૃથા છે, કારણ કે તે જન્મ્યો ત્યાંથીજ તેને નાશ થવાનું સિદ્ધ થયું છે, ગમે તો આજ પડે કે પછી, ગમે તો સો વર્ષે પડે, તે વળી હાડ ચામ, મળ મૂત્ર, પરૂ લોહીથી ભરેલો છે, એને માટે તે શું શોક કરવો? જીવાત્માને માટે શોક કરવો, તો તેપણ ઘટતું નથી કારણ તે જીવાત્માનો કદિ નાશ થતો નથી દેહનો નાશ છે, પણ તેમાં રહેનાર ચૈતન્યરૂપ આત્મા અવિનાશી છે.

એ વિષે મોટે વિવેચન કરવા કરતાં આ ઠેકાણે કેટલાંક પ્રમાણોથી દેખાડી આપવું દુરસ્ત ધારી તેમજ વિચાર રાખ્યો છે, અને તેથીકરીને લોકોને વધારે વિશ્વાસ આવવાનું બની આવશે. શ્રીમદ્‌ભાગવતના ચતુર્થ સ્કંધમાં પુરંજનનું આખ્યાન કેવળ જ્ઞાનમય છે, તેમાંથી પ્રસંગોપાત પ્રકરણ શ્લોક અને તેની મતલબ એવી રીતે દાખલ કરેલું છે. પુરંજનને મરતી વખત પોતાની સ્ત્રીમાં મતી રહેવાથી વૈદર્ભરાજાને ઘેર તેની પુત્રી થઇને જન્મ લીધો અને તે પુત્રીને વૈદર્ભરાજાએ મલયધ્વજરાજાને પરણાવ્યા પછી, ઘણે દિવસે પોતાના પ્રાણનાથ વનમાં જઇ તપ કરવા લાગ્યા

તેની પાછળ જઇ તેણે પતિવ્રતાપણાને ધરી તેવીજ સેવા કરવા માંડી. પણ જે વખત સમાધિમાં પોતાના પતિના પગ, સ્પર્શ કરવાથી ઠંડા થઇ ગયેલા જણાયા. તેના હેતુથી તેણે તે વખતે ઘણોજ શોક કરવા માંડ્યો કે.

હે પ્રાણપતિ મહારાજા! આપ ઉઠો. આ તમારી સમુદ્રે વિંટાયેલી પૃથ્વીને ચોરોથી પરાભવ થાય છે, તેની રક્ષા કરો. એવી રીતે પતિ પછવાડે વનમાં ગયેલ વૈદર્ભિરૂપ પુરંજનને આંસુ પડવા માંડ્યા અને પોતાના સ્વામીનો અગ્નિ સંસ્કાર કરી ઘણો શોક કરે છે, તેટલા વખતમાં મનોહર વાણીથી પોતાના પૂર્વજન્મના બાંધવ બ્રાહ્મણે નિચેપ્રમાણે બોધ કર્યો,—

ब्राह्मणउवाच ॥ कात्वंकस्यासिकोवाय शयानोयस्यशोचसि जानासि
किंसखायंमां येनाग्रेविचचर्थह ॥ अपिस्मरसिचात्मानमविज्ञातसखंसखे हि
त्वामापदमन्विच्छन्भौमभोगरतोगतः ॥ हंसावहंचत्वंचार्य सखायौमानसाय
नौ अभूतामंतरावौकः सहस्रपरिवत्सरान् ॥ सत्वंविहायमांबंधो गतोग्राम्य
मतिर्महीं विचरन्पदमद्राक्षीः कयाचिन्निर्मितंस्त्रिया ॥ पंचारामंनवद्वारमे
कपालंत्रिकोष्टकं षट्कुलंपंचविपणं पंचप्रकृतिस्त्रीधवं ॥ पंचेंद्रियार्थाआ
रामाद्वारःप्राणानवप्रभो तेजोबन्नानिकोष्टानि कुलमिंद्रियसंग्रहः ॥ वि
पणस्तु क्रियाशक्ति भूतप्रकृतिरव्यया शक्त्यधीशःपुमांस्त्वत्र प्रविष्टोनावबु
ध्यते ॥ तस्मिन्स्त्वंरामयास्पृष्टो रममाणोश्रुतस्मृतिः तत्संगादीदृशींप्राप्तो
दशांपापीयसींप्रभो ॥ नत्वंविदर्भदुहिता नायंवीरःसुहृत्तव नपतिस्त्वंपुरंज
न्यारुद्धो नवमुखेयया ॥ मायाएषामयासृष्टा यत्पुमांसं स्त्रियंसतीं मन्यसेनो
भयं यद्वैहंसौपश्यावयोर्गतिं ॥ अहंभवान्नचान्यस्त्वं त्वमेवाहंविचक्ष्वभो न
नौपश्यंतिकवयश्छिद्रंजातुमनागपि ॥ यथा पुरुषआत्मानमेकमादर्शचक्षु
षोः द्विधाभूतमवेक्षेत तथैवांतरमावयोः ॥ एवंसमानसोहंसो हंसेनप्रतिबो
धितः स्वस्थस्तद्व्यभिचारेण नष्टामापपुनःस्मृतिं ॥

મતલબ—તું કોણ છે? કોની સ્ત્રી છે? અને જે મરેલાનો શોક કરે છે તે કોણ છે? એ તું જાણે છે? જેની સાથે તું આગળ ફરતો હતો એ હું

તારો મિત્રછું તેને જાણે છે ? હે મિત્ર અવિજ્ઞાત એવે નામે હું તારો ભાઈબંધ છું તેને તું સંભારે છે ?

હે મિત્ર! મુને મુકીને તું ગ્રામ્ય સુખમાં મતી જવાથી પૃથ્વી ઉપર ગયો. ત્યાં એક કોઇ સ્ત્રીએ રચેલું સ્થાનક, કે જેમાં શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ એ પાંચ વિષયોરૂપ બગીચા છે, બે આખ્યો, બે નાક, બે કાન, એક મોહડું, અને બે ગુહ્ય સ્થાનરૂપી નવ બારણાં છે; એક પ્રાણ રક્ષણ કરનાર છે; પૃથ્વી જળ તેજ એ ત્રણ ભુતોના ત્રણ કોઠા છે; કાન, ચામડી આંખ, જીભ, અને નાસીકા, તથા મન એ છ જ્ઞાનેંદ્રિયરૂપ છ વેપારીઓ છે; પાંચ કર્મેન્દ્રિયરૂપ પાંચ હાટડાંઓ છે; પૃથ્વી જળ તેજ વાયુ અને આકાશ એ પાંચ ભૂતો ઉત્પતિનું કારણ છે; અને બુદ્ધિરૂપી સ્ત્રી તેનો અધિપતિ છે. એવી રીતનું તે દીઠું તેમાં તું પેશીને તે સ્ત્રી સાથે ઉપદેશો બધા વિસ્મરણ કરી રમવા લાગ્યો. હે મિત્ર એજ સ્ત્રીના સંગથી તું આ ભુડી દશાને પામ્યો છે. તું વિદર્ભરાજાની દીકરી નથી અને આ મોટી નિંદ્રામાં સુતેલો શુરવીર તારો સગો નથી. તેમજ જે નવ બારણાવાળા શેહેરની અધિપતિ સ્ત્રીએ તુને રૂધો રાખ્યો હતો તે સ્ત્રીનો તું સ્વામી પણ નથી. તું પ્રથમ "હું પુરૂષ છો" એમ અભિમાન રાખતો હતો અને હમણાં "હું સ્ત્રી છો" એમ અભિમાન રાખે છે એ મારી રચેલી માયા છે. એ બેમાંથી એકે સાચું નથી; કારણ કે આપણે બેય શુદ્ધ હંસરૂપ છિએ એ આપણી અતીને તું જાણ.

હું એ તુંજ છે અને તું એજ હું છો. આપણ બેયમાં કવિજનો જરા પણ કોઇ દિવસ અંતરાય દેખતા નથી.

પુરૂપ વિદ્યા અવિદ્યાથી અરીસારૂપી આંખોમાં એક આત્માને બે રૂપે થએલા દેખે છે એટલા ભેદ આપણવિષે દેખવામાં આવે છે. મતલબ કોઈ કાળેપણ ભેદ છેજ નહીં એવિ રીતે તે માનસ હંસ (જીવાત્મા) હંસે (પરમાત્માએ) બોધ કરેલો સ્વસ્થ થઈ ઇશ્વરના વિયોગે વિષયની ઇચ્છાવાળી બુદ્ધીથી નાશ પામેલી સ્મૃતિને પાછી પામ્યો. આ પ્રમાણે પ્રાચીન બર્હિ રાજાને નારદજીએ પુરંજનના આખ્યાનથી પરોક્ષ બોધ જ્ઞાન થાવાને માટે કર્યો છે.

પરંતુ આપણે આ પ્રસંગ ઉપર દુર ન જતાં મલયધ્વજ રાજાની સ્ત્રીરૂપ પુરંજનને તેના પૂર્વજન્મના પ્રિય મીત્રે તેને "શોક વૃથા છે" એવો ઉપદેશ કરેલો છે. તેમાં જે ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન આપેલું છે એ ઉપર હમેશાં માણસોની મતી રહે તો પછી શોક કરવાનું કાંઈપણ કારણ રહે નહીં. વળી શ્રીમદ્ભાગવતના ષષ્ટસ્કંધના પંદરમાં અધ્યાયમાં, ઘણી મહેનતે મળેલો શ્રીત્રકેતુ રાજાનો પુત્ર તેની બીજી રાણીઓએ મારી નાંખ્યો તે વખતે તે રાજા શોક કરતો હતો. ત્યાં નારદજી અને અંગીરા એ બેય માહાત્મા મુનીઓએ તે રાજાને નિચે પ્રમાણે બોધ કર્યો છે જે વાંચવાથી સંપૂર્ણ રીતે જાણીતું થવાશે.

ऊचतुर्मृतकोपांते पतितंमृतकोपमं शोकाभिभूतंराजानं बोधयन्तौसदुक्तिभिः ॥ कोयंस्यात्तवराजेंद्र भवानूयमनुशोचति त्वंचास्यकतमःसृष्टौ पुरेदानीमतःपरं ॥ यथाप्रयातिसंयाति स्रोतोवेगेनबालुकाः संयुज्यंते वियुज्यंते तथाकालेन देहिनः ॥ यथाधानासु वैधाना भवंतिनभवंतिच । एवं भूतेषु भूतानि चोदितानीशमायया ॥ वयंच त्वंचयेचमे तुल्यकालाश्चराचरा जन्ममृत्योर्यथापश्चात्प्राङ्नैवमधुनापिभो ॥ भूतैर्भूतानिभूतेशः सृजत्यवतिहंत्यजः आत्मसृष्टैरस्वतंत्रै रनपेक्षोपिबालवत् ॥ देहेनदेहिनोराजन्देहा देहोभिजायते बीजादेवयथाबीजं देहार्थइवशाश्वतः ॥ देहदेहिविभागोय मविवेककृतःपुरा जातिव्यक्तिविभागोयं यथावस्तुनि कल्पितः ॥

મતલબ—શ્રીત્રકેતુ શોકથી પરાભવ પામેલો પોતાના પુત્રના મડદાં પાસે પોતે પણ મડદાં જેવો થઈ પડ્યો છે તેને માહામુની નારદજી અને અંગીરા સુંદર બોલથી બોધ કરવા લાગ્યા કે, હે રાજા! જેનો તું શોક કરે છે તે તારે શું થાય? જે પૂર્વજન્મમાં પીતારૂપ હોય છે તે મરવા પછી ગમે તેનાં પુત્રપણાને પામે છે અને જન્માંતરે સ્ત્રી મિત્ર શત્રુઆદિ અનેક રૂપ ધારણ કરે છે એ સૃષ્ટીમાં તું કેટલામો છે તે જાણે છે! જેમ પાણીના પ્રવાહના મોજાંના વેગથી વેકુર ઘડીમાં ભેગી થાય છે અને ઘડીમાં નોખી થઈ જાય છે; તેમ કાળરૂપ પાણીના પ્રવાહના મોજાંથી દેહ ધારણ કરનાર

રૂપ રેતી કોઇ વખત ભેળી થાય છે. અને કોઈ વખત જુદી થઈ જાય છે. જેમ અનેક બીજોમાંથી બીજા બીજો ઉત્પન્ન થાય પણ છે, અને વખતે નથી પણ થતાં; તેમ પીતામાતા રૂપ ભુતમાંથી ઈશ્વરની માયાથી ઉશ્કાયેલાં પુત્રાદિક ભુત ઉત્પન્ન થાય છે અને વખતે થતાં નાશ પણ થઈ જાય છે. રાજા ! આ વખત હું તું અને આ ચરાચર જગત, જન્મની પેહેલાં પણ નથી અને મૃત્યુની પાછળ પણ નથી તેમજ આ ચાલતા વર્તમાનકાળમાં પણ નથી એમ જાણ. અજન્મા પ્રાણીમાત્રના ઈશ્વર પ્રભુ પંચભુતથી પંચભુતને સૃજે છે, પાળે છે અને સંહાર કરે છે, અને નહિં સ્વાધીન એવાં પોતાનાં સૃજેલાં ભુતોથી બાળક છોકરાંની પેઠે ઉપેક્ષા પણ રાખે છે. જેમ એક બીજમાંથી બીજાં બીજ ઉત્પન્ન થાય છે, તેમ માતા પીતાના દેહથી પુત્રનો દેહ ઉત્પન્ન થાય છે અને પૃથ્વી આદિની પેઠે હમેશાં દેહમાં રેહેનારો આત્મા છે. આ દેહી અને આ દેહ એવો અનાદિ ભેદ અવિદ્યાથી થયેલો છે અને જાતિ વ્યક્તિનો ભેદ જેવી વસ્તુ તેવો કલ્પવામાં આવે છે. વળી હિરણ્યાક્ષના મૃત્યુથી શોક કરતાં પોતાની માતા આદિ સગાવાહાલાંને હિરણ્યકશિપુએ શ્રીમદ્‌ભાગવતના સપ્તમ સ્કંધના બીજા અધ્યાયમાં નિચે મુજબ કહેલું છે. (અપુરૂં.)

---

## વિયોગવિષે.

વિ. જેકલાલ લીલાધર

વિયોગ એ મહાભયંકર શબ્દ છે. મિત્રને મિત્રનો, સ્ત્રીને પુરૂષનો, માબાપને પુત્રનો, શૂરવિરોને જયનો, રાજાઓને રાજ્યનો, હોદ્દેદારોને હોદ્દાનો, અને વનવાસિઓને વનનો જ્યારે સદાકાળનો વિયોગ થાય છે, ત્યારે તેઓને કાંઈપણ કામ ધંધો સુઝતો નથી, તેના મનમાં હમેંશાં બેચેની રહે છે, અને આ, આખું જગત તેને સ્મશાન જેવું ભાસે છે; અને ભાસે તેમાં કાંઈ નવાઇ નહીં, કારણ તેને દિલાસો દેનાર, તેનાં સુખ દુઃખમાં ભાગ લેનાર, તેને સારી સલાહ બતાવનાર, અને ટુંકામાં કહીએ તો જે તેનો ખરેખરો જીવનનો ઝરો હતો તે એકાએક અલોપ થઇ ગયો; ત્યારે હવે જીવવું તે શા સારૂ એવો વિચાર કરી તે નકામા ઘેલા

માણસની પેઠે દુનિયાની કાંઇપણ દરકાર ન રાખતાં આમ તેમ રખડયા કરેછે અને માનવી દેહ ધારણ કર્યા છતાં જે પોતાનું કર્તવ્યકર્મ છે તે તમામ ભુલી જઇ મોતને મળવાની ઇચ્છા કરે છે.

ઉપર લખ્યાપ્રમાણે પ્રેમની લાગણી ઘણી જોરાવર હોવાથી કોઇ કોઈ માણસની તેવી અવસ્થા થાય છે તોપણ જગન્નિયંતા ઈશ્વરની તે પ્રમાણે કરવાની મરજી હોય એમ જણાતું નથી કારણ માણસની મનોવૃત્તિમાં સુખ અને દુઃખ એ બંને છે. એક માણસ જેને સુખ માને છે તેને બીજો દુઃખ માનેછે, અને ત્રીજો જેને દુઃખ માને છે તેને ચોથો સુખ માને છે; એ પ્રમાણે હોવાથી વિદ્વાન લોકોએ એવો નિશ્ચય કર્યો છે કે સુખ અને દુખ એ બંને મનની માન્યતાથી માની લીધેલાં છે. વળી મન અનિશ્ચયવાળું છે. તે સાચાંને ખોટું માને છે, અને ખોટાંને સાચું જાણે છે; તે સારાંને નરતું ગણે છે, અને નરતાંને સારૂં ગણે છે; તે સદ્ગુણને દુર્ગુણ દેખે છે, અને દુર્ગુણને સદ્ગુણ લેખે છે; આ ઉપરથી એમ ન જાણવું કે મન છે તે ખોટાંને ને ખરામનેજ ખોળે છે. પણ તે કોઇ વખત નઠારી બાબત ઉપર દોડે છે ત્યારે તેને સારી માને છે અને તેથી સુખ થશે એમ તે ધારે છે, પણ જ્યારે સુખને બદલે એથી ઊલટું દુઃખ પડે છે ત્યારેજ તેને પોતાની ભૂલ માલમ પડે છે. આ ઠેકાણે વાસ્તવિક રીતે જોઇએ તો જે બાબતમાં મન કષ્ટીત થાય છે તે બાબત ચ્હાય તેવી સારી અને સુખકારક હોય તોપણ તેને નઠારી અને દુખકારક માને છે; તોપણ ફરીને તેનીજ ચુક કરતાં તેને જરાએ વાર લાગતી નથી. આ વખત અંતઃકરણના નિર્મળ અરીસામાં બુદ્ધિવડે દીર્ઘદૃષ્ટિથી જોઇને વિચાર કરીએ તો સાફ માલમ પડે કે આ પદાર્થ નિર્દોષ અને આ સદોષ છે, આ કામ સારૂં છે અને આ ભુંડું છે, આથી પરિણામે સુખ છે. આથી દુઃખ છે, આનાથી જગતમાં કીર્ત્તિ વધે છે અને આનાથી ઘટે છે, ટુંકામાં અમુક અમુક કાર્યો કરવાથી આ લોક તથા પરલોક સુધરશે અને અમુક અમુક કાર્યો કરવાથી બંને લોક બગડશે, એ આદિ બાબતો એની તો સાફ માલમ પડે છે કે કોઇ માણસની કોઈ ચતુર ચીતારાએ તસવીર ચીતરી હોય અથવા ફોટોગ્રાફ લીધો હોય તેમાં અને તે સાક્ષાત માણસમાં

થોડો ઘણો પણ ફેર હોવો જોઇએ; પણ ઉપરની બાબત વિષે કોઈ કોઇ વિરલ ભાગ્યશાળીઓ જેઓ પૂર્ણ વિચાર કરવાને શક્તિમાન થયા હશે તેમને જરૂર ખાત્રી હોવી જોઇએ કે તેમાં તલ જેટલો તો શું પણ અણુમાત્રએ ફેર પડતો નથી.

અહીં આટલી બધી મનની નિંદવા લાયક ટેવ ઉપર ટીકા કરી છે તેથી કદાપિ કોઇએ એમ ન ધારવું કે એથી નુકસાનજછે અને બિલકુલ ફાયદો નથી. વાસ્તવિક રીતે જોઇએ તો ફાયદો અને નુકસાન સાથે રહેલાં છે. જે જે કામમાં જેટલો જેટલો ફાયદો તેટલું તેટલું નુકસાન પણ સમજવું. આ બાબતમાં પણ એમજ છે. જુઓ મન જુની વાત વિસારીને નવી ઉપર દોડે છે તેથી કેટલો બધો ફાયદો થાય છે. જ્યારે કોઈ વાહાલાં માણસનો આ દુનિઆમાં વિયોગ થાય છે ત્યારે તેને માટે થોડી મુદત સુધી તેના સંબંધોઓને અત્યંત દુઃખ થાય છે પણ તે હળવે હળવે ઘસાતાં ઘસાતાં એટલે સુધી ઘસાઇ જાય છે કે એ વાત બિલકુલ વિસારે પડી જાય છે. પ્રસંગને લઈને કોઇ કોઈ વખત તેને માટે અફસોસ થાય એ સ્વાભાવિક છે; તોપણ તેના મૃત્યુ વખતે જે મનમાં દીલગીરી થઈ હતી તે કેટલે દરજ્જે વધારે હતી તેનો વિચાર ઉપરા ઉપરી પડેલાં દુખથી દુખી થએલાં માણસોને કમકમાટી સાથે સોંપી આ વિષય આગળ ચલાવું છું.

જે માણસ પોતાનાં સંબંધીનાં મરણથી સદાકાળ શોક સાગરમાં બુડેલો રહે છે એટલુંજ નહીં પણ તેથી વિરકત થવા કોઈ દિવસ ઇચ્છા પણ રાખતો નથી તે જો કે માણસ છે તો પણ માણસાઇથી દૂર છે, તે જો કે પંડિત હો તોપણ પંડિતાઈથી અળગો છે, તે કદિ ગ્નાની હોય તો પણ ગ્નાનથી વેગળો છે એમ ભાસે છે. કારણ જો ઇશ્વરને એ બાબત ગમતી હોત તો બધા માણસમાં તેવીજ જાતની ઇચ્છા થાત અને બધા માણસમાં તેવીજ જાતની ઇચ્છા હોત તો ટુંકી મુદતમાં આ દુનિઆનો અંત આવત એ નિશ્ચય છે. ત્યારે તેમ કરવાની જગતકર્ત્તાની મરજી છે એવું અનુમાન પણ ન કરી શકાય ત્યારે જીભે કરીને બોલાય તો શી રીતે?

એ ઉપરથી શોકપંકમાં* મગ્ન થએલા માણસનું મન જડ છે અને તે દુનિઆના નિયમની બ્હાર છે એમ કહીએ તો તે ધારવાપ્રમાણે એવું નહીં કહી શકાય. એટલુંજ નહીં પણ અંતઃકરણને ખરી ખાત્રી થવાથી તે મતને સર્વ સજ્જનો પણ તેને મળતા આવે એવું અનુમાનમાં આવે છે. આ દુનીઆમાં માણસ, પશુ, પંખી, માછલાં, કીડા વિગેરે જે જે પ્રાણી છે તેનો કોઇ પણ દિવસે નાશ થવાનો છે. જે જન્મ્યું તે મરવાનું, જેનું નામ તેનો નાશ, ત્યારે તેને માટે જે શોક કરવો તે મોથ્યા છે. લક્ષ્મણજીએ વિભીષણને કહ્યું છે કે,—

यद्वत्तोयौघपतिताःसिकतायातितद्दशाः
संयुज्यंतेवियुज्यंतेतथाकालेनदेहिनः
यथाधानासुवैधानाभवंतिनभवंतिच
एवंभूतेषुभूतानिप्रेरितानीशमायया

પાણીના પ્રવાહમાં તણાતી રેતી જેમ ભેગી થાય છે અને વખતે વિખેરાઇ જાય છે તેમ કાળના યોગથી દેહને ધરનારા ભેગા થાય છે અને વિખેરાઇ જાય છે. જે વખત જવની ધાણી શેકવા માંડી હોય તે વખત લાગતા તાપથી ઉડતા દાણા કોઇ કોઇ ભેળા થઇ જાય છે અને કોઇ કોઇ જુદા પડી જાય છે. તેમ ઇશ્વરી માયાએ ઉદ્દેરેલાં ભૂત પ્રાણીમાત્ર વખતે ભેળાં થાય છે અને વખતે જુદાં થઇ જાય છે. જેમ વૃક્ષમાં રાત્રીએ બેઠેલાં સઘળાં પક્ષીઓ સવાર પડતાં જુદી જુદી દિશાએ પોત પોતાની મરજી પ્રમાણે જુદાં જુદાં ઉડી જાય છે, જેમ યાત્રામાં અગર મેળામાં મળેલાં માણસો પણ એક બીજાથી જુદાં પડી પોત પોતાને ઘેર જાય છે; તેમજ આ મહાન યાત્રા એટલે દુનિઆં, તેમાં આપણા સાથી જે મનુષ્ય પ્રાણી તેની સાથે આપણે સુખથી મુસાફરી કરીએ છીએ. તથાપી કોઇ કાળે આપણા સંબંધીને આપણો નિરંતરનો વિયોગ થાય છે અથવા તો સંબંધીનો આપણને તેનો વિયોગ થાય છે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે, ત્યારે તેને માટે ઘણી મુદત સુધી અમથો

---

* શોકરૂપી કીચડ.

અફસોસ કરી નકામી જીંદગી ફેંકી દેવી તે દીવો લઇ કુવામાં પડવા બરાબર છે. જે અમુલ્ય મનુષ્ય દેહ પરમેશ્વરે આપ્યો છે તે કાંઈ ફરીને ફરીને આવવાનો નથી; અને એ દેહેકરીને જેવાં સુકૃત્ય થાય છે તેવાં બીજા કોઇપણ દેહે બની શકતાં નથી. આપણા જાતભાઈ જે માણસ માત્ર તેનું જેવું અને જેટલું ભલું એ દેહેકરીને બની શકે તેવું અને તેટલું બીજા કયા દેહેકરીને બની શકે તેમ છે? દુનિઆમાં ઘડાઈ ઘડાઇને કેળવાએલા વિદ્વાનોને માટે નહીં પરંતુ જેઓ અલ્પજ્ઞાની છે અને અનુભવમાં અથડાયા નથી તેને માટે એટલીજ પ્રાર્થના છે કે કોઇને પોતાના પુત્રનો વિયોગ થાય તો તેને માટે દીલગીરીના દરીઆમાં બુડવાને બદલે તેની યાદગીરી રહે તેવું કામ કરવું તે વધારે સારૂં છે, કોઇને સ્ત્રીનો વિયોગ થાય તો તેનું ઘર ભાંગી ગયું તે કેમ થશે! તેના વિચારમાં ઘેલા ન બનતાં તેનું પછવાડેથી સારૂં થાય તેવું કામ કરવું. મિત્રને મિત્રનો વિયોગ થાય ત્યારે લમણે હાથ દઈ બેસી, રેહેવાને સાટે તેનું નામ કયા કાર્યથી અમ્મર રહેશે! તેવું કાર્ય કરવું; જેથી પોતાની ફરજ અદા થાય એટલુંજ નહીં પણ એમ થવાથી કોઇ વેળા આપણને પણ સંસાર છોડવાનો વખત આવશે તે વખત આપણાં કરેલાં કૃત્યઉપર માણસોને સારો વિચાર બંધાશે અને આપણા સ્નેહી, સંબંધી, મિત્ર, અને બાંધવ આદિ જે લોકો તે વખત હયાત હશે તે જે બેહેતર હશે તેજ કરશે. "ઇશ્વર સારાંનો બદલો સારોજ આપે છે તેમ છતાં જે માણસ ભુંડા હોય છે તેના જોવામાં ભુંડો બદલો આવે છે તેનું કારણ એટલુંજ છે કે જેમ કમળાવાળો માણસ સઘળું પીળું દેખે છે તેમ તે જગતમાં સઘળું ભુંડું દેખે છે."

આ વિષયના અંતમાં એપણ અવશ્ય વિનંતિ કરવાની છે કે "સર્વ માણસોએ ઇશ્વર પાસે પ્રાર્થના કરતી વખત એપણ જરૂર માગવાનું છે કે અમને ઘણી મુદત સુધી અમારા મિત્ર, સ્નેહી, અને વાહાલાં સંબંધીઓનો સમાગમ રખાવજો અને તે સાથે અમે સહુ સંપસંપીને રહી જગતમાં સારાં કૃત્યવડે અમારાં નામ અમ્મર કરીએ તેવી રૂડી પ્રેરણા કરજો".

તથાસ્તુ.

**નં. વિ. લી.**

कार एवोदात्तः स्यात् । विवृतमिति समासे यद्यप्यृकारः पदादिर्भवति तथापि सुविवृतमिति समासस्य सति शिष्टत्वेन बलीयस्त्वात्तदन्त्य एवोत्तरपदादावविकार एवो दात्तस्वरेण भवितव्यमिति । उच्यते । गतिरनंतर इत्य त्रानुवृत्तेः क्तग्रहणे कृद्ग्रहणपरिभाषा नाश्रीयते । तदा श्रयणे व्यवहितगतावपि प्रकृतिस्वरे सत्यनंतरग्रहण मनर्थकं स्यात् । अनेनैव चाभिप्रायेणानंतरग्रहणस्य प्रयोजनमभ्युद्धृतमित्यत्र व्यवहितस्याभिशब्दस्य मा भूदिति प्रत्युदाहृतं । तस्मात्सुविवृतमित्यृकार एवोदात्त इति स्थितं । सुनिरजं । अनायासेन निरवरोपं प्राप्यं । अज गतिक्षेपणयोः । सुनिसोरुपसर्गयोः प्रा क्प्रयोगः । ईषद्दुस्सुषु कृच्छ्राकृच्छ्रार्थेषु खल् । पा० ३।३।१२६। न चात्र सुशब्दस्य निसाव्यवधानं शंक नीयं । सुशब्दस्य ह्युपपदमात्रं । खलो निमित्तं मानं तर्यं । अत एव सुपरिहरं दुःपरिहरमित्यादयः प्रयोगा इति । पूर्ववद्गतिसमासे लितीति प्रत्ययात्पूर्वमुदात्तमि ति धात्वकार उदात्तः । निसा समासे कृदुत्तरपदप्रकृ तिस्वरेण स एव शिष्यते । पुनः सुशब्देन समासे कृद्ग्रहणे गतिकारकपूर्वस्यापि ग्रहणमिति परिभाषया कृदुत्तरपदप्रकृतिस्वरेण स एव शिष्यते । न्यादातं ।

त्वया शोधनेन विशदीकृतं। दैप् शोधने। आदेच उप देशेऽशिति। पा० ६।१।४५। इत्यात्वं। सत्यपि हि पकारे नानुबंधकृतमनेजंतत्वमित्येजंत एवायं। निष्ठेति कर्मणि क्तः। दाधा घ्वदाप्। पा० १।१।२०। इत्यत्रादाविति प्रतिषेधेन घुसंज्ञाया अभावाद्दो दद्घोः। पा० ७।४।४६। इति ददादेशो न भवति। ननु दाप् लवन इति प्रतिपदोक्तस्यैव दापस्तत्रादाविति निषेधः। न पुनर्लाक्षणिकस्य दैपः। लक्षणप्रतिपदोक्तयोः प्रतिपदोक्तस्यैव ग्रहणं न तु लाक्षणिकस्येति नियमादिति चेत्। न। गामादाग्रहणेष्वविशेष इति प्रतिप्रसवात्। युष्मच्छब्दात्तृतीयैकवचनस्य सुपां सुलुगिति डादेशः। त्वमावेकवचन इति मपर्यंतस्य त्वादेशः। अतो गुण इति पररूपत्वं। भसंज्ञायां टेरित्यद्शब्दस्य लोप उदात्तनिवृत्तिस्वरेणाकार उदात्तः। कर्तृकरणे कृता बहुलं। पा० २।१।३२। इति तृतीयायाः समासः। तत्पुरुषे कृति बहुलं। पा० ६।३।१४। इति तृतीयाया अप्यलुक्। कृदुत्तरपदप्रकृतिस्वरे प्राप्ते तृतीया कर्मणि। पा० ६।२।४८। इतिपूर्वपदप्रकृतिस्वरत्वं। यशः। अशू व्याप्तौ। अशेर्युट् च। उ० ४। १९२। इत्यसुन्। तत्संनियोगेन धातोर्युडागमः। नित्वादाद्युदात्तत्वं। गवां। प्रातिपदिकस्वरः। सावेकाच इ

ति विभक्तेरुदात्तत्वं प्राप्तं। न गोश्वन्साववर्णेति निषि
ध्यते। वृधि। वृञ् वरणे। श्रुशृणुपृकृवृभ्यश्छंदसि।
पा० ६।४।१०२। इति हेर्धिरादेशः। बहुलं छंदसीति
श्नोरपि लुक्। निघातः। कृणुष्व। कृवि हिंसाकरण
योश्च। इदितोनुम्। व्यत्ययेनात्मनेपदं। लोटस्थास्।
पा० ३।४।७८। थासः से। पा० ३।४।८०। सवाभ्यां
वामौ। पा० ३।४।९१ कर्तरि शपि प्राप्ते। पा० ३।१।६८।
धिन्विकृण्व्योरच्च। पा० ३।१।८०। इत्युप्रत्ययः। तत्सं
नियोगेन वकारस्य चाकारः। तस्यातो लोपः। पा०
६।४।४८। इति लोपः। अचः परस्मिन्पूर्वविधौ। पा०
१।१।५७। इत्यकारलोपस्य स्थानिवद्भावाल्लघूपधगुणो
न भवति। अत्र सति शिष्टस्वरबलीयस्त्वमन्यत्र वि
करणेभ्य इति सति शिष्टमपि विकरणस्वरं बाधित्वा
तिङ एव प्रत्ययाद्युदात्तत्वं। राधः। असुनंतो नि
त्त्वादाद्युदात्तः। अद्रिवः। अद्रिर्वज्रं। तदस्यास्तीति
मतुप्। छंदसीरः। पा० ८।२।१५। इति वत्वं। सं
बुद्धावुगिदचां पा० ७।१।७०। इति नुम्। हल्ङ्या
दिसंयोगांतलोपौ। पा० ६।१।६८। मतुवसो रु संबुद्धौ
छंदसि। पा० ८।३।१। इति रुत्वं। विसर्जनीयः। आमं
त्रितस्य च निघातः॥ ७॥

(गुजरातीमां.)

## मंत्रनो भावार्थ.

हे इंद्र! सारीरीते सर्वत्र फेलायेलुं अने सुखेथी सघळुं मळी शके एवुं अन्न, ते शोधी काहाड्युं अने मळ्युं. गाईओना व्रजने उपाडय. हे वज्रवाळा धनने संपादन कर्य. ॥ ७॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र! सारीपेठे सर्व जगोये फेलायलुं अने अनायासे सघळुं मळी शके तेवुं अन्न, ते शोधी काहाड्युं. अने ते मळी चुकुं छे. हवे दुध वगेरे रस मळवाने वास्ते गाईओना व्रज एटले रहेवानी जगोनुं द्वार उपाडय. अने हे वज्रवाळा! धनने मेळवी आप्य. ॥ ७॥



॥ अष्टमीमृचमाह ॥

नहि त्वा रोदसी उभे ऋघायमाणमिन्वतः।
जेषः स्वर्वतीरपः सं गा अस्मभ्यं धूनुहि ॥ ८ ॥

पदपाठः

नहि । त्वा । रोदसी इति । उभे इति । ऋघायमाणं । इन्वतः । जेषः । स्वःऽवतीः । अपः । सं । गाः । अस्मभ्यं । धूनुहि ॥ ८ ॥

## माधवभाष्यं.

हे इंद्र ऋघायमाणं शत्रुवधं कुर्वाणं त्वां रोदसी उभे द्यावापृथिव्यावपि त्वदीयं महिमानं व्याप्तुं नहीन्वतः । न समर्थे इत्यर्थः । तादृशस्त्वं स्ववतीः स्वर्लोकयुक्ता अपो वृष्टिरूपा जेषः । जयेः । प्रेरयेत्यर्थः । अपां स्वर्गसंबंधश्चान्यत्र दिवो वृष्टिं व्यावपतीति श्रुतं । किंच वृष्टिप्रदानादन्नसंपत्तेरूर्ध्वमस्मभ्यं क्षीरादिरसप्रदा गाः संधूनुहि । सम्यक् प्रेरय ॥ नहि । नञो हिशब्देन सह सुपा । पा० २।१।४। इति समासः । समासत्वादंतोदात्तत्वं । त्वा । अनुदात्तं सर्वमित्यनुवृत्तौ त्वामौ द्वितीयाया इति त्वादेशः । रोदसी । रुदेरसुन् । नित्त्वादाद्युदात्तः । उगितश्च । पा० ४।१।६। इति ङीप् । उभे । धातिप्रादिकस्वरेणांतोदात्तः । श्या सहैकादेश उदात्तः । ऋ

घायमाणं । नॄन्हंतीत्यृघा । अन्येभ्योऽपि दृश्यंत इति विच् । दृशिग्रहणस्य विध्यंतरोपसंग्रहणार्थत्वान्नकारलोपो हकारस्यच घकारः । अनृघा ऋघा भवतीत्यभूततद्भावे लोहितादिडाज्भ्यः क्यष् । पा० ३।१।१३। इति क्यष् प्रत्ययो भवति । स ह्याकृतिगणः । लोपश्च हलः । पा० ३।१।१२। इत्यनुवृत्तेर्नकारलोपश्च । वा क्यषः । पा० १।३।९०। इत्यात्मनेपदं । लटः शानच् । शपोऽदुपदेशात्पराच्छानचो लसार्वधातुकानुदात्तत्वं । शपः पित्त्वादनुदात्तत्वं । क्यषः प्रत्ययस्वरः । एकादेशस्योदात्तत्वं । इन्वतः । इवि व्याप्तौ । इदितो नुम् धातोरिति नुम् । शपः पित्त्वादनुदात्तत्वं । लडादेशस्य तसश्च लसार्वधातुकस्वरेण धातुस्वर एव शिष्यते । हि चेति निषेधात्तिङ्ङिङ इति निघातो न भवति । जेषः जेः । प्रार्थनायां लिङर्थे लेट् । तस्य मध्यमपुरुषैकवचनं सिप् । इतश्च लोपः परस्मैपदेष्वितीकारलोपः । कर्तरि शपि प्राप्ते तदपवादः सिब्बहुलं लेटीति सिप् । अडागमस्यानुदात्तत्वाद्धातुस्वर एव शिष्यते । स्वरासामस्तीति स्वर्वत्यः । न्यङ्स्वरौ स्वरितौ । फि० ४।८। इति स्वर्शब्दः स्वरितः मतुप्ङीपौ पित्त्वादनुदात्तौ । संहितायां स्वरितात्संहितायामनुदात्तानां । पा० १।२।३९। इत्येकश्रुतिः ।

स्वरित एवं शिष्यते। अपः। ऊडिदमित्यादिना विभ क्तेरुदात्तत्वं। धूनुहि। धूञ् कंपने। लोटः सेर्हिपिच्च। स्वादिभ्यः श्नुः। उतश्च प्रत्ययादसंयोगपूर्वात् पा० ६।४।१०६। इति प्राप्तस्य लुकश्छांदसत्वादभावः ॥८॥

अभिप्लवषडहस्योक्थ्येषु तृतीयसवनेऽच्छावाकस्य षट्स्तोत्रियानुरूपयुगलेषु द्वितीयस्मिन्युगल आश्रुत्क र्णेति तृचोऽनुरूपः एवाष्वितिखंडे श्रुधी हवं तिरश्चा आश्रुत्कर्ण श्रुधी हवं। आ०।७।८। इति सूत्रितं॥८॥

( गुजरातीमां. )

## मंत्रनो भावार्थ.

हे इंद्र शत्रुओनो वध करनारो एवो जे तुं तेना महिमाने पोचवाने आकाश अने पृथ्वी बन्ने पण समर्थ नथी. अने एवो तुं स्वर्गलोकवाळा जळने प्रेर्य अने अमोने गाईओ सारीरीते दे. ॥८॥

## भाष्यनो भावार्थ.

हे इंद्र शत्रुओनो वध करनारो एवो जे तुं तेना महिमाने पोचवाने आकाश अने पृथ्वी बन्ने पण समर्थ नथी. अने तेवो तुं स्वर्गलोकवाळां एटले वृ- ष्टिरूप जळने प्रेर्य. जळने स्वर्गनो संबंध बिजी जगा-

ओमां वरसाद पाडे छे. एम श्रुतिमां लख्युं छे. अमोने गाईओ सारीरीते दे. एटले वृष्टी आपवाथी अन्ननी संपत्ति करी, ते पछी दुध वगेरे रसने आपनारी गाईओ सारीरीते दे. ॥ ८ ॥



॥ तस्मिंस्तृचे प्रथमां सूक्ते नवमीमृचमाह ॥

आश्रुत्कर्ण श्रुधी हवं नू चिद्दधिष्व मे गिरः।
इंद्र स्तोममिमं मम कृष्वा युजश्चिदंतरं ॥ १ ॥

पदपाठः

आश्रुत्ऽकर्ण । श्रुधि । हवं । नु । चित् । दधिष्व । मे । गिरः । इंद्र । स्तोमं । इमं । मम । कृष्व । युजः । चित् । अंतरं ॥ १ ॥

## माधवभाष्यं.

हे आश्रुत्कर्ण सर्वतः श्रोतारौ कर्णौ यस्य तादृशे इंद्र हवमस्मदीयमाह्वानं नुक्षिप्रं श्रुधि । शृणु । मे मम होतुर्गिरश्चित्स्तुतीरपि दधिष्व । चित्ते धारय । किंच । मम

# आर्यधर्मप्रकाश.

THE

# ARYA DHARMAPRAKASH.

## પુસ્તક ૬ ઠ્ઠું

સંવત ૧૯૩૪.

---

॥ शिखरिणी ॥

॥ अघौघंप्राचीनंविघटयतिपुण्यंप्रथयति ॥
॥ प्रसूतेसद्बुद्धिंनवनवकलांपल्लवयति ॥
॥ हरत्यज्ञानांध्यंदिशतिपरमानंदपदवीं ॥
॥ सतांसंगःकल्पद्रुमइवनाकिंकिंवितनुते ॥ १ ॥

---

છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભાર મંડળી.

મુંબઇ મધ્યે,
ઓરીયન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૭૮ ઈસવી.

અનુક્રમણિકા.

પૃષ્ઠ